# સાંકળીઉં.

## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.

પ્રકરણ ૩ જું.



પ્રકરણ ૪ થું.

પ્રકરણ ૫ મું.

પાનું



પ્રકરણ ૬ ઠું.



પ્રકરણ ૭ મું.

### પ્રકરણ ૧૩ મું.

પાનું

## પ્રકરણ ૧૪ મું.



## પ્રકરણ ૧૫ મું.

---

## સુધારો.

દીબાચાના પેજમાં ત્રીજી લાઇન મધ્યે જ્યાં આફ્રેન્દી ૨૦બાની લખ્યું છે, તેના બદલે શોઘી આફ્રેન્દી ૨૦બાની વાંચવું.



# બહાઉલ્લા

અને

# નવો જમાનો



"ડૉ. જે. ઇ. એસ્લેમોન્ટ, જાણીતા બહાઇ શીક્ષક તેમજ ગ્રંથકર્તા."

જન્મ ૧૯-૫-૧૮૭૪ ઇ. સ.        મરણ ૨૨-૧૧-૧૯૨૫ ઇ. સ.

## પ્રકરણ ૧ લું

### ખુશ ખબર.

"આખી દુનિયાના લોકો જેની આગાહી રાખી રહ્યા હતા તેનો અવતાર થયો છે. સઘળી પ્રજાઓ ઇશ્વરોકત શાસ્ત્રની અપેક્ષા રાખી રહી છે અને સમસ્ત મનુષ્યજાત માટે તે બહાઉલ્લા, સર્વોપરી ગુરૂ અને શિક્ષક છે."—અબ્દુલબહા.

### ઇતિહાસનો મહત્તમ પ્રસંગ.

ઇતિહાસને પાને નોંધાયલા "મનુષ્ય વિકાસ" નો અહેવાલ આપણે વાંચીશું તો જણાશે કે માનવ પ્રગતિમાં એક અગત્યનું તત્વ એ છે કે વખતો વખત એવા મહાન પુરૂષોના અવતાર થાય છે કે જેઓ પ્રચલિત વિચાર અને જ્ઞાનથી આગળ વધીને નવાં સત્યોનું શોધન કરીને તે રજુ કરે છે. જગતના પરિવર્તનનો આધાર ચાર પ્રકારના માણસો ઉપર હોય છે. શોધક, વિચારક, આગેવાન થનાર અને પયગમ્બર. એ વિષે કાર્લાઇલ "જમાનાના ચિન્હો" માં લખે છે કેઃ—

"અમે ધારીએ છીએ કે સાદું સત્ય, ઘણુંજ સાદું સત્ય એ છે કે જે માણસમાં ઉંચી જાતનું જ્ઞાન હોય, અત્યાર સુધી નહિં જણાયેલું એવું આધ્યાત્મિક સત્ય જેને લાધ્યું હોય, તે

તેવા જ્ઞાન વગરના ૧૦ માણસો કરતાં, યા ૧૦૦૦૦ માણસો કરતાં તો શું પણ સર્વ માણસો કરતાં વધારે બળવાન છે. લોકો વચ્ચે તે દૈવી શકિત સહિત ખડો રહે છે; જાણે એવી સ્વર્ગીય તરવાર સાથે કે જેની સામે કોઇ ઢાલ કે કિલ્લો ટકી શકે નહિ."

કલા, વિજ્ઞાન અને સંગીતના ઇતિહાસમાં એ વિષે આપણને સંખ્યાબંધ પુરાવા મળે છે પણ ધર્મોના ઇતિહાસમાં એક મહાન પુરૂષની મહત્તા જેટલી સ્પષ્ટ જણાઇ આવે છે તેવી કશે જણાતી નથી. જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, અધર્મ વધી પડે છે ત્યારે ત્યારે એક રહસ્યપુર્ણ મહાન અવતારી પુરૂષ જન્મે છે. કોઇ પણ માણસ પાસે શિક્ષણ લીધા વગર, કોઇ પણ માણસથી દોરવાયા વગર, કોઇ પણ માણસ તેને પુરો ઓળખી નહિ શકે તો પણ, પોતાની જવાબદારીમાં તેને કોઇ ભાગ લેનાર નહિ મળે તો પણ, આંધળાઓમાં તે એકલો દેખતા જેવો, દૈવી સત્ય, નીતિ અને ઇશ્વરેચ્છાનો પ્રચાર કરતો, જગતમાં એકલો ઝઝુમે છે.

પયગામ્બરોમાં પણ કેટલાક વધારે આગળ પડતા છે. થોડી થોડી સદીઓ વીતતાં પૂર્વના દેશોમાં કોઇને કોઇ કૃષ્ણ, જરથોસ્ત, મુસા, ઇસા કે મહમદ જન્મેજ છે. માનવ જાતમાં ફેલાયેલો અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરવા તેઓ સત્યદર્શક સૂર્ય જેવા ઝળહળી ઉઠે છે અને સૂપ્તાત્માઓને જાગૃત કરે છે. પયગામ્બરોની અરસપરસમાં સરખામણી કરવાની જરૂર નથી. એટલું તો કબુલ કરવુંજ પડશે કે મનુષ્ય જાતની કેળવણીમાં તેઓનો હિસ્સો બહુ મોટો છે. બધાજ પયગામ્બરો આ પોકાર કહે છે કે તેઓ જે શબ્દો બોલે છે તે પોતાના નથી પણ તેઓ મારફત કોઇ દેવાત્મા બોલે છે. તેઓ તો ફકત સંદેશવાહકોજ છે. તેઓનાં લખાણોમાં પણ એવી સંજ્ઞાઓ અને આગાહીઓ નજરે પડે છે કે તેઓનું કામ આગળ ચલાવવા યોગ્ય સમયે કોઇ મહાન જગત-ગુરૂ જન્મશે, જે આ દુનિયામાં સુલેહ શાંતિ અને ન્યાયનો અમલ પ્રસારશે. અને બધા ધર્મના તથા બધી ન્યાતજાતના લોકોને એક કુટુંબવત કરશે. "એકજ ટોળું અને

એકજ ભરવાડ ". નાનામાં નાનેથી તે મોટામાં મોટાં સુધીનાં સર્વ જણ ખુદાને ઓળખશે અને ભજશે.

આ જમાનામાં જો તેવો જગત ગુરૂ જન્મે તો તે ખરેખર એક મહાન બનાવ ગણાય. અને બહાઇ ચળવળ સમગ્ર જગતને ખુશખબર આપે છે કે તેવો ગુરૂ જન્મ્યો છે. તેણે નવું જ્ઞાન ઉપદેશ્યું છે; જે લખાણમાં ઊતર્યું છે, અને કોઇ પણ ઉત્સાહી જીજ્ઞાસુ તેનો અભ્યાસ કરી શકે તેમ છે. ખુદાના દિવસનું પ્રભાત થયું છે અને સદાચારનો સુર્ય ઉગ્યો છે. ગિરિ શિખર પરના કેટલાકોએજ હજી તેનાં ઝગહુળિત બિંબના દર્શન કર્યા છે પણ તેના કિરણો તો સ્વર્ગથી તે પૃથ્વી સુધી પથરાયાં છે. હવે થોડા વખતમાં તે ગિરિ શિખરે પણ ચઢશે અને મેદાન તથા ખીણ, સર્વ ભાગોને પ્રકાશ અને નવજીવનથી ભરી દેશે.

## પરિવર્તનશીલ જગત.

આખી ઓગણીસમી સદી અને ચાલુ વીસમી સદી જુના જમાનાના અંતની વેદના અને નવા જમાનાની પ્રસુતિની પીડામાંથી પસાર થાય છે. જડવાદ અને સ્વાર્થના જુના સિદ્ધાંતો; જુનો પંથવાદ, સંકુચિત દેશભક્તિ અને વૈમનસ્યનો નાશ થવા લાગ્યો છે; તેમાંની માન્યતાઓ તુટવા લાગી છે. તેઓનાં ખંડીયેર ઉપર નવો જુસ્સો, નવી શ્રધ્ધા, અને આંતરરાષ્ટ્રિય ભ્રાતૃભાવ બંધાવા લાગ્યો છે. બધેથી જુનાં બંધનો તુટવા લાગ્યાં છે. સર્વ પ્રકારનાં મનુષ્ય જીવનમાં અદભુત ફેરફારો થવા લાગ્યા છે. જુનો જમાનો હજી છેક નાશ પામ્યો નથી; પણ નવા જમાના સાથે તે જીવન-મરણના અંતિમ કલહમાં પડયો છે. રાક્ષસી અને ભયંકર અનિષ્ટોને તપાસવામાં આવે છે તેઓને ખુલ્લાં પાડવામાં આવે છે, તેઓ સામે આક્ષેપ કરવામાં આવે છે અને નવા જુસ્સા તથા નવી આશા સાથે તેના ઉપર હુમલા કરવામાં આવે છે. વાદળાં તો ઘનઘોર છવાયેલાં છે પણ તેઓને ચીરીને પ્રકાશ પુટી નીકળે છે જે પ્રગતિનો પંથ બતાવે છે, વિઘ્નોને દૂરથી દેખાડી દે છે અને મુશ્કેલીના ખાડાઓથી સાવચેત કરે છે.

અઢારમા સૈકાની વાત જુદીજ હતી. તે વખતે જગતમાં ધર્મની ફેલાયેલી ગ્લાનિ ટાળવા પ્રકાશનું એક પણ કિરણ

દેખાયું નહોતું. તે વખત પાછલી રાતના અંધારા જેવો હતો કે જ્યારે કેટલાક દીવાઓ અંધારૂં છે એટલી પ્રતીતિ પુરવા બળતા હતા. એ જમાના વિષે કારલાઇલ "મહાન ફ્રેડરીક"ની તવારીખમાં લખે છે કેઃ—

"એ જમાનો એવો હતો કે જેની તવારીખ દમ વગરની છે. સર્વ પ્રકારનાં જુઠાણાંઓથી તે ભરપુર હતો. જુઠાણાંમાં તે એટલે સુધી રચીપચી ગયેલો હતો કે જેમાં જુઠાણું પોતે પણુ વિસરાઇ ગયું હતું. પાપનો ઘડો પુરો ભરાયો હતો અને ફ્રેન્ચ બળવાએ તે ફોડી નાંખ્યો. હું છુટકારાનો દમ લઇને જણાવું છું કે એ જમાના માટે એવોજ અંત આવવો વ્યાજબી હતો અને માણસ જાતને વાનર અવસ્થામાં ફરીથી પડતાં અટકાવવા માટે દૈવી ચમત્કાર થવાની જરુરજ હતી."

અઢારમાં સૈકા સાથે સરખાવતાં હમણાંનો વખત પ્રભાત સમય જેવો છે. જગતમાં નવચેતન આવ્યું છે; નવા વિચારો જન્મ્યા છે અને નવી આશાઓ ઉભી થઇ છે. થોડાં વરસ અગાઉ જે ચીજો સ્વપ્નવત્ ગણાતી તે આજે હકિકતો બની ગઇ છે. જે બાબતો આપણાથી જમાનાઓ જેટલી આગળ દેખાતી હતી આજે રોજની થઇ પડી છે. આપણે હવામાં ઉડીએ છીએ અને સમુદ્રમાં સફર કરીએ છીએ. દુનિયામાં આપણે વીજળીક સંદેશાઓ મોકલીએ છીએ. મોટમોટી લશ્કરી આપખુદ સત્તાઓની પડતી થઇ છે. સ્ત્રીઓને સર્વ પ્રકારનાં જીવનમાં અને ધંધાઓમાં છુટ મળવા લાગી છે. એક મોટો ખંડ કેફી પીણાના ત્યાગનો પ્રયોગ આદરી બેઠો છે. પ્રજાસંઘ સ્થપાયો છે જે લડાઇઓ નાબુદ કરવાનું ધ્યેય ધરાવે છે અને બીજા પણ અનેક ચમત્કાર થયા છે.

### સદાચારનો સૂર્ય

આખી દુનિયામાં આવી ઓચિંતી જાગૃતિ આવવાનું કારણ શું ? બહાઇઓ માને છે કે ઓગણીસમી સદીમાં ઇરાનમાં થઇ ગયેલા પયગમબર બહાઉલ્લા મારફત પવિત્ર આત્માએ જે પ્રેરણાઓ પ્રદર્શિત કરેલી તેનું એ પરિણામ છે.

બહાઉલ્લાનું શિક્ષણ એવું છે કે જેમ સૂર્ય આ પૃથ્વી પર પ્રકાશ ફેંકનાર છે તેમ ખુદાનો અવતારરૂપી પયગમ્બર આધ્યાત્મિક પ્રકાશ પ્રગટાવનાર છે, સૂર્યનો પ્રકાશ જેમ જીવજંતુના ઉદ્‌ભવ અને વિકાસનું કામ કરે છે તેમ આધ્યાત્મિક પ્રકાશ આત્માઓને અજવાળે છે. સૂર્યને નજરે નિહાળતાં ન હોય તેવાં જીવજંતુઓ પણ તેના પ્રકાશથી આબાદ થાય છે તેમ માનવ આત્માઓએ પયગમબરનો ઉપદેશ સાંભળ્યો ન હોય છતાં તેઓનાં જીવન પર અસર થાય છે, કયામતને દિવસે મુડદાં ઉઠે તેમ પયગમ્બરની વાણીથી અજ્ઞાનરૂપી મરણાવસ્થામાં પડેલા આત્માઓ જાગી ઉઠે છે.

જડ કુદરતમાં જે સૂર્યથી ફુલ પાન ફુટે છે તેજ સૂર્યથી જીર્ણ થયેલાં ફુલપાન જેમ ખરી પણ પડે છે તેમજ આધ્યાત્મિક જગતમાં પણ થાય છે કયામતનો દિવસ તે ન્યાયનો પણ દિવસ છે. ખોટી રૂઢીઓ, મત મતાંતરો, વહેમો, અધર્મો, પાપાચારો વિગેરે આધ્યાત્મિક સૂર્યના પ્રકાશથી બરફની પેઠે પીગળી જાય છે, અને બંધીયાર શકિતઓ પીગળેલાં પાણીની રેલની પેઠે બહાર પડી વહેવા લાગે છે.

### બહાઉલ્લાનું જીવન કાર્ય

બહાઉલ્લાએ વારંવાર સ્પષ્ટ જણાવ્યું હતું કે લાંબા વખતથી જે જગતગુરૂની રાહ જોવામાં આવતી હતી તે તેઓ પોતે હતા. તેમનાં ઉપદેશોમાં જ્ઞાનરૂપી નહેરમાં વહનનો સર્વ ધર્મોના વહેણનો સંગમ થવો જોઇએ, તેમણે આખી દુનિયામાં એવી મક્કમ એકતાનો પાંચો નાંખ્યો છે કે જેથી જનસમુદાયમાં ભલી લાગણી અને સુલેહ શાંતિ પ્રવર્તે; કે જે આદર્શ પયગમ્બરોએ પુર્વે રજુ કર્યો હતો અને કવિજનોએ ગાઇ વખાણ્યો હતો.

સત્યનું શોધન; માણુસ માત્રની એકતા; ધર્મોની એકતા; પુર્વ તેમજ પાશ્ચમની પ્રજાઓ અને કોમોની એકતા; ધર્મ અને વિજ્ઞાનનું સંયોગી કરણ; વહેમો અને કુરૂઢીઓનો નાશ; સ્રીઓ અને પુરૂષોની સમાનતા ન્યાય અને નીતિની સ્થાપના; ફરજીયાત કેળવણી અને ભાષાઓનું જોડાણ, આ અને આવી બાબતો પચાસ

વરસ ઉપર બહાઉલ્લાએ જગત સમક્ષ રજુ કરી હતી; તેમણે રાજાઓને અને બાદશાહોને પણ પત્રો લખ્યા હતા–

જમાનાના ચિન્હો સાથે તેમનો ઉપદેશ બહુજ બંધબેસતો થાય છે; હમણાંના જેવા ગંજાવર અને ગુચવાડાભર્યા નવા સવાલો કદી નહોતા; તેઓના ઉકેલ પણ તેટલાજ અને વિધવિધ દર્શાવાયા છે, જગત ગુરૂની જરૂર અને અપેક્ષા પણ હમણાંના જમાના જેવી નહોતી.

## પરિપુર્ણ થયેલી ભાવિષ્યવાણી.

અબ્દુલબહા લખે છેઃ—

"૨૦૦૦ વર્ષ ઉપર યાહુદીઓ આંખમાં આંસુ સાથે રોજ ખુદાની બંદગી કરતા કે, 'હે ખુદા, તું તારૂં જ્ઞાન પ્રદર્શિત કરવા જલદી મસિયાહને–તારનારને મોકલ' તથા આરજુથી તેવા તારનારના અવતારની રાહ પણ જોતા હતા, છતાં જ્યારે ઇસુ ખ્રિસ્ત અવતર્યા ત્યારે તેઓએ તેમને સ્વીકાર્યા નહિ; ભારે દુશ્મનાઇથી તેમની સામે થયા અને શયતાન જેવા લેખીને તેમને વધસ્તંભે ચઢાવ્યા. આમ કરવાનું કારણ તેઓ એ બતાવવા લાગ્યા કે 'તોરામાં લખ્યાં પ્રમાણે ખ્રિસ્તના અવતાર વખતે ચોકસ બનાવો બનવા જોઇએ અને ચોકસ ચિન્હો જણાવાં જોઇએ; તે ન જણાયાં અને તેમણે મસિયાહ હોવાનો દાવો કર્યો માટે તે ધુતારા હોવા જોઇએ. તોરાહમાં લખ્યા પ્રમાણે તારનાર કોઇ અજાણે સ્થળે પુટી નીકળ્યો જોઇએ; પણ અમે બધા જાણીએ છીએ એ માણસનું ઘર નાઝરેથમાં છે. અને નાઝરેથમાં તે વળી મસિયાહ પેદા થવાનો હતો? બીજું ચિન્હ એ કે મસિયાહે તરવારથી રાજ્ય કરવું જોઇએ પણ એ માણસ પાસે તો લાકડી સુધ્ધાં નહોતી–તેણે દાઉદની ગાદી મેળવીને તેનો વંશ વેલો વધારવો જોઇએ ત્યારે આ માણસ પાસે તો બેસવાને સાદડી સુધ્ધાં નથી–તોરાહની શરિયતો તેણે અમલમાં મેલવી જોઇએ પણ એણે તો શરિયત તોડી છે. તેણે સાબાથને રોજ સુધ્ધાં કામ કર્યું છે. તોરાહમાં ચોકખું લખેલું છે કે જે માણસ પયગમ્બર હોવાનો દાવો કરી, ચમત્કારો કરી, પછી સાબ્બાથનો ભંગ કરે તેને મારી નાંખવો. વળી તેવા પયગમ્બરના રાજ્યમાં ન્યાય અને સદાચાર તો એટલો બધો પ્રચાર પામવો જોઇએ કે માણસો

તો શું પણ જનાવરો સુદ્ધાં ન્યાયી અને સદાચારી થવાં જોઇએ; સાપ અને ઉંદર એક દરમાં રહે; બાજ અને હોલો એક માળામાં રહે; સિંહ અને હરણ એક સ્થાને વસે તથા વાઘ અને બકરી એક ઓવારે પાણી પીએ. તેને બદલે ઇસુ ખ્રિસ્તના વખતમાં અન્યાય અને જુલમ એટલો બધો વધી ગયો હતો જે તેને વધસ્તંભે ચઢાવ્યો! મસીયાહના વખતમાં યાહુદીઓ આબાદ થવા જોઇએ અને દુનિયાની બધી પ્રજાઓ ઉપર તેઓએ વિજય મેળવવો જોઇએ તેને બદલે તેઓને અધમ હાલતમાં રોમન સામ્રાજ્યની ગુલામી વેઠવી પડે છે. આ બધું જોતાં તોરાહમાં આગાહી કરેલી તેવો મસીયાહ એ કેમ હોઇ શકે?'

"આવી દલીલો કરી યાહુદીઓએ ખરેખરા મસીયાહને નહિ માન્યો. તેઓ તોરાહના લખાણનો અર્થ સમજ્યા નહિ અને ખરાં ખ્રિસ્તને વધસ્તંભે ચઢાવી દીધો! આ વિષે બહાઇઓનું માનવું છે કે તોરાહનું લખાણ રૂપક અલંકારમાં થયેલું હોવાથી યાહુદીઓ તેનો અર્થ સમજ્યા નહિ, બાકી ભવિષ્યવાણી પરિપુર્ણ તો થઇજ હતી. દાખલા તરીકે ઇસુ ખ્રિસ્તનું સ્વર્ગીય અને દૈવી સામ્રાજ્ય તો એવું ફેલાયેલું છે કે જે કંઇ નેપોલિયનના સામ્રાજ્યની પેઠે થોડા વખતમાં પડી ભાગવાનું નથી. ૨૦૦૦ વર્ષથી લોકોનાં હૃદય પર ખ્રિસ્તનું રાજ્ય ચાલે છે અને તે કાયમ ચાલ્યા કરશે. આટલાં બધાં વર્ષો વીતી ગયાં અને બધું અનુભવ્યું છતાં હમણાંના યાહુદીઓ પણ થઇ ગયેલા ખ્રિસ્તને ખોટા માને છે અને હવે પછી અવતરનાર મસીયાહની રાહ જુએ છે."

જો યાહુદીઓએ ઇસુ ખ્રિસ્તને તે ભવિષ્યવાણીઓનો અર્થ પુછયો હોત તો તેમણે તે જરૂર સમજાવ્યો હોત. એવી ભવિષ્ય વાણીઓનો બહાઉલ્લાએ બરાબર અર્થ સમજાવ્યો છે અને એ અર્થ સમજવાનું જગતગુરૂ સિવાય બીજા કોઇનું ગજું પણ હોતું નથી. પોતાની પયગામ્બરી માટે તેઓ આગાહીઓ પર આધાર રાખતા નથી. સુર્યના અસ્તિત્વ માટે શી સાબિતિ જોઇએ? તેજ પ્રમાણે પ્રભુના અવતાર માટે પણ પુરાવાની જરૂર

પડતી નથી. આગલી બધી આગાહીઓનો નાશ થાય તો પણ અંતર્દષ્ટા થયેલા લોકો માટે બહાઉલ્લાની પયગામ્બરી ખુલ્લી રીતે સાબિતજ છે.

### પયગામ્બરીની સાબિતિ.

પોતે જે કહે અને જે ચિન્હો દર્શાવે તે અંધશ્રદ્ધાથી માની લેવાનું બહાઉલ્લા કદી કહેતા નથી. તેથી ઉલટું, તેમણે સર્વને પોતાની વિવેકબુધ્ધિ વાપરીને સત્ય તારવવા સલાહ આપી છે. પોતાની પયગામ્બરી સિધ્ધ કરવા તેમણે કશું છુપું રાખ્યું નથી. પોતાના આચાર, વિચાર અને લખાણ તેમણે જનતા સમક્ષ ખુલ્લાં રાખ્યાં છે તે ઉપરથી તપાસ કરીને તેમની કસોટી કરી લેવાની રીત કે જે નીચે પ્રમાણે મુસાએ દર્શાવી હતી તેજ તેમણે પણ બતાવી છે.

"જો કોઇ પયગામ્બર ખુદાને નામે બોલે અને જો તેના બોલવા પ્રમાણે કંઇ બને નહિ તો જાણવું કે ખુદા બોલતો નથી. પણ પયગામ્બરે પોતાનું જ અડાવ્યું છે, અને ત્યારે તેનાથી બીહીવું પણ નહિ." ઇસુ ખ્રિસ્તે પણ નીચે પ્રમાણે ચેતવણી આપી છેઃ—

"ખોટા પયગામ્બરોથી સાવધ રહેજો. તેઓ તમારી પાસે ઘેટાંનાં સ્વરૂપમાં આવે છે પણ અંદરખાને તેઓ ભુખ્યા વરૂ જેવા હોય છે. તેઓનાં કાર્યના પરિણામથી તમે તેઓને ઓળખી શકશો? બાવળ વાવીને આમ્રફળની આશા રખાશે? તેજ પ્રમાણે ઇષ્ટનું પરિણામ ઇષ્ટ અને અનિષ્ટનું અનિષ્ટ આવે છે....એટલે કે તમે તેઓને તેઓનાં કાર્યનાં પરિણામથી જ ઓળખી શકશો."

આ પ્રકારની કસોટીમાં બહાઉલ્લા ઉતરે છે કે નહિ તે વાંચકોએ હવે પછીનાં પ્રકરણો વાંચી પોતેજ સમજી લેવું; તેઓ બોલતાં હતા તેવું બન્યું છે કે નહિ? તેમનાં કાર્યનું પરિણામ સારૂં આવ્યું છે કે બુરૂં? તેમની ભવિષ્યવાણીઓ પરિપૂર્ણ થઇ છે કે નહિ? તેમની શરિયત પ્રચલિત થઇ છે કે નહિ?

તેમના કામથી કેળવણીનો પ્રચાર, માનવજાતની ઉન્નતિ, અને નીતિમાં સુધારો થયો છે કે નહિ? એ બધું વાંચકે પોતે વિચારી લેવાનું છે.

### તપાસ કરવાની મુશ્કેલીઓ.

સત્ય શોધકના માર્ગમાં મુશ્કેલીઓ તો રહેવાનીજ; કારણ કે દરેક ધાર્મિક કે સંસાર સુધારાની ચળવળ વિષે ગેરસમજુતિ બરપા થાય છે તેમ બહાઇ ચળવળ માટે પણ થઇ છે. બહાઉલ્લા અને તેમના અનુયાયીઓએ જે દુઃખો વેઠયાં છે તે તો તેમના મિત્રો અને શત્રુઓ બધાય જાણે છે. પણ એકંદરે ચળવળ વિષે, અને તેના ચાલકોનાં ચારિત્ર્ય વિષે મતભેદ છે, ખ્રિસ્તના જમાનામાં પણ તેવો મતભેદ હતો. ઇસુખ્રિસ્તને વધસ્તંભે ચઢાવ્યા તે; તેમને દુઃખો પડયાં તે, તેમના અનુયાયીઓને શહિદ થવું પડયું તે, ખરી હકિકત હોવાથી ખ્રિસ્તી અને યાહુદી તવારીખ નવેશો ઇન્કાર કરી શકતા નથી. ફરક એજ કે શ્રધ્ધાળુઓ માને છે કે ખ્રિસ્તે મુસા અને બીજા પયગામ્બરોની આગાહીઓ ખરી પાડી છે અને સામાવાળા કહે છે કે ખ્રિસ્તે યાહુદી શરીયતનો ભંગ કર્યો હતો માટે તે મોતની સજાને પાત્ર હતો.

ધાર્મિક અને વૈજ્ઞાનિક સત્યો નમ્ર અને વિનયી શોધકનેજ સાંપડે છે; જે માણસ પોતાના વહેમ અને પુર્વ મંતવ્યને બાજુએ મેલીને શોધે તેનેજ લાધે છે; જેમ પારસમણી મેળવવા માટે સર્વ સંપતિ વેચી નાંખવી પડે છે તેમ. અને એવીજ રીતે આપણે બહાઇ ચળવળનો આશય સમજવા પ્રયત્ન કરવાનો છે. એ હીલચાલના સ્થાપકોનાં લખાણમાંથી ઘણો ભેદ ખુલે છે; પણ પાછી તેમાંય મુશ્કેલી છે. ફારસી અને અરબ્બી ભાષાનું અજ્ઞાન એમાં ખૂબ નડે છે; કારણ કે તેમનાં લખાણ મજકુર ભાષામાં થયેલાં છે. અંગ્રેજીમાં થોડાં ભાષાંતર થયાં છે પણ તે કેવળ શુધ્ધ અને શૈલીભર્યાં નથી. એ ભાષાંતરો ગમે તેવાં હોય તોય તેમાંથી સાંપ્રદાયિક મુળ તત્વો તો જણાઇ આવ્યા વગર રહે તેમ નથી જ. તે તો ધુમસ ભેદીને દેખાતાં ગિરિશૃંગો પેઠે દેખાઇ જ આવે છે.

## પુસ્તકોનો હેતુ.

આ પુસ્તકમાં બહાઇ સંપ્રદાયનો ઇતિહાસ તથા તેનો ઉપદેશ પ્રમાણિકપણે વર્ણવામાં આવશે કે જેથી વાંચકો તેની તુલના કરી શકે અને તેને વધુ બારીક શોધ કરવી હોય તો કરી શકે.

સત્ય શોધન કરવું અગત્યનું છે છતાં જીંદગીનો તે એકલોજ હેતુ નથી. સત્ય કંઇ એવી ચીજ નથી કે જેને ચીઠ્ઠી ચોઢીને સંગ્રહસ્થાનમાં મેલી દેવાય. સત્ય એક એવું તત્ત્વ છે કે જે લાધે તો માનવહૃદયમાં સ્થાન લે છે અને જીવનમાં તે ફલિત થાય છે. માટે આ પયગામ્બરી જ્ઞાનનો પ્રચાર કરવાનો ખરો હેતુ તો એ છે કે જેઓ તેનું રહસ્ય સમજે, તેઓ તેના સિધ્ધાંતને આચારમાં મેલે; શુભ શિક્ષણનો પ્રચાર કરે અને સ્વર્ગની પેઠે પૃથ્વીમાં પણ ખુદાની ખાહેશ પાર પડે એવો વખત વહેલો લાવવામાં મદદગાર બને.



## પ્રકરણ ૨ જું.

### જ્યોતિર્ધર બાબ.

"જુલમગારે એમ સમજીને દુનિયાના પ્યારાને મારી નાંખ્યા છે કે જાણે પ્રાણી માત્ર ઉપર પડતી ખુદાઇ રોશણી બુઝવી શકાશે અને મનુષ્ય જાતને સ્વર્ગીય જીવનના ઝરા પાસે જતી અટકાવી શકાશે...."—"બહાઉલ્લા.

### નવાં જ્ઞાનનું ઉત્પત્તિસ્થાન.

બહાઇ ધર્મનું ઉત્પત્તિસ્થાન તે ઇરાનની સરજમીને તવારીખમાં ખાસ નામ મેળવેલું છે. તેની પ્રાચીન મહત્તા, સંસ્કૃતિ, સત્તા અને સૌભાગ્ય સર્વોપરી હતાં. તેણે મહાન બાદશાહો, મુત્સદ્દીઓ, પયગામ્બરો, કવિઓ, ફિલસુફો અને કલાકારો પેદા કર્યા હતા. જરથોસ્ત, સાઇરસ, દરાયસ, હાફીઝ, ફીરદુસી, સાદી, અને ઉમ્મર ખય્યામ તેના મશહુર વડવાઓ છે. તેના વેપારીઓ હુશિયાર હતા, તેની શેત્રંજીઓ સર્વોત્તમ હતી, તેની તરવાર અતિ જલદ હતી, તેનાં માટીનાં વાસણો પ્રસિધ્ધ હતાં. તેની પ્રાચીન મહત્તાના અવશેષો આજ પર્યંત મોજુદ છે.

છતાં અઢારમી અને ઓગણીસમી સદીમાં તેની અધોગતિ ચે અફસોસકારક થઇ હતી. તેની પ્રાચીન મહત્તા વિસરાઇ ગઇ હતી. તેની રાજ્ય સત્તા ખરાબ હતી. પૈસાનું નામ નહોતું. કેટલાક રાજ્યકર્તાઓ નિર્બળ હતા અને કેટલાક ઘાતકી હતા. તેના ધર્મગુરૂઓ ઝનુની અને આપખુદ હતા; લોકો અજ્ઞાન અને વહેમમાં ડુબ્યા હતા. લોકોનો મોટો ભાગ શીયા મુસલમાન હતો અને જરથોસ્તી, યાહુદી, ખ્રીસ્તી, તથા બીજા સંપ્રદાયો એક ખુદાને માનવાનું અને પ્રેમ તથા સંપથી રહેવાનું શીખવે છે છતાં પણ એક સંપ્રદાયના લોકો બીજા સંપ્રદાયના લોકોને ધીક્કારતા અને એક બીજાને ગંદા કુતરા અથવા નાસ્તિક જેવા લેખતા. વાતવાતમાં તો ગાળ દેવાતી. ચોમાસાંના દિવસમાં જો કોઇ યાહુદી અથવા જરથોસ્તી રસ્તામાં ચાલતાં ભીંજાયો હોય અને તેનું કપડું મુસલમાનને લાગી જાય તો મુસલમાન અભડાઇ જતો અને તેવા ગુન્હા બદલ જરથોસ્તી કે યાહુદીઓને જાન પણ

ગુમાવવા પડતા. યાહુદી, જરથોસ્તી અથવા ખ્રીસ્તી પાસેથી મુસલમાનને પૈસા લેવા હોય તો તે ધોવડાવીને લેતો. જો કોઇ યાહુદીનું છોકરૂં કોઇ ગરીબ મુસલમાન ભિખારીને પાણીનો પ્યાલો આપતું તો યાહુદી ખીજવાઇને તે પ્યાલો ઝુંટવીને ફોડી નાંખતો અને મુસલમાનને નાસ્તિક સમજીને ગાળ દેતો. મુસ્લીમ સંપ્રદાયો વાળા માંહોમાંહે મારામારી કરતા; જરથોસ્તીઓ તેમાં જોડાતા નહિ પણ એકલા સલામત લતામાં રહેતા.

સામાજીક અને ધાર્મિક હાલત બહુજ ખરાબ થઇ પડી હતી. કેળવણીનું તો નામજ નહોતું: પાશ્ચિમાત્ય કલા વિજ્ઞાનને નાપાક અને ધર્મવિરોધી ગણવામાં આવતાં. ન્યાય તો કોઇને ભાગ્યેજ મળતો. ચોરી લુંટફાટ તો સાધારણ થઇ પડયાં હતાં. રસ્તાઓ ખરાબ અને બિન સલામત હતા. સ્વચ્છતાની ગેરહાજરી કમકમાટ ઉપજાવનારી હતી.

આવી સ્થિતિ હોવા છતાં ઇરાનમાંથી આધ્યાત્મિક પ્રકાશ બુઝાઇ ગયો ન હતો. સ્વાર્થ અને વહેમોનાં વાતાવરણમાં પણ અહિં તહિં સંત ફકીરો મળી આવતા. જેમ ખ્રિસ્તના અવતાર પુર્વે એના અને સીમીયનના, દિલમાં ખુદા અવતરવાની શ્રધ્ધા રહેતી તેમ ઘણાઓ ખુદાના પયગમ્બરના અવતારની રાહ જોતા શ્રધ્ધા રાખી બેઠા હતા.

## બાબનો જન્મ અને જુવાની.

નવા જમાનાના જ્યોતિર્ધર બાબ આવા વખતમાં જન્મ્યા અને ઇરાનને ચગડોળે ચઢાવી દીધું. તેમનું મુળ નામ તો મીરઝા અલી મહમદ હતું. તેઓ ઇ. સ. ૧૮૧૯ ના અકટોબરની ૨૦ મી તારીખે અથવા હીજરી સન ૧૨૩૫ ના મહોરમની પહેલી તારીખે જન્મ્યા હતા. જાતે તેઓ સૈયદ અને પયગામ્બર મહમદના વંશજ હતા. તેમના પિતા પ્રખ્યાત વેપારી હતા જેઓ બાબના જન્મ પછી થોડા વખતમાં ગુજરી ગયા હતા. તેથી બાબને તેમના મામા કે જેઓ શિરાઝના એક વેપારી હતા તેમણે ઉછેરીને મોટા કર્યા. ત્યાં બાળપણમાં બાબ લખતાં વાંચતાં શીખ્યા હતા. પણ એક તવારીખ નવેશ કહે છે કે બાબે કંઇ પણ કેળવણી લીધી

નહોતી; વળી બાબને લોકોની નજરમાં હલકા પાડવા માટે મુલ્લાંઓ કહેતા કે તેણે જે પ્રકારનું જ્ઞાન અને ડહાપણનું પ્રદર્શન કર્યું હતું તે તેણે લીધેલી (ખરાબ) કેળવણીનું જ પરિણામ હતું. પણ તપાસ કરતાં અમને જણાયું કે બાળપણમાં થોડો વખત બાબ શેખ મહમદ ઉર્ફે આબીદને ઘેર શીખવા જતા હતા જ્યાં તેઓ ફારસી લખતાં વાંચતાં શીખ્યા હતા; કારણ કે બાબે પોતાનાં પુસ્તક "બયાન"માં "હે મહમદ, હે મારા ઉસ્તાદ" એ પ્રકારે પોતાના શિક્ષક માટે ઉલ્લેખ કર્યો છે. બાબના ઉસ્તાદ શેખ પાછળથી પોતાના શાગિર્દના (બાબના) ચેલા થયા હતા. બાબનો મામો હાજી સૈયદઅલી પણ તેમનો ચુસ્ત અનુયાયી બન્યો હતો અને બાબી તરીકે શહિદ થયો હતો. એકંદરે બાબની તાલીમ નહિ જેવીજ હતી. માટે મોટપણમાં માં તેમણે જે જ્ઞાન અને મહત્તા પ્રાપ્ત કર્યાં હતાં તે દૈવી પ્રેરણા થીજ હોવાં જોઇએ.

પંદર વર્ષની ઉમરે તેઓ પોતાના વાલી સાથે ધંધામાં પડયા, અને પછી બુશાયર જઇને પોતાના એક કાકા સાથે રહી વેપાર કરવા લાગ્યા.

જુવાનીમાં તેઓ બહુ દેખાવડા નિવડયા હતા; તેમની રીતભાત આકર્ષક હતી, તેઓ ભક્તિવાન અને ચારિત્ર્યશીલ હતા. મુસ્લીમ ધર્મ પ્રમાણે બંદગી કરતા; રોઝા રાખતા; બધા વૃતવૃતાદિક કરતા અને આચાર પણ બરાબર શરીયત મુજબજ રાખ્યો હતો.

બાવીસ વર્ષની વયે તેમણે લગ્ન કર્યું. તેથી એક બાળક થયો જે બાલ્યાવસ્થામાંજ મરણ પામ્યો હતો.

### બહાર પડયા.

પચીશ વર્ષની ઉમરે ઇશ્વરી હોકમને માન આપીને તેમણે જાહેર કર્યું કે ખુદાએ તેમને ચોપદાર તરીકે પસંદ કર્યા છે. "એક મુસાફરના હેવાલમાં" વાંચવામાં આવે છે કેઃ—

"બાબ" શબ્દનો તેઓ એવો અર્થ કરતાં હતા કે તેઓ જાણે તેમની પાછળ થનાર કોઇ મહાન અવતારના નેકી પોકારનાર

હતા કે જે અવતારની ઇચ્છાનુસાર તેઓ કર્મ કરતા હતા અને જેને પ્રેમથી તેઓ વળગી રહેવા ચાહતા હતા."

તે દિવસોમાં શેખ લોકોમાં એવી માન્યતા પ્રચલિત હતી કે વહેલે મોડે કોઇ મહાન પયગામ્બર જન્મશે. એવા એક શેખ નામે મુલ્લા હુસેન બુશરૂઇને બાબે પોતાનું જીવન કાર્ય સૌથી પહેલાં જણાવ્યું. જે તારીખે એ વાત કરેલી તે "બયાન"માં આપેલી છે. ઇ. સ. ૧૮૪૪ ની ૨૩ મી મેં યાને હીજરી સન ૧૨૬૦ ની ૫ મે જમાદીયલ અવલ. સુર્યાસ્ત પછી સવા બે કલાક.

ઘણા દિવસો તન દઇને ખોજ કર્યા પછી મુલ્લા હુસેનને ખાત્રી થઇ કે જે પયગામ્બરની રાહ જોવામાં આવતી હતી તે જન્મ્યો છે. તેમનાં મત સાથે બીજાઓ મળતા થયા એટલે ઘણા ખરા શેખોએ બાબને પયગામ્બર તરીકે સ્વીકાર્યા, અને પોતે બાબીઓ તરીકે ઓળખાવા લાગ્યા. બાબની કીર્તિ પણ ચોમેર ફેલાવા લાગી.

## બાબી સંપ્રદાયનો પ્રચાર.

બાબના પહેલા જે અઢાર શિષ્યો થયા તેઓને તેમણે ઇરાન અને તુર્કસ્તાનમાં પોતાની આમદની ખબર ફેલાવવા મોકલ્યા, અને ઇ. સ. ૧૮૪૪ના ડીસેમ્બરમાં પોતે મકકે ગયાં અને ત્યાં દુનિયા ભરમાંથી એકઠા થયેલા હાજીઓ સમક્ષ પોતાનો સંદેશો સુણાવ્યો. ત્યાંથી તેઓ બુશાયર ગયા તો ત્યાં પણ જનતા ખળભળી ઉઠી હતી. તેમની બોલવાની છટા, તેમના લખાણોમાં રહેલી પ્રેરકતા, તેમનું જ્ઞાન તથા ડહાપણ અને સુધારક તરીકે તેમની હિંમત અને ઉત્સાહ, એ બધાંથી તેમના અનુયાયીઓ ખુબ ઉલટમંદ થયા; પણ જુના વિચારના મુસલમાનોમાં તેટલીજ ભય અને અદાવતની લાગણી ઉત્પન્ન થઇ. શીયા ધર્મગુરૂઓએ બાબને વખોડી કાઢયા અને ફાર્સના સુબા હુસેનખાનને સમજાવ્યા કે બાબીઓને દબાવી દેવા. તે પછી બાબ માટે આફતનો જમાનો શરૂ થયો. તેમને ઘણીવાર કેદમાં જવું પડયું. દેશનિકાલ થવું પડયું, અદાલતો સમક્ષ ઉભા રહેવું પડયું, ફટકા ખાવા પડયા, અપમાન સહન કરવાં પડયાં અને એમને એમ ઇ. સ. ૧૮૫૦ માં તેઓ શહિદ થયા.

## બાબનો દાવો.

બાબે જ્યારે એમ જાહેર કર્યું કે ખુદ મહમદ પયગામ્બરે જે મેહદીનો અવતાર થવાની આગાહી કરી હતી તે હું છું, ત્યારે તેમની સામે લોકોની દુશ્મનાવટ બેવડી વધી ગઇ, શીયાઓ એમ માનતા કે પયગામ્બર મહમદ પછીના બારમા વારસ ઇમામ મેહદી થઇ ગયા, તેજ મેહદી પયગામ્બરની આગાહી પ્રમાણે થઇ ગયા હતા. શીયાઓ એમ પણ માને છે કે એ ઇમામ મેહદી કે જેઓ હીજરી સન ૩૨૯ માં કોઇ ભોંયરા વાટે અદૃશ્ય થઇ ગયા હતા તેઓ ગુજરી ગયા નથી પણ ખરે વખતે પાછા બહાર પડશે અને નાસ્તિકોનો નાશ કરી ધર્મધ્વજા ફરકાવશે. તેઓ એમ માનતા કે ઇમામ મેહદી પાછા આવશે ત્યારે તે લહાવલશ્કર સાથે આવશે; પોતાનો ધર્મ જાહેર કરશે; મરેલાંઓને સજીવન કરશે વિ. વિ. પણ બાબમાં તો શીયાઓએ તેવો કંઇ ચમત્કાર નહિ જોયો એટલે તેઓએ તેમને સ્વીકાર્યા નહિં; જેમ યાહુદીઓએ ઇસા મસીયાને સ્વીકાર્યો નહિ તેમ બીજી બાજુએ બાબીઓ ભવિષ્યવાણીના અર્થ રૂઢ ભાવના નહિ લેતાં તેને અલંકારી ગણી આધ્યાત્મિક અર્થ સમજાવતા કે પયગામ્બરને શહેરો જીતીને લોકો ઉપર રાજ્ય કરવું નથી પણ તેઓને તો લોકોનાં હૃદય પર સત્તા જમાવવી છે બાબમાં તેઓએ તેવી શકિત જોઇ કેમજે અજ્ઞાનરૂપી કબરમાંથી તેમણે ઘણા માણસોને નવચેતન આપી જાગ્રત કર્યા હતા.

બાબ મેહદી હોવાનો દાવો કરીનેજ અટકયા નહિ, તેમણે નુકતા-યે-ઉલાનો પવિત્ર ખિતાબ પણ ધારણ કર્યો હતો. મહમદ પયગામ્બરને તેમના અનુયાયીઓ એ તખલ્લુસથીજ બોલાવતા. ઇમામનો ખિતાબ એનાથી બીજા નંબરનો છે. પણ નુકતા-યે-ઉલાનો ખિતાબ ધારણ કરીને બાબ મહમદની હરોળમાં જઇ બેઠા તે કારણથી શીયાઓએ તેમને ધુતારા લેખ્યા. તેમણે વળી નવું પંચાંગ દાખલ કીધું; તેમણે સૌર-ગણત્રી શરૂ કરી અને પોતે જે દિવસથી બહાર પડયા તે દિવસથી નવો શક આરંભ્યો.

## સતામણી વધે છે.

આ કારણોથી શ્રીમંત કે ગરીબ, અભણ કે ભણેલા બધાજ તેમનાં શિક્ષણને માન આપવા લાગ્યા એટલે સત્તાવાળાઓએ તેમની સતામણી પણ વધારી. બાબીઓનાં ઘરો લુંટીને તેનો નાશ કરવામાં આવ્યો. સ્ત્રીઓને ઉપાડી જવામાં આવી. તેહરાન, ફાર્સ, માઝીનદરાન અને બીજાં સ્થળોએ સંખ્યાબંધ લોકોની કતલ કરવામાં આવી. ઘણાકનો શિરચ્છેદ કરવામાં આવ્યો, ઘણાકોને ફાંસીએ લટકાવ્યા; ઘણાકોને તોપને મોઢે ઉરાડયા. ઘણાકોને બાળ્યા અને ઘણાકોના કાપીને ટુકડા કર્યા. આટલું બધું થયા છતાં સંપ્રદાય પ્રસર્યો; શ્રધ્ધાળુઓની શ્રધ્ધા ઉલટી વધી. કારણ કે આવા બનાવોથી મેહદીના પુનરાગમનની આગાહીઓ ખરી પડી. શીયાઓ જેને પ્રમાણભૂત ગણે છે એવા "જાબીર" નામના ગ્રંથમાં લખ્યું છે કેઃ-

"તેનામાં મુસા જેવી સંપૂર્ણતા હશે; ઇસુ જેટલી ચારિત્ર્ય-શીલતા હશે અને અયુબ જેટલું ધૈર્ય હશે. તેના સંત શિષ્યોને તેઓના વખતમાં હલકા ગણવામાં આવશે, તુર્કો અને ડેલામાઇટોની પેઠે તેઓનાં ડોકાં ભેટ મોકલાશે. તેઓની કતલ થશે. તેઓને બાળી મેલવામાં આવશે. તેઓને ભય લાગશે; તેઓ વિસ્મય પામશે; ધરા તેઓના રક્તથી રંગાશે. તેઓની સ્ત્રીઓના વિલાપ સંભળાશે. મારા સંતોની આવી હાલત થશે."

## બાબની શહિદી.

તા૦ ૯ મી જુલાઇ ૧૮૫૦(શુક્રવાર તા૦ ૨૮ મી શબાન હી સ. ૧૨૬૬)કે જ્યારે બાબનું વય ૩૧ વર્ષનું હતું તે દિવસે તેઓ પોતે દુષ્ટોના ભોગ થઇ પડયા. તેમના એક જુવાન શિષ્ય નામે આગા મહમદઅલી સાથે તેમને તબ્રીઝના લશ્કરી વસવાટના ચોકમાં ફાંસીને માંચડે લઇ જવામાં આવ્યા બપોર થવા પહેલાં તેઓને બે કલાક આગળથી ફાંસીએ ચઢાવ્યં; બેઉની બગલમાંથી એવી રીતે દોરડાં ભેરવવામાં આવ્યાં હતાં કે શિષ્યનું શિર તેના ગુરૂની છાતી સરસું અડયું હતું. આર્મીનીયન સીપાઇઓની

ટુકડી બોલાવવામાં આવી; તેઓ પાસે ગોળીબાર કરાવ્યા પણ ધુમાડો ઉડી ગયા પછી જુએ છે તો ગુરૂ અને શિષ્ય બેઉ સલામત હતા. ગોળીબારથી તો ઉલટાં તેઓનાં દોરડાં તુટી ગયાં અને તેઓ નીચે પડયા. નીચે પડયા પછી તેઓ નજીકના ઓરડામાં ગયા અને એક મિત્ર સાથે વાત કરવા લાગ્યા; એટલે બપોરે તેઓને પાછા ફાંસીએ લટકાવ્યા; સિપાઇઓની બીજી ટુકડી બોલાવી તેની પાસે ગોળીબાર કરાવ્યો તે આ વખતે પાર પડયો. બેઉ જણના શરીર ગોળીથી ચાળણી જેવાં છેદાઇ ગયાં હતાં. પણ તેઓનાં મોઢાં અક્ષત રહ્યાં હતાં.

આ પ્રમાણે આ સ્થળ પણ ઇસુનાં વધસ્થાન જેવું બીજું "કેલવરી" બન્યું! બાબના દુશ્મનોએ વિજયની ગુન્હાસરી ખુશાલી અનુભવી. તેઓએ ધાર્યું કે હવે બાબી સંપ્રદાય જડમૂળથી ઉખડી ગયો! પણ તેઓની ખુશાલી ઝાઝો વખત ટકવાની નહોતી. સત્યનું વૃક્ષ લોઢાંના કુહાડે કપાઇ જતું નથી, તેઓને ખબર નહોતી કે તેઓનાં આ દુષ્ટ કૃત્યથી તો સંપ્રદાયને ઉલટો વધારે જોસ મળ્યો હતો. બાબની શાહદીથી બાબની આકાંક્ષા ઉલટી ફળીભુત થઇ કેમજે તેથી તેમના શિષ્યોમાં ઓર પણ ઉત્સાહ વધ્યો. તેઓની આગ સતામણી રૂપી વાયરાથી ભડકો લઇ ઉઠી; તેને હોલવવા જેમ જેમ વધારે કોશેષો થઇ તેમ તેમ તેની જવાળા વધુ ઉંચી ગઇ.

### કારમેલ પહાડ ઉપર તેમની તુરબત.

બાબ અને તેમનાં શિષ્યના શરીરાવશેષ શહેરની દિવાલ બહાર આવેલી ખાઇમાં ફેંકી દેવામાં આવ્યા હતા. કેટલાક બાબીઓ બીજે દિવસે મધ્ય રાત્રે તે શોધીને ઉપાડી ગયા. અને ઇશાનમાં ગુપ્ત કબ્રંરોમાં વર્ષો સુધી તેને સંચકી રાખ્યા પછી આખરે ભારે મુશ્કેલીથી અને મોટું જોખમ ખેડી તેને પવિત્ર ભૂમિમાં લાવવામાં આવ્યા. હાલમાં તેઓની સુંદર તુરબતો કારમેલ પહાડના ઢોળાવપર એલાઇજાની કબર પાસે તથા બહાઉલ્લાની કબર નજદીક અને બહાઉલ્લાએ જે સ્થળે ઘણો કાળ ગાળ્યો

હતો તેનાથી થોડા માઇલ દૂર આવેલી છે. બહાઉલ્લાની પાક તુરબતની જાત્રાએ આવતાં લાખો માણસો તેમના જ્યોતિર્ધર અને પ્યારા બાબની કબર આગળ પણ બંદગી કરવાનું ચુકતા નથી; અને હુવે તો અબ્દુલ બહાનો કબરવાસ પણ બાબની કબરવાળા મકાનમાંજ કરવામાં આવેલો હોવાથી તેને વધુ પવિત્રતા પ્રાપ્ત થઇ છે.

## બાબનાં લખાણો

બાબનાં લખાણો પુષ્કળ છે. કોઇપણ જાતના અભ્યાસ કે પહેલેથી વિચાર કરી પછી લખાવ્યા વગર એમણે ઘણી બાબતો ઉપર ઝીણી લાંબી નુકતેચીની કરી છે. તેમણે વળી ઘણી ઉંડી સમજણ કેટલીકવાર એવી તો સરસ રીતે આપી છે અને એવી તો છટાદાર બંદગીની રીત દેખાડી છે કે સૌને એમજ લાગે કે એ ખુદાઇ બશારત વગર બની શકે નહીં.

એમનાં બધાં લખાણોનો ટુંકો સાર નીચે પ્રમાણે "બાબના ચારિત્ર્ય"માં આપવામાં આવ્યો છેઃ—

બાબના લખાણોમાં કેટલાંક લખાણો તો કુરાનની સુરેહની ખરી સમજ આપવા, અને તે ઉપર પાછી જરૂરી ટીકારૂપે છે. કેટલાંક લખાણો બંદગી રૂપે છે, તો કેટલાંક લખાણો સામાન્ય વ્યવહારીક નીતિ ઉપર વાયજ સરખાં છે. કોઇ લેખો વળી કુરાનમાં આવેલી બાબતોની ઉંડી સમજણ આપવા માટેના છે. બાકીનાં બીજાં લખાણો ખુદાઇ એકતા માટેનો બોધ આપનારાં શીખામણ રૂપ, અને નિબંધરૂપે છે કે જેમાં એકતા વિષેની જુદી જુદી રીતે ચર્ચા છે; જે બધું ચારિત્ર્ય સુધારવા માટે દુન્યવી ચીઝો તરફ ત્યાગવૃત્તિ ઉત્પન્ન કરવા માટે અને એકલા ખુદાની પ્રેરણા ઉપર આધાર રાખતાં શીખવા માટે જરૂરી છે; પણ આ બધું લખવામાં તેમની મુળ નેમ તેમની પછી પેદા થનાર મહાત્માના યશોગાન ગાવાની હતી. તેજ તેમની એકલી મુરાદ હતી. ખ્વાહિશ હતી. તેઓ માનતા કે તેમનો પોતાનો અવતાર તો કેવળ પયગામચી જેવો હતો અને પોતાની હસ્તિ તે તેમની

પછી ઉત્પન્ન થનાર મહત્તર આત્મા વિષે ખબર આપવાનાં સાધન જેવી હતી. અને ખરેખર તેમની પાછળ થનાર અવતારના ગુણગાન ગાતા તેઓ એક પળ પણ અટકતા નહિ, એટલુંજ નહિં, પણ તે અવતાર વિષે વકી રાખવા તેમણે પોતાના મુરીદોને પણ અવારનવાર સંકેત કર્યા હતા. તેમણે લખીને પણ જાહેર કર્યું છે કે: "હું તે મહાન પુસ્તકનું એક પાનું છું; અનંત સાગરનું એક જલબિંદુ છું; પણ જ્યારે તેનો અવતાર થશે ત્યારે મારો સ્વભાવ, મારૂં રહસ્ય, મારા ભેદભરમોના કોયડા ઉકલશે. તેમની મારફત આ ગર્ભસ્થ ધર્મનો વિકાસ થઇ તે સૌથી સુંદર સ્વરૂપ ધારણ કરશે, અને ખુદાવંદ પાક પરવરદિગારના ઝભ્ભાથી અલંકૃત થશે."...તેનાં કીર્તનથી તેઓ એટલા બધા આવેશપૂર્ણ થઇ જતા કે માકુના કિલ્લામાં અંધારી રાત્રે તેમને બત્તીની જરૂર પડતી નહિ; ચીહરીકનાં કેદખાનામાં તેનું સ્મરણ મિત્રની ગરજ સારતું. તેનું ચિંતન એજ તેમનો આનંદ રહ્યો—બાબની કથા પાનું ૫૪.

## અવતાર.

બેપ્ટિસ્ટ જોનની પેઠે બાબ પણ હંમેશાં કહેતા કે તેઓ તો પોતાની પાછળ અવતરનાર મહાન પુરૂષના મશાલચી હતા મનુષ્ય શરીરમાં અવતાર ધારણ કરનાર સત્યરૂપી સૂર્ય કે જે થોડા વખતમાં પૂર ઝળહળાટથી ઝળકી ઉઠનાર હતો તેના નેકી પોકારનાર હતા. અતિ નમ્ર અને પૂજ્યભાવથી તેઓ કહેતા કે ખુદા જેને મોકલનાર છે તેના મુખનો એક શબ્દ સાંભળવો તે સારાં બ્યાન મોઢે કરવા કરતાં હજારે દરજ્જે બેહેતર થઇ પડશે—બાબની કથા પાનું ૩૪૯.

તે અવતારી પુરૂષના જન્મવા અગાઉ કંઇ પણ માર્ગ સાફ કરી શકાય, પછી ભલે ગમે તેટલાં સંકટ સહન કરીને, તો તેઓ પોતાને ભાગ્યશાળી માનતા, કારણ કે તેમની સમગ્ર પ્રેરણાનું સ્થાન તે હતો. તેમનો એકલો પ્રેમપાત્ર તે હતો.

## પુનરૂત્થાન, સ્વર્ગ અને નરક.

પુનરૂત્થાન, સ્વર્ગ, નરક અને કયામતનો દિન, એ શબ્દોનો બાબે સમજાવેલો અર્થ બહુ અગત્યનો છે. તેઓ કહેતા: સત્ય રૂપી સૂર્યનું નવાં સ્વરૂપમાં દર્શન એ પુનરૂત્થાન. અજ્ઞાન, મોહ અને વિષય રૂપી કબરોમાં દટાઇ રહેલાઓનો આત્મા જાગ્રત કરવો તેનું નામજ મુડદાંઓને સજીવન કરવાં. કયામતનો દિવસ તે તે દિવસ કે જ્યારે નવું તત્વદર્શન થાય. તે તત્વને સ્વીકારનારાં અને નહિ સ્વીકારનારાં ઘેટાં અને બકરાંની માફક ભરવાડનો શબ્દ પારખેજ અને તેને અનુસરે. તેના અવતાર માર્ફત ખુદાને ઓળખવાનો અને ચહાવાનો આનંદ તે સ્વર્ગ; કારણ કે તે રીતેજ મનુષ્ય યથાશકિત આત્મોન્નતિ સાધી શકે છે અને મરણ પછી ખુદાના રાજ્યમાં–અનંત જીવનમાં પ્રવેશે છે. ખુદાનાં જ્ઞાનથી વિમુખ રહેવું તેજ નરક. તેનાથી દૈવી સંપૂર્ણતાએ પહોંચાતું નથી અને અનંત રહેમ ગુમાવી બેસાય છે. આ સિવાય એ ચાર ચીજોનો બીજો કોઇજ અર્થ નથી. જડ દેહનું સજીવન થવું તથા દુન્યવી પ્રકારના બેહેસ્ત અને દોઝખ હોવાં એવી જે પ્રચલિત માન્યતા છે તે કેવળ કપોલ-કલ્પિત છે. મૃત્યુ પછી જીવન છે. એ ખરી વાત; કે જે જીવનમાં બ્રહ્મમય થવાનો અનહદ અવકાશ છે.

## સામાજીક અને નૈતિક શિક્ષણ

લખાણોથી બાબ પોતાના મુરીદોને ઉપદેશતા કે ભ્રાતૃભાવ અને વિનયથી મનુષ્યો ઇતર પ્રાણીઓથી જુદાં પડે છે. હુન્નરકલા અવશ્ય શીખો. પ્રાથમિક કેળવણી બધાંને આપો; હવે શરૂ થતા નવા ઝમાનામાં સ્ત્રીઓ પણ વધુ સ્વાતંત્ર્ય મેળવશે. ગરીબોનું સામાન્ય ત્રિજોરીમાંથી પુરૂં પાડવાનું છે, પરંતુ ભિક્ષાવૃત્તિની શરાબની પેઠે મનાઇ ફરમાવવી જોઇએ. એક સાચા બાબીએ ફળની આશા કે સજાની ધાસ્તી રાખ્યા વગર કર્મ કરવું જોઇએ

ધ્યાનમાં તેઓ કહે છે:-

"ખુદાની ભકિત એવી રીતે કરો કે તેનાં ફળ તરીકે અંગાર મળે તોય ભકિતમાં ફરક પડે નહિ. જો તમે કંઇ બીકથી તેની ભકિત કરશો; તો તે તેની પવિત્રતાને ઉચિત કહેવાશે નહિ..

અથવા જો તમે સ્વર્ગની આશાથી તેને ભજશો તો તેનો અર્થ એ થશે કે તમે તેની સૃષ્ટિના ભાગીયા થવા ચાહો છો."
(ઇરાનના બાબીઓ ભાગ ૨જો, પ્રોફેસર બ્રાઉન પાનું ૯૩૧.)

ખરો જ્યોતિર્ધર.

બાબનાં આખાં જીવનનો મર્મ ઉપલાં ટાંચણમાં સમાઇ જાય છે. ખુદાને જાણવો અને ચાહવો, તેની શક્તિઓ સમજાવવી, તેના અવતાર માટે માર્ગ સરળ કરવો, આ તેમનાં જીવનનું કાર્ય હતું. જીંદગીનું તેમને દુઃખ નહોતું; મરણનો તેમને ડર નહોતો; પ્રભુને ચરણે સમગ્ર સમર્પણ કરવાની તેમની ખુશાલી એ શહિદી હતી. પ્રેમથી ભય ન્હાસી ગયો હતો

આવા શુદ્ધાત્માને, આવાં દૈવી સત્યનાં ઉપદેશકને અને પ્રભુના આવા લાડિલા ભકતને બીજાં માણસો ધિક્કારે, અને ધાર્મિક દેખાતા માણસો તેમનો વધ કરાવે એ અજબ થવા જેવું છે! ખરેખર અવિચારીઓ અને મદાંધોજ ખુદાના પયગામ્બરને ઓળખી શકયા નહિ. દુન્યવી મહિમા મોટાઇ તેનામાં નહોતાં; અને દુન્યવી ચીજોનો ત્યાગ કર્યા વગર આધ્યાત્મિક શક્તિ પણ કેમ મેળવાય? સબળોના વિરોધ સામે વિજય કેમ થાય? આફતો વેઠયા વગર, દુઃખો ખમ્યા વગર, શત્રુઓનો તિરસ્કાર અને બહારથી દોસ્ત દેખાનારાઓની દગાબાજીના ભોગ થયા વગર દૈવી પ્રેમ શી રીતે પ્રદર્શિત કરાય? વિસ્મય પામ્યા વગર, કટુતા બતાવ્યા વિના, સમભાવ તે કેમ દાખવી શકાય? ઉપરથી વળી ક્ષમા અને આશિષ આપવી!

બાબે સહન પણ કર્યું છે અને જય પણ મેળવ્યો છે. હજારો માણસોએ તેની પાછળ પોતાના જાનમાલનો ભોગ આપીને તેના પ્રત્યેની ફિદાગીરી અને ચાહ બતાવી આપ્યો. છે મનુષ્યોના દિલ પર તેમનો જે કાબુ હતો તેની રાજાઓને પણ અદેખાઇ આવે તેમ હતું. તે ઉપરાંત. ખુદા જેનામાં અવતરવાનો હતો તે પણ જન્મી ચુકયો હતો પોતાના આગલા જ્યોતિર્ધરની ભક્તિ તેણે સ્વીકારી હતી; તેના દાવા મંજુર રાખ્યા હતા; અને પોતાની મહત્તામાં તેને હિસ્સેદાર બનાવ્યો હતો.

## પ્રકરણ ત્રીજું.

### બહાઉલ્લા: ખુદાનું નુર.

"રાહ જોનારાઓને હવે રાહ જોવાની નથી; કારણ કે તે અવતરી ચુકયો છે તેનું દેહમંદિર અને તેમાં વસતું તેનું નુર જુઓ. પુરાતન મહિમાનું તે નવું વ્યકત સ્વરૂપ છે"—બહાઉલ્લા.

### જન્મ અને બાળપણ.

મીરઝા હુસેનઅલી કે જેમણે પાછળથી બહાઉલ્લા (ખુદાનું નુર)નું નામ ધારણ કર્યું હતું તેઓ નુરના વઝીર મીરઝા અબ્બાસના સૌથી વડા બેટા હતા. તેમનું ખાનદાન શ્રીમંત અને નામીચું હતું. તેમના ખાનદાનનાં ઘણાંખરાં માણસો ઇરાનની દીવાની અને લશ્કરી નોકરીઓમાં તથા બીજા અગત્યના ઓદ્ધાઓ ઉપર હતા. તેઓ તા૦ ૧૨ મી નવેમ્બર ૧૮૧૭ યાને હીજરી સને ૧૨૩૩ના મોહરમ મહિનાની બીજી તારીખે સૂર્યોદય સમયે ઇરાનની રાજધાની તેહરાન શહેરમાં જન્મ્યા હતા; તેમણે શાળા પાઠશાળાનું મોઢું જોયું નહોતું; તેમણે જે કંઇ તાલીમ મેળવી હતી તે ઘેરબેઠાંજ મેળવી હતી; છતાં પણ બચપણમાં તેઓ અદ્દભૂત ડહાપણ અને જ્ઞાન દર્શાવતા. જુવાનીમાં આવતાં તેમના પિતા ગુજર પામ્યા અને નાનાં ભાઇ બહેનોની સંભાળ લેવાનું તથા કુટુંબની બહોળી મિલ્કતો સંભાળવાનું તેમને માથે પડયું.

તેમના (બહાઉલ્લાના) વડા બેટા અબ્દુલ બહાએ એક દિવસ પોતાના પિતાના બચપણની વાતો આ પુસ્તકના લખનારને નીચે પ્રમાણે જણાવી હતી:—

"બહાઉલ્લા બાળપણથી અતિ દયાળુ અને ઉદાર હતા. વન ઉપવનોમાં ફરવાનો તેમને બહુ શોખ હતો. તેમની આકર્ષણશકિત એવી હતી કે બધાં તેમની તરફ ખેંચાતાં. તેમની આસપાસ લોકોનાં ટોળાં વળતાં. વઝીરો અને દરબારીઓ પણ તેમની પાસે એકઠા થતા. બાળકો તેમને બહુ માન આપતાં. તેર ચૌદ વર્ષની ઉમ્મરે તો તેઓ વિદ્વત્તા માટે મશહુર થયા. તેઓ કોઇ પણ

વિષય ઉપર વાત કરી શકતા; અને ગમે તેવા સવાલનો ઉકેલ કરી આપતા. મોટી મિજલસોમાં ઉલેમાઓ સાથે તેઓ ચર્ચા કરતા, અને ધર્મના બારીક રહસ્ય સમજાવતા. બધા તેમનું ઇંતેજારીથી સાંભળતા. બહાઉલ્લા ૨૨ વર્ષના થયા ત્યારે તેમના પિતા ગુજરી ગયા એટલે ઇરાનના રીવાજ પ્રમાણે સરકારે તેમને વઝીરી લેવા કહ્યું; પણ તેમણે ના પાડી. તે પ્રસંગે વડા વઝીર બોલ્યા હતા કે એને ના છેડો. તેઓ માટે વઝીરી કુચ્છ બિસાદમાં નથી. તેમનું લક્ષ્ય કંઇ અનેરૂંજ છે. હું તેમને સમજી શકતો નથી, પણ મારી ખાત્રી છે કે તેઓ કંઇ મહાન કારકીર્દી માટે સરજાયા છે. તેમના વિચાર આપણા જેવા નથી. માટે તેમને ના છેડો."

## બાબી તરીકે કેદમાં ગયા.

ઇ. સ. ૧૮૪૪ ની સાલમાં બાબે પોતાનો પંથ જાહેર કર્યો ત્યારે ૨૭ વરસના જુવાન બહાઉલ્લાએ તેનો સ્વીકાર કર્યો. એ નવા સંપ્રદાયના મજબુત અને નિડર આચાર્ય તરીકે તેઓ તરતજ જાહેરમાં આવી ગયા.

એ સંપ્રદાયને ખાતર તેમને બે વાર કેદમાં બેસવું પડયું હતું; અને એકવાર તો સખ્ત ફટકા ખાવાની સજા પણ ભોગવવી પડી હતી. આ છેલ્લો પ્રસંગ એવો હતો કે ઇ. સ. ૧૮૫૨ ના આગસ્ટ મહિનામાં બાબી સંપ્રદાયના સાદીક નામના એક યુવકે પોતાના ગુરૂને શહિદ થતાં નજરે જોયા; તેથી તે ઉશ્કેરાઇ ગયો. તેનું ભેજું ચસકી ગયું. અને ગુરૂનું વેર લેવા ઇરાનના શાહને જવાના માર્ગમાં સંતાઇ રહ્યો અને શાહ સામે પીસ્તોલ ફોડી. પીસ્તોલમાં મોટી ગોળીને બદલે નાની નાની ગોળીઓ હોવાથી શાહને ગંભીર ઇજા નહિ થઇ એટલે સાદીકે તેમને ઘોડા પરથી ઘસડી પાડયા હતા. શાહના અંગરક્ષકોએ આ યુવકને ત્યાંજ પકડીને મારી નાંખ્યો. આ પછી આખા બાબી સંપ્રદાય ઉપર ધાડ આવી. તેઓની ભારે કતલ ચલાવવામાં આવી. તેહરાનમાં ૮૦ બાબીઓને અતિ ઘાતકી રીતે રીબાવીને પછી મારી નાંખવામાં આવ્યા હતા. ઘણાકોને પકડીને જેલમાં પૂરવામાં આવ્યા હતા.

તેઓમાં બહાઉલ્લા પણ સપડાઇ ગયા હતા. એ બનાવ વિષે બહાઉલ્લાએ પોતેજ પાછળથી નીચે મુજબ લખ્યું હતું:—

"શાહ ઉપર થયેલા હુમલા સાથે અમને કશી નિસ્બત હતી નહિ. અદાલત આગળ અમારી નિર્દોષતા સ્પષ્ટ રીતે પુરવાર થઇ હતી તો પણ શાહની છાવણી કે જે તે વખતે નીયાવરાનમાં હતી ત્યાંથી અમને પકડીને, બેડી પહેરાવીને, ખુલ્લે પગે અને ખુલ્લે માથે (કારણ કે અમારી સાથે ચાલતા એક નિર્દય ઘોડેસ્વારે મારી ટોપી ઝુંટવી લીધી હતી) તેહરાનનાં કેદખાનામાં લઇ જવામાં આવ્યા હતા, એટલુંજ નહિ પણ ચાંડાલો અને ફરાશો ઝડપથી પુગવા અમને આખે રસ્તે દોડાવતા હતા. અમને ચાર મહિના એવી જગાએ રાખવામાં આવ્યા હતા કે જેવી ખુદા કોઇને નહિ બતાવે. અમને અન્યાયથી રાખવામાં આવેલી તે જગા કરતાં તો એક અંધારી સાંકડી ગુફા સારી. જેલ આગળ આવી પહોંચ્યા પછી કોઇ અંધારે રસ્તેથી અમને લઇ જવામાં આવ્યા હતા જ્યાંથી ત્રણ પગથીયાં ઉતરતાં ખરેખરાં કારાગ્રહમાં અમે પડયા. એ કારાગ્રહમાં ૧૫૦ ચોર ડાકુ અને ખુનીઓ ભરેલા હતા. છતાં કારાગ્રહને બારણું એકજ. જગાની દુર્ગંધિનું વર્ણન કરતાં કલમ પણ ચાલતી નથી. ઘણા કેદીઓના દીલપર કપડાં પણ નહોતાં. અને સુવા માટે ચટાઇ પણ નહોતી. એ ભયંકર જગાએ અમે જે વેઠયું તે તો અમારો ખુદાજ જાણે. જેલમાં અમે રાત દિવસ બાબીઓના આચારવિચાર, ધંધા, હાલત, ઉદારતા, બુધ્ધિમતા, દીલાવરી વિગેરે ઉપર વિચાર કર્યો. અમે એ સંમજવા માગતા હતા કે શાહનો જાન લેવાની કોશિષમાં એક બાબી ઉતરીજ કેમ શકે? જેલમાંથી નીકળીને એ આત્માઓને પાછા સન્માર્ગે લગાડવાનો મારે પ્રયત્ન કરવોજ પડશે. એક વાર રાત્રિને સમયે સ્વપ્નમાં બધી બાજુએથી ખુદાઇ વાણી સાંભળવામાં આવી: તારા આચારથી અને કલમથી અમે તને વિજય આપીશું. તારા ઉપર પડેલી આફતનો અફસોસ ના કર; ડર નહિ. સલામત છે તેઓમાંનો તું છે. થોડા વખતમાં ખુદા તને દુન્યાનો ખજાનો બતાવશે; તારા વડે અને તારા નામે જે

માણુસો તને વિજય અપાવશે તેવા જાણકાર માણુસોના દિલમાં ખુદાએ પ્રેરણા મેલ્લી છે. (એપીત્ર ઓફિસ દુ લુ પાનાં ૨૦-૨૨)

## બગદાદમાં દેશનિકાલ.

કેદખાનામાં આવા ભયંકર ચાર મહિના ભોગવ્યા છતાં બહાઉલ્લા અને તેમના ગોઠિયાઓએ આનંદ અને ઉત્સાહ નરમ પડવા દીધો નહિ. તેઓમાંના કોઇ અને કોઇને રોજ રીબાવવામાં અને મારી નાખવામાં આવતો. બાકી રહેતાં તેઓની પણ એજ વલે થવાની હતી, ચાંડાલ આવીને જેનું નામ પોકારતો તે ખરેખર ઊર્મિમાં આવી જઇ નાચતો. બહાઉલ્લાના હાથને ચુમતો. મિત્રોને ભેટતો અને ખુશીથી શહીદ થવા ચાલ્યો જતો.

શાહનો જાન લેવાનાં કાવત્રાંમાં બહાઉલ્લાનો કંઇ હાથ નહોતો એમ પુરવાર થયું અને તેમની ચારિત્ર્યશુદ્ધતા માટે રશીયન એલચીએ પણ પ્રશંસા કરી હતી; એ કારણોથી તથા બહાઉલ્લા પોતે જેલમાં મરણતોલ હાલતમાં આવી પડયા હતા, તેથી તેમને મોતની સજા નહિ કરતાં શાહે ઇરાક-ઇ-અરબ યાને મેસોપોટેમિયામાં દેશનિકાલ કરવાનો હુકમ કાઢયો. પંદરેક દિવસ રહી પોતાના કુટુંબીજનો અને અનુયાયીઓ સાથે તેઓ નીકળ્યા; શિયાળાની કકડતી ટાઢમાં લાંબો પ્રવાસ કરી છેક લાચાર હાલતમાં બગદાદ પહોંચ્યા.

તબિયત સુધર્યા પછી બહાઉલ્લાએ પાછો ધર્મોપદેશ શરૂ કર્યો અને બાબીઓમાં સુખ, શાંતિ અને ઉત્સાહ ફેલાયો, પણ તે થોડાજ વખત માટે. કેમજે એ વખતે બહાઉલ્લાનો સાવકો ભાઇ મીરઝા યાહીયા ઉર્ફે સુભ-હે-અઝલ બગદાદ આવ્યો અને તેનાં છુપાં કાવત્રાંથી જેમ ખ્રિસ્તના ચેલાઓમાં ફાટફુટ પડી હતી તેમ બહાઉલ્લાનાં ચેલાઓમાં પણ પડી. આ મતભેદ અને ફાટફુટ કે જે પાછળથી એડ્રીયાનોપલમાં ખુલ્લી પડી હતી અને જેને લીધે મારામારી થવા લાગી હતી તેથી બહાઉલ્લા બહુ દીલગીર થતા

હતા, કેમજે તેમનું લક્ષ તો આદમ જાતમાં સંપ કરાવવાનું હતું.

## બે વરસ જંગલમાં.

બગદાદ આવ્યાં પછી એક વર્ષ પછી ફક્ત બદલવા પુરતાં કપડાં લઇ તેઓ સુલેમાનીહ જંગલમાં ગયા. એ બાબે ઇકાનના પુસ્તકમાં તેમણે નીચે પ્રમાણે લખ્યું છેઃ—

"બગદાદ આવ્યા પછી બંદાને ભવિષ્યમાં બનનાર કેટલીક બાબતોની ખબર પડવાથી અમે એકાંત જગલમાં ગયા અને ત્યાં ઘણાં દિવસો આરામ વગર અને ઘણી રાત્રીઓ ભુખે પેટે પસાર કરવી પડી હતી. જેના હાથમાં અમે અમારો આત્મા મેલ્યો હતો તેના તરફથી અમારા ઉપર ઉપરા ઉપરી આફતોનો વરસાદ વરસાવવામાં આવતો હતો. છતાં અમે સંપુર્ણ સુખ અને આનંદમાં રહ્યા. ખુદાના કસમ ખાઇને કહીએ છીએ કે આ દેશનિકાલીમાંથી પાછા ફરવાનો અથવા આ પ્રયાસને અંતે આત્મીયજનોનો મેળાપ કરવાનો અમારો ઇરાદો હતો નહિ. અમારે લીધે સગાંઓમાં ભેદ પડે નહિ, મિત્રોમાં ગરબડ થાય નહિ, કોઇને ઇજા થાય નહિ કે કોઇનું દીલ દુઃખાય નહિ એટલીજ અમારી ખ્વાહિશ હતી છતાં સૌ પોતપોતાની રીતે અટકળ કરતા હતા. છેવટે ખુદા તરફથી પાછા ફરવાનો હુકમ નીકળ્યો જેને અમે તાબે થયા. પાછાં ફરતાં જે જોયું તેની નોંધ લેવા આ કલમ અશક્ત થઇ પડી છે. બધા જાણે છે તેમ બે વરસમાં આ બંદાનું સત્તાનાશ વાળવા દુશ્મનોએ કંઇ કરવાનું બાકી રાખ્યું નહોતું."

## મુલ્લાંઓનો વિરોધ.

જંગલમાં રહી આવ્યા પછી તો તેમની કીર્તિ ઓર પણ વધી. અને તેમને જોવા તથા તેમનો ઉપદેશ સાંભળવા દૂર દૂરથી લોકોનાં ટોળાં બગદાદ આવવા લાગ્યાં. નવો પયગામ સાંભળવામાં યાહુદીઓ, ખ્રીસ્તીઓ, જરથોસ્તીએ અને મુસલમાનો

બધાજ ઉલટ લેવા લાગ્યા. ફક્ત મુલ્લાઓ વિરૂદ્ધ પડયા અને તેઓએ તેમને ઉથલાવી પાડવાનું કાવત્રું રચ્યું. એક વખત તેઓએ એક માણસને બહાઉલ્લા પાસે અમુક પ્રશ્નો પુછવા મોકલ્યો. બહાઉલ્લાએ તેને આપેલા જવાબોથી તે માણસ છક થઇ ગયો. અને તેમનાં જ્ઞાન અને ડહાપણની તારીફ કરવા લાગ્યો. પણ બહાઉલ્લા પયગામ્બર હોય તો તેઓ કંઇ ચમત્કાર કરી શકે કે નહિં એમ જ્યારે તેણે તેમને પુછયું ત્યારે તેમણે શરત મૂકી કે ચમત્કાર કરી બતાવ્યા પછી મુલ્લાઓ મારો વિરોધ કરવો પડતો મેલે અને મારી પયગામ્બરીને કબુલ કરે એવો જો તેઓ દસ્તાવેજ કરી આપે તો હું ચમત્કાર કરૂં અને ચમત્કાર નહિ કરી બતાવું તો તેઓ મને ધુતારો કહેવાને મુખ્ત્યાર છે.

મુલ્લાંઓને જો સત્યનું ખરૂં પારખું કરવું હોત તો આ તક હતી; પણ તેઓનો તેવો ઇરાદો નહિ હોવાથી અને કદાચ બહાઉલ્લા ચમત્કાર કરી બતાવે તો? એ ધાસ્તીથી તેઓએ શરતનું કહેણ કબુલ્યું નહિ. પણ એ પ્રસંગ પછી બહાઇઓને નાબુદ કરવા મુલ્લાઓ વધુ કાવત્રાં કરવા લાગ્યા. તેમાં બગદાદમાં રહેતા ઇરાનના વડા એલચીએ તેઓને મદદ આપી. શાહને વખતો વખત સંદેશા મોકલવામાં આવતા કે બહાઉલ્લા મહમદીય મઝહબને વધારે અને વધારે નુકસાન કરે છે; ઇરાનમાં તેનો વસીલો ચાલુ છે; માટે તેમને કોઇ વધુ દૂરના દેશમાં દેશનિકાલ કાઢવા જોઇએ.

આ પછી મુલ્લાઓની ઉશ્કેરણીથી ઇરાની અને તુર્ક સરકારો ભેગી મળીને બહાઇ ચળવળને નાબુદ કરવાનાં પગલાં લેવા માંડી તો પણ બહાઉલ્લા તદ્દન નિશ્ચલ, શાંત, અને ગંભીર રહ્યા. અનુયાયીઓને પ્રેરણાત્મક ઉપદેશ આપતા રહ્યા, અને દીલાસા તથા રાહબરીની અવિનાશી વાણી લખતા રહ્યા. અબ્દુલ બહા જણાવે છે કે "ગુપ્ત રહસ્ય" આ વખત દરમ્યાન લખવામાં આવ્યું હતું. તેઓ ટિગ્રિસ નદીને કાંઠે ફરવા જતા અને ફરી આવ્યા પછી હજારે. દિલને રાહત મળે એવાં અસરકારક ઉપદેશા-

ત્મક ઊર્મિવાળા વાકયો લખતા. દુશ્મનો આગ્રા હોવાથી કોઇના હાથમાં જાય તો તેનો નાશ કરે એવી ધાસ્તીથી એ ગુપ્ત શબ્દોની હસ્ત લિખિત જે બહુ થોડીજ નકલો હતી તેનું જીવનની પેઠે જતન કરવામાં આવતું હતું. વર્ષો પછી તે છપાઇ અને હવે તો તે આખી દુનિયામાં વંચાય છે. બહાઊલ્લાનું બીજું પુસ્તક "ઇકાન" પણ એજ અરસામાં એટલે કે ઇ. સ. ૧૮૬૨-૬૩માં લખાયું હતું.

## રીઝવાનની વાયજ.

ઇરાની અને તુર્ક સરકારો વચ્ચે લાંબો વખત મસલેહત ચાલ્યા પછી ઇરાની સરકારની અરજથી તુર્ક સરકારે બહાહુલ્લા ઉપર હુકમ મોકલ્યો કે તેમણે કસ્તંબુલ જવું. આ ખબરથી તેમનાં અનુયાયીઓમાં ખળભળાટ ફેલાયો. તેમનાં ઘરની આસપાસ લોકોનાં ટોળાં એટલાં બધાં વળ્યાં કે બહાઉલ્લાનાં કુટુંબના માણસોને શહેરની બહાર નજીબપાશાની વાડીમાં ૧૨ દિવસ સુધી રહેવું પડયું હતું. આ વખતે એટલે કે તા. ૨૧ મી એપ્રીલથી તે તા. ૩ જી મે ૧૮૬૩ દરમ્યાન તેમણે જાહેર કર્યું કે બાબે આજથી ૧૯ વરસ ઉપર જે અવતાર માટે આગાહી કરી હતી તે હું છું—ખુદાનો પસંદ કરેલો અને પયગામ્બરોની હારમાળામાંનો એક.

જે વાડીમાં તેમણે એ વાત જાહેર કરી હતી તે વાડી આજે રીઝવાનની વાડી તરીકે ઓળખાય છે અને તેમણે ત્યાં જે દિવસો ગુજાર્યા હતા તે દિવસો દર વર્ષે ઊજવાય છે. તે દિવસો દરમ્યાન શોકાતુર, ચિંતાતુર યા દિલગીર રહેવાને બદલે તેઓ આનંદ અને પ્રતિષ્ઠામાં રહેતા હતા. અનુયાયીઓ પણ સુખી અને ઉત્સાહી રહ્યા હતા. દેશનિકાલ થતા કેદીને વળાવવા બગદાદના જાણીતાં માણસો ઉપરાંત ત્યાંના ગવર્નર પોતે પણ આવ્યા હતા.

## કોન્સ્ટેન્ટીનોપલ અને એડ્રીયાનોપલ.

કોન્સ્ટેન્ટીનોપલ પહોંચતાં ત્રણ ચાર મહિના લાગ્યા હતા. બહાઉલ્લા સાથે પોતાનાં કુટુંબનાં ૧૨ માણસો અને ૭૨ શિષ્યો

હતા. રસ્તાની હાડમારી વેઠવા ઉપરાંત શહેરમાં આવતાંની સાથે બધાંને એક નાનાં ઘરમાં કેદ કરવામાં આવ્યાં હતાં. પાછળથી તેઓને સારો મુકામ આપવામાં આવ્યો પણ ચાર મહિનામાં તો વળી તેઓને એડ્રીયાનોપલ લઇ જવામાં આવ્યાં. એ મુસાફરી પણ બહુ મુશ્કેલ હતી. રસ્તે બધો વખત બરફ પડતો હતો, તેઓ પાસે ખોરાક અને કપડાં નહોતાં એટલે દુઃખનો પાર નહોતો. એડ્રીયાનોપલમાં બહાઉલ્લાના કુટુંબને ત્રણ ઓરડાના એક નાના અને ગંધાતાં ઘરમાં ઉતારવામાં આવ્યાં. પછી વસંત ઋતુમાં જરા સારો મુકામ અપાયો. ત્યાં તેઓ સાડાચાર વરસ રહ્યા. અહિં પણ એમણે ઉપદેશનું કામ શરૂ કરી ઘણા માણસોને આકર્ષ્યાં. તેમણે જાહેરમાં પોતાનો સંપ્રદાય પોકાર્યો અને ઘણા બાબીઓએ તે સ્વીકાર્યો. એ બાબીઓ પાછળથી બહાઇ તરીકે ઓળખાવા લાગ્યા. અહિં પણ થોડાક માણસો એમના સાવકા ભાઇ મીરઝા યાહીયા સાથે જોડાયા અને તેમના આગલા દુશ્મનો શિયાઓ સાથે મળીને તેમનું સત્તાનાશ વાળવા કાવત્રાં કરવા લાગ્યા. તેને પરિણામે ગરબડ વધી પડતાં તુર્ક સરકારે એડ્રીયાનોપલથી બાબીઓ અને બહાઇઓ બધાને દેશપાર કીધા. બહાઉલ્લાને પોતાના અનુયાયીઓ સાથે પાલેસ્ટાઇનનાં અક્કા શહેરમાં દેશનીકાલ કીધા. નાબીલના લખવા પ્રમાણે એ શહેરમાં તેઓ તા. ૩૧ મી આગસ્ટ ૧૮૬૮ ને રોજ આવ્યા હતા. મીરઝા યાહીયા અને તેના ગોઠીઆઓને સાઇપ્રસ ખાતે મોકલી દેવામાં આવ્યા હતા.

## રાજાઓને લખેલા પત્રો.

અક્કામાં આવ્યા પછી બહાઉલ્લાએ યુરોપના મુખ્ય રાજાઓને, પોપને, ઇરાનના શાહને અને અમેરિકાની સરકારને પોતાના પ્રખ્યાત પત્રો લખ્યા હતા. તેમાં તેમણે પોતાનું કાર્ય દર્શાવી તેઓને સલાહ આપી હતી કે તેઓએ દુનિયામાં સત્ય ધર્મ, ન્યાયી રાજ્ય વ્યવસ્થા અને આંતરરાષ્ટ્રિય શાંતિ સ્થાપવામાં શક્તિ ખર્ચવી જોઇએ. શાહને લખેલા પત્રમાં તેમણે દલિત બાબીઓનાં દુઃખો દૂર કરાવવા અને તેઓને સતાવનારા-

ઓને રૂબરૂ બોલાવવા કહ્યું હતું. પણ શાહે કંઇજ કર્યું નહિ; એટલુંજ નહિ, પણ શાહને બાદી નામનો જે જુવાન બહાઇ પત્ર પહોંચાડવા ગયો હતો તેને પકડીને, લાલચોળ તપાવેલી ઈંટોથી તેનાં હાડમાંસ ભુંજીને રીબીરીબીને મારી નાંખવામાં આવ્યો હતો.

શાહને લખેલા પત્રમાં બહાઉલ્લા પોતાના દુઃખોનું અને ઇંતેજારીનું બ્યાન નીચે પ્રમાણે આપે છેઃ—

"હે શાહ, કોઇએ જોયું નહિ હોય અને સાંભળ્યું નહિ હોય એવું ખુદાના રાહમાં મેં જોયું છે. મિત્રોએ મને ત્યજી દીધો છે. મારી હાલત બીસ્માર થઇ ગઇ છે. સલામતીનું સરોવર સુકાઇ ગયું છે. સુખ સંપત્તિનું મેદાન જલીને પીળું થઇ ગયું છે. કેટલી આફતો ગુજરી છે અને ગુજરશે! છતાં ખુદાના ઘર તરફ હું કુચકદમ જઇ રહ્યો છું. મારી પાછળ શયતાન સંતાતો ફરે છે. મારી આંખમાંથી પડતાં આંસુઓથી મારૂં બિછાનું ભીંજાઇ જાય છે, પણ હું મારે માટે રડતો નથી. મારા મસ્તકમાં ભલે ભાલાઓ ઠોકાઓ, પણ તે ખુદાને વાસ્તે. કોઇપણ ઝાડ પાસેથી પસાર થતી વખતે મારૂં હૃદય તેને સંબોધે છે કે મારે નામે તું કપાઇ જાય તો કેવું સારૂં અને પછી પ્રભુના રાહમાં મને તારી સાથે ખીલા ઠોકીને જડી દે! આવી ઇચ્છા ધરાવવાનું કારણ એ છે કે ઇન્સાન જાત મદમાં આડે રસ્તે ચઢી છે, છતાં તે તે જાણતી નથી. તેઓએ વિષયને માથે ચઢાવ્યા છે અને ખુદાને ભુલી ગયા છે. ખુદાનાં ફરમાનને જાણે તેઓ રમકડાં જેવું ગણે છે; છતાં તેઓ પોતાને સારા અને સલામત માને છે. પણ મામલો એવો નથી. આજે તેઓ જે નથી જોતા તે તેઓને કાલે જોવું પડશે. દેશનિકાલીની આ સૌથી દૂર આવેલી જગા (એડ્રીયાનોપલ) થી હવે અમે અક્કાની કેદમાં જઇએ છીએ. સાંભળવા પ્રમાણે એ શહેર એક ઉજ્જડ, બીહામણું, ખરાબ હવાવાળું છે અને પાણી તો સૌથીજ ખરાબ છે. ઘુવડ સિવાય એ શહેરમાં કોઇની વસ્તી નથી; ફક્ત ઘુવડનાજ અવાજ સંભ-

બાય છે. આ બંદાને તેઓ ત્યાં પૂરવા માગે છે. અમને રહેમ બતાવવામાં આવનાર નથી અને અમારે હિસ્સે દુનિયાની કોઇપણ સારી ચીજ પણ રહેવા દેવામાં આવશે નહિ. ઓહ ખુદા, થાકથી હું નબળો પડી જઇશ, ભૂખથી હું નાશ પામીશ, બીછાનાની જગાએ મને પત્થરનો ખડક મળશે, મિત્રોને બદલે જંગલના જાનવરો મળશે, તો પણ હું ડરીશ નહિ, હું ધીરજ રાખીશ, અડગ ધૈર્યવાનોને ખુદાઇ શકિત મળે છે. હે સરજનહાર, હે ખુદાવંદ, કોઇપણ સંજોગોમાં હું તારો આભાર માનું છું. અમે આશા રાખીએ છીએ કે તે પાક કીરતારની કૃપાથી સઘળાં માણસો તેના રાહે સચ્ચાઇ થી વળશે. જે તેની બંદગી કરે છે તેની તે સાંભળે છે; જે તેને બોલાવે છે તેની તે પાસે આવે છે. આ આફતો સંતોનો કમરપટો બનો, તલવાર ભાલાથી અચવા તેઓની ઢાલ રૂપ બનો. આફતમાંથી તેની રોશણી ઝળકશે અને તેની સ્તુતિ થશે. યુગયુગથી તેની ચાલી આવતી રીતો આવીજ છે" —બાબની કથા, પાનાં ૧૪૬, ૧૪૭.

### અક્કાની કેદ.

તે જમાનામાં અક્કા ( એકર ) એવું શહેર હતું કે જ્યાં તુર્ક સલ્તનતના ખરાબમાં ખરાબ જાતના ગુનેહગાર કેદીઓને મોકલવામાં આવતા હતા. કંટાળાભરેલી દરિયાઇ મુસાફરી કરાવી બહાઉલ્લા અને તેમનાં ૮૪ સંગાથીઓને લશ્કરી બરાકમાં પૂરવામાં આવ્યા. બીછાનાં કે બીજી કોઇપણ જાતની સગવડ નહોતી. ખોરાક છેક ખરાબ અને તે પણ પૂરતો નહિ. વખત જતાં કેદીઓએ પોતાને પૈસે ખોરાક મેળવવા અરજી કરી, થોડા દિવસ બાળકોએ ચાલુ રડયાજ કીધું; કોઇને ઉંઘ આવે નહિ, મેલેરીઆ, મરડો અને બીજા રોગો થઇ આવ્યા;

પાંચ જણુ સિવાય બધાં માંદાં પડયાં; ચાર જણુ તો મરી ગયાં અને જે જીવ્યાં તેઓની હાલતનું વર્ણન થઇ શકે તેમ નથી. મરણ પામેલામાંના બે જણુને દફનાવવાના ખર્ચ માટે બહાઉલ્લાએ પોતાની શેતરંજી વેચવા આપી હતી, તે વેચીને તેના પૈસા સોલ્જરો ખાઇ ગયા અને મરનારાંઓને એમને એમજ ખાડામાં દાટી દેવામાં આવ્યા હતા. આ સખ્ત કેદ બે વરસ ચાલી તે દરમ્યાન કોઇ પણ બહાઇને જેલના દરવાજા બહાર જવા દેવામાં આવ્યો નહિ, ફક્ત ખોરાક લેવા ચાર માણુસોને ભારે ચોકી પહેરા હેઠળ જવા દેવામાં આવતા તેજ.

કોઇને મળવા દેવાની પણુ સખ્ત મનાઇ, બહાઉલ્લાને મળવા, બીચારા કેટલાક માણુસો ઠેઠ ઇરાનથી પગે ચાલીને આવેલા, પણુ તેઓને શહેરમાંજ દાખલ થવા દીધા નહિ. એક ટેકરી પર ચઢી દૂરથી બહાઉલ્લાનાં કેદખાનાંની બારીઓ જોઇ તેઓ સંતોષ માનતા, બહાઉલ્લા બારીએ નીકળતા, તેમને દૂરથી જોઇ તેઓ રડતા, આખરે વધુ આત્મભોગ આપવાના નિશ્ચય સાથે તેઓ સ્વદેશ પાછા ફર્યા.

### સખ્તાઇ ઓછી થઇ.

આખરે જેલની સખ્તાઇ ઓછી થવા પામી, તુર્ક લશ્કરની ફેરબદલીને લીધે તેઓ માટે બરાકોની જરૂર પડી. બહાઉલ્લા અને તેમના કુટુંબને એક અલાહેદું ઘર આપ્યું અને બીજા સંગાથીઓને ધર્મશાળામાં મૂકયા, આ ઘરમાં બહાઉલ્લા ૭ વરસ રહ્યા. ૧૩ માણુસોને તેમાં જેમતેમ સમાવેશ કરવાનો હતો. ખોરાક અને બીજી અગવડોની ફર્યાદ તો ચાલુજ રહી. પાછળથી વધુ ઓરડા આપવામાં આવ્યાથી કંઇક સગવડ મળી,

બરાક છોડયા પછી બહાઇઓને મિત્રોને મળવા દેવાની છુટ મળી હતી; બીજી કેટલીક છુટછાટો અપાતી અને પાછી લઇ પણ લેવાતી.

## આખરે દરવાજા ખુલ્યા.

કેદખાનાના દુઃખીમાં દુઃખી વખતે પણ બહાઇઓ ગભરાઇ ગયા નહોતા, ખુદામાંથી તેઓનો વિશ્વાસ ડગ્યો નહોતો. અક્કાના બરાકમાંથી બહાઉલ્લાએ મિત્રોને લખેલું કે: "ડરશો નહિ. આ દરવાજા કોઇવાર ખુલશેજ. કારમેલ પર્વત પર મારો તંબુ ઠોકાશે અને ખુબ મઝા પડશે." આ પત્રથી અનુયાયીઓને દિલાસો મળ્યો, પછી તો દરવાજા પણ ખરેખરજ ઉઘડયા. જેલમાંથી નીકળવાનો પ્રસંગ અબ્દુલ બહાએ નીચે મુજબ વર્ણવ્યો છે: જેનો તરજુમો શોધી અફન્દીએ કર્યો છે.

બહાઉલ્લાને કુદરતનું લીલોતરીભર્યું સૌંદર્ય જોવું ગમતું. એક દિવસ તેઓ બોલ્યા, "નવ વરસથી મેં હરિયાળી કુદરત જોઇ નથી. ગામ એ આત્માની દુનિયા છે અને શહેર એ શરીરોની દુનિયા છે." મેં તેમને આમ બોલતા સાંભળ્યા ત્યારે મને લાગ્યું કે તેઓ ગામ જોવાને આતુર છે અને મને ખાત્રી હતી કે તેમની ઇચ્છા પાર પાડવાનાં મારાં કાર્યને ફતેહ મળશેજ. અક્કામાં તે વખતે મહમદપાશા સફવત કરીને એક શખ્સ હતો, તે અમારો મોટો વિરોધી હતો. શહેરથી ઉત્તરે ચાર માઇલ પર મઝરાઇ નામનો તેનો એક સુંદર મહેલ હતો, આસપાસ બગીચો હતો અને પાણીનો ઝરો પણ હતો. તેને ત્યાં જઇ એક દિવસ મેં કહ્યું: "પાશા, તમારો મહેલ ખાલી રાખીને તમે તો શહેરમાં રહો છો." તેણે જવાબ આપ્યો:

"હું અશક્ત હોવાથી શહેર છોડીને જઇ શકતો નથી; જાઉં તો એકાંત લાગે અને દોસ્ત આસનાવોની સોબત મળે નહિ." મેં કહ્યું: "તમે ત્યાં રહેતા નથી; જગા ખાલી છે; તો અમને ભાડે આપોને." પહેલાં તેને નવાઇ લાગી પણ પછી હા પાડી. દર વરસે ૫ પૌંડના સસ્તે ભાડે તે જગા અમે ૫ વરસની ભાડા ચીઠ્ઠી કરી લીધી અને સોદો કર્યો. તેમાં સમારકામ કરવા મેં મજુરો મોકલ્યા; બગીચો સુધરાવ્યો, હમામખાનું બંધાવ્યું અને બહાઉલ્લા માટે એક ગાડી પણ તૈયાર કરાવી. શહેરની બહાર નહિ જવાના અમને ઉપરાઉપરી ફરમાન મળતાં તો પણ એક દિવસ શહેર બહાર જઇને તે જગા જાતે જોઇ આવવા મેં નિશ્ચય કર્યો, ભાગોળે પહારો હતો પણ કોઇ કંઇ બોલ્યું નહિ એટલે હું મહેલ જોઇ આવ્યો, બીજે દિવસ કેટલાક મિત્રો અને અમલદારોની સાથે જઇ આવ્યો તો પણ કોઇએ અટકાવ્યો નહિ. વળી એક દહાડો બગીચામાં ઝાડ નીચે મેં એક મીજબાની આપી જેમાં શહેરના જાણીતા ગૃહસ્થો અને અમલદારોને નોતર્યા હતા. મીજબાની કરી સાંજે ઘેર આવ્યા. જમાલે મુબારક (બહાઉલ્લા) ને લઇ જવા માટે મેં ગાડી પણ તૈયાર કરી રાખેલી હતી. એક દહાડો મેં તેમને કહ્યું: "મઝરાઇનો મહેલ તમારે માટે તૈયાર છે અને ગાડી પણ છે. (તે વખતે અક્કા અગર હૈફામાં ગાડીઓ નહોતી) તેમણે ના પાડી; અને કહ્યું "હું તો કેદી છું." ત્રણ વાર મેં અરજ કરી; ત્રણ વાર તેમણે ના પાડી. મેં પછી આગ્રહ પડતો મેલ્યો. હવે અક્કામાં એક પ્રખ્યાત વગવસીલાવાળો અને બહાઉલ્લાને ચાહનારો મુસલમાન આરબ શેખ હતો. તેની પાસે જઇ મેં હકીકત સમજાવી અને બહાઉલ્લા પાસે જઇ કોઇ પણ રીતે શહેર બહાર લઇ જવા તેમને મનાવવાનું કામ સોંપ્યું. શેખ સીધોજ તેમની પાસે ગયો અને તેમને શહેર બહાર જવા સમજાવ્યા. બહાઉલ્લાને

કહ્યું: "ખુદા ખયેર કરે. તમને કેદી બનાવવાની સત્તા કોની છે? તમારી મરજીથી તમે કેદમાં રહ્યા છો. માટે બહાર નીકળો અને મહેલમાં જાઓ." શેખે બરાબર એક કલાક માથાઝીક કરી ત્યારે તેમણે હા પાડી. સુલતાન અબ્દુલ અઝીઝનો મારા ઉપર બહાઉલ્લા સાથે મેળાપ કરવાનો મનાઇ હુકમ હતો. તો પણ તેમને હું ગાડીમાં બેસાડી શહેર બહાર મહેલમાં લઇ ગયો. અને તેમને ત્યાં મુકીને શહેરમાં પાછો ફર્યો. કોઇએ કંઇ અટકાયત કરી નહિ. તે સુંદર જગાએ બે વરસ રહ્યા પછી તેઓ બેહજી નામની બીજી જગાએ રહેવા ગયા. એ જગાનો માલેક કંઇ રોગ ફાટી નીકળવાથી કુટુંબ સાથે જતો રહેવા અને જગા વગર ભાડે આપી જવા માગતો હતો. તે જગા અમે સસ્તે ભાડે રાખી અને ત્યારથી દબદબા અને હકુમતના દરવાજા ખુલી ગયા. સુલતાનના ફરમાનો રદ થયાં નહોતાં. તો પણ બહાઉલ્લાએ અમીરી ગુણો દાખવવાથી રાજ્યકર્તાએ અદેખાઇ કરે એટલું માન તેમને ગવર્નરો, મુસાફરો અને અમલદારો તરફથી મળતું હતું, તેઓ તેમને પોતાને ઘેર બોલાવવાના ઇજન કરતા જે તેઓ ભાગ્યેજ સ્વીકારતા. એક પ્રસંગે શહેરનો ગવર્નર એક યુરોપીયન લશ્કરી સેનાપતિ સાથે તેમને મળવા આવ્યો હતો. યુરોપીયન તો તેમને જોઇને સડકજ થઇ ગયો, અને નમી પડયો. બહાઉલ્લા માટે તેઓને એટલું બધું માન આવ્યું કે તેમણે પોતે તેઓને હુકકો પીવા ફરમાવ્યું તો પણ તેમની હાજરીમાં તેમ કરતાં તેઓ અચકાયા. અને હુક્કાને જરા મોં લગાડી તેને દૂર મુકી દઇ પછી અદબ અદાથી બેઠા જે જોઇ ઘણાઓ અજબ થયાં.

દોસ્તોનું હેતવંતુ માન, મોટા ઓધેદારો અને અમલદારોની સંભાળના, જાત્રાળુઓ અને સત્ય શોધકોનો જમાવ અને બહાઉલ્લાની દબદબા ભરી અદાને રાજવંશી મુખ ગવાહ દેતી

હતી કે બહાઉલ્લા કંઇ ખરેખરા કેદી હતાજ નહિ. પણ સર્વ રાજાઓના રાજકર્તા હતા. બે મોટા આપખુદ સુલતાનો તેમની વિરૂદ્ધ હતા છતાં પણ તેમણે કેદખાનામાંથી જેવી રીતે એક રાજા પોતાની રઇયતને હુકમ કરતો હોય તેવીજ ઢપના કાગળો તેઓ પર લખ્યાં. પછીથી સખત ફરમાનો છતાં પણ તેઓ તો બેહજીમાં એક રાજા પ્રમાણે રહેતા. તેઓ બહુવાર બોલતા કે ખરેખર કંગાલમાં કંગાલ કેદખાનું ફેરવાઇને છેકજ સ્વર્ગ સમુ થઇ ગયુ છે. દુનિયા પેદા થઇ ત્યારથી આવી ઘટના ઘડેલી કોઇએ જોઇ નથી.

## બેહજીનું જીવન.

મુફલીસી અને કંગાલીયતના દુઃખો વેઠીને પણ ખુદાને જુવાનીના દિવસોમાં બહાઉલ્લા જે રીતે વળગી રહ્યા તેજ રીતે પાછલા દિવસોમાં બેહજી મધે માન અને શ્રીમંતાઇના વખતમાં પણ તેઓ ખુદાને ભુલ્યા નહિ. લાખો શ્રદ્ધાળુ અનુયાયીઓએ તેઓને ચરણે નાણાંની મોટી મોટી રકમો ધરીને તેનો વહીવટ કરવા તેમને સત્તા આપી હતી. બેહજી ખાતે તેઓ બાદશાહી રીતે રહેતા હતા, એટલે એમ માની લેવાનું નથી કે તેઓ દુન્યવી અયશઆરામ અને મોજ મઝામાં પડયા. જમાલે-મુબારક અને તેમનું કુટુંબ સાદી રીતે રહેતું અને અંગત શોખ ખાતર કદી ખર્ચ કરતું નહિ. પોતાના ઘરની પાસે રીઝવાન નામની વાડી તેમના ચેલાઓએ લઇ આપી હતી, તેમાંની ઝુંપડીમાં તેઓ ઘણી રાત્રીઓ પસાર કરતા અને કેટલીક વાર તો તેમાંજ અઠવાડીયાંઓ સુધી રહેતા.

પ્રસંગોપાત ખેતર પાદરે પણ ફરવા જતા, અક્કા અને હૈફા જતા; કારમેલ પહાડ પર તંબુ ઠોકાવીને રહેતા. તેમનો ઘણો-

ખરો વખત ધાર્મિક કિતાબો લખવામાં અને બંદગીમાં પસાર થતો; તેઓ નામાઓ લખતા અને મિત્રોને આત્મિક બોધ આપતા, તેમનાં કામને સરળ કરી આપવા તેમના વડીલ પુત્ર અબ્દુલબહા બીજું કામ કરી લેતા, દાખલા તરીકે મુદ્દલાઓ, શાયેરો અને અમલદારોની મુલાકાતો ગોઠવવાનું. એ લોકો બહાઉલ્લાને બદલે અબ્દુલબહાની મુલાકાતથી પણ સંતોષ પામીને જતા. પુત્રની વાત ઉપરથી પિતા માટે તેઓ સારો ખ્યાલ બાંધતા અને એ ખાનદાન સાથે ઓળખાણ પડવા માટે પોતાને ભાગ્યશાળી માનતા.

પૌર્વાત્ય બાબતોના પ્રસિદ્ધ જાણકાર મહુંમ પ્રો૦ એડવર્ડ જી. બ્રાઉન ( કેમ્બ્રીજ યુનીવર્સિટીવાળા ) ઇ. સ. ૧૮૯૦ માં બેહજી મધે બહાઉલ્લાને મળ્યા હતા અને તેની પોતા ઉપર જે છાપ પડી હતી તે નીચે પ્રમાણે વર્ણવે છેઃ –

“હું જોડા ઉતારતો હતો એટલીવાર મારો ભોમીયો ઉભો રહ્યો અને પછી હાથથી ઇસારત કરી ચાલ્યો ગયો; હું અંદર દાખલ થયો એટલે પડદો પાછો નંખાયો. હું દાખલ થયો તે ઓરડો વિશાળ હતો તેને ઉપલા ભાગે નાનું દીવાનખાનું હતું અને બારણાની સામે બે ત્રણ ખુરશી હતી. મારે કોને મળવાનું હતું એ વિષે અગાઉથી મને કશું કહેવામાં આવ્યું નહોતું પણ એકાદ બે પળમાં મને જણાયું કે ઓરડામાં હું કંઇ એકલો નહોતો. દીવાનખાનામાં એક ખુણામાં દીવાલને અઢેલીને અસાધારણ ઉંચાઇ અને બનાવટની ટોપી કે જેને દરવેશો તાજ કહે છે તે પહેરીને એક અદ્દભૂત અને ભવ્ય વ્યક્તિ બેઠેલી હતી. ટોપીના નીચલા ભાગમાં સફેદ પાઘડી વિંટાળેલી હતી. મેં જે ચહેરો જોયો તે હું કદી ભૂલી શકું તેમ નથી, તેનું વર્ણન પણ કરી શકું તેમ નથી, તેમની આંખો

સામાના આત્માને આરપાર જોઇ લે એવી ઝળકતી હતી. તેમના ભવ્ય લલાટપ્રદેશ ઉપર સત્તા અંકિત થઇ હતી. કપાળ પર પડેલી કરચલીઓ તેમનું વૃદ્ધત્વ સુચવતી હતી. તેમની કાળી ભમ્મર જેવી દાઢી કમર સુધી આનીને અટકેલી હતી. હું કોની હજુરમાં ઉભો હતો તે પુછવાની જરૂર નહોતી. હું નમી પડયો, રાજા મહારાજાઓ અદેખાઇ કરે એવા પ્રેમપાત્ર અને ભકિત-ભાજન તેઓ દેખાતા. મધુર પણ સત્તાવાહી અવાજે તેમણે મને બેસવાની આજ્ઞા આપી અને પછી બોલ્યાઃ "શુકાના ખુદાના કે તમે પધાર્યા;........પણ તમે જેને નિહાળી રહ્યા છો તે એક દેશનિકાલ થયેલો કેદી છે...અમે દુનિયાનું હિત અને પ્રજા-ઓનું સુખ ચાહીએ છીએ. છતાં અમને તેઓ ફિતુરી અને બખેડાખોર ગણે છે અને કેદ તથા દેશનિકાલની સજા ફરમાવે છે. બધી પ્રજા એકધર્મી અને બધા માણુસોએ ભાઇ ભાઇ જેવા થવું જોઇએ. તેઓ વચ્ચે સંપ અને હેત બંધાવાં જોઇએ. ધર્મોની ભિન્નતા ટળી જવી જોઇએ. કોમભેદ નાબુદ થવો જોઇએ–તેમ કરવામાં કંઇ નુકસાન છે?....અને તેમ થશેજ. નિષ્ફળ કલહો અને આફતકારક યુધ્ધો અટકશેજ, અને મહાન શાંતિ ફેલાશેજ........યુરોપમાં; તેમને પણ શાંતિની જરૂર નથી? ખ્રિસ્તે એનીજ આગાહી કરી હતીને?....છતાં પણ તમારા રાજ્યકર્તાઓ માનવકુળોનો સંહાર થાય એવાં શસ્ત્રાસ્ત્રો પાછળ પોતાનો ખજાનો ખર્ચી રહ્યા છે કે જે ખજાનો તેઓનાં સુખ વધારવા પાછળ ખુશીથી ખર્ચી શકાય ...એ યુધ્ધો એ ખુનામરકી, અને કુસંપનો અંત આવવોજ જોઇએ. બધાં માણુસોએ એક કુટુંબના પરિવાર જેવા થવું જોઇએ....માણુસે દેશાભિમાનથી ફુલાવું જોઇએ નહિં. ઇન્સાન જાત તરફ ચાહ ધરાવવામાં તેણે ખુશાલી માનવી જોઇએ."....બહાને સુખેથી

મેં આવા શબ્દો સાંભળેલાનું યાદ છે. લોકોએ એમના સિદ્ધાંતો પર વિચાર કરીને નક્કી કરવું જોઇએ કે શું તે નાબુદ થવા લાયક છે ? કે શું તે સિધ્ધાંતોના પ્રચારથી જગતને નુકસાન થાય તેમ છે ?"

## સ્વર્ગારોહણ.

બહાઉલ્લાએ જીંદગીનો પાછલો ભાગ આવી સાદી અને શાંત રીતે વીતાવ્યો. તા. ૨૮ મી મે ૧૮૯૨ ને રોજ ૭૫ વરસની ઉમરે તેઓ તાવથી ગુજરી ગયા. છેલ્લા નામાઓ તેમણે પોતાને હાથે લખેલા હતા જેમાં તેમણે પોતાનું વસીયતનામું લખી પોતાની સહી કરી બરાબર સીલ કરી હતી. તેમના વડા બેટાએ નવમાને દિવસે સીલ તોડી અને કુટુંબના માણસો તથા થોડાં સગાં અને દોસ્તો આગળ તે વાંચ્યું, તેમાં ટુંકું પણ અગત્યનું લખાણ કરેલું હતું. તેમાં તેમણે અબ્દુલ બહાને તેમના શિક્ષણોનો પ્રચાર કરવા માટે પોતાના પ્રતિનિધિ નીમ્યા હતા. કુટુંબના માણસો સગાંઓ અને શિષ્યોને શીખામણ આપવામાં આવી હતી કે તે બધાંએ અબ્દુલ બહાનેજ જે પણ પૂછવું હોય તે પૂછવું અને તેમનીજ આજ્ઞા માનવી. આ ગોઠવણમાં અનુયાયીઓ એક સંપે રહે અને જુદા પંથે પડે નહિ, એવી નેમ હતી.

## બહાઉલ્લાની પયગામ્બરી.

બહાઉલ્લાની પયગામ્બરી માટે સ્પષ્ટ ખ્યાલ બાંધાવા જોઇએ. બીજા અવતારોની પેઠે તેમની વાણીના પણ બે વિભાગ થઇ શકે. એક વિભાગમાં ખુદાના પયગામ્બર તરીકે એક સાદા માણસ માફક તેમણે જે કહ્યું યા લખ્યું હોય તે અને બીજા વિભાગમાં

ખુદ ખુદા તેમના મુખથી બોલ્યા હોય તે. "ઇકાન"ના કિતાબમાં તેઓ લખે છે:-

"સત, અને ચિતમાંથી ઉદ્દભવતા સૂર્યોની (આત્માની) બે ગતિ હોય છે. એક ઐક્ય અથવા સંપની (અદ્વૈત.) અમે કોઇમાં ભેદાભેદ ગણતા નથી (કુરાન-સુ-૨) બીજી માનવ સૃષ્ટિના ભેદ અને હદ (દ્વૈત)ની. આમાં દરેકને એક (દેહ) મંદિર અપાયેલું છે. ધર્મ સોંપાયેલો છે. વ્યક્તિત્ત્વ શક્તિ અપાયેલી છે, અને ચોક્કસ હદ પણ બંધાયેલી છે. દરેકને જુદાં નામ રૂપ ગુણ મળે છે; દરેકને નવું કાર્ય કારણ હોય છે. કહેવામાં આવ્યું છે કે-"આ પયગામ્બરો છે. બીજાઓને બદલે અમે તેઓને પસંદ કર્યા છે. તેમાંના કેટલાક સાથે ખુદાએ વાત કરી છે; કેટલાકોને બીજાઓ કરતાં ચઢીયાતા કર્યા છે, અને અમે મરિયમના બેટા ઇસુને ચમત્કાર કરવાની શક્તિ આપી અને પવિત્ર આત્માથી તેને બળવાન બનાવ્યો." (કુરાન સુરા)....અદ્વૈત ગતિમાં કેવળ સચ્ચિદાનંદ હોય છે અને વ્યક્ત સ્વરૂપો તેમાં મળી ગયેલાં હોય છે....દ્વૈતત્ત્વની બીજા પ્રકારની ગતિમાં ભેદ, હદ, સ્થળ અને કાળ હોય છે. તેમાં સેવકભાવે રહેવાય છે. દાખલા તરીકે "હું ખુદાનો ખરેખરો બંદો છું," "ખરેખર હું તમારા જેવોજ એક ઇન્સાન છું." (કુરાન સુ ૪૧)...જો સંપુર્ણ અવતારોને મુખે એમ સાભળવામાં આવે કે "હું ખુદા છું" તો તે સાચું માનજો અને શંકા રાખના નહિ; કારણ કે....તેઓના અવતારી નામ રૂપ ગુણથી ખુદા નામ રૂપ ગુણે પૃથ્વી ઉપર અવતર્યો હોય છે. જો તેઓ એમ કહે કે: "અમે ખુદાના બંદા છીએ" તો તે પણ ખરૂં અને દેખીતુંજ છે કેમકે તેઓ સેવક ભાવેજ દેખાઇ આવે છે અને તેમના જેવા સેવકભાવે દેખાવાની બીજા કોઇની મકદુર હોતી નથી. આ પ્રમાણે જીવતત્ત્વો જ્યારે અનંત

પવિત્રતામાં પ્રવેશે છે અને આદર્શને પ્રાપ્ત કરે છે. ત્યારે તેઓ દિવ્ય બ્રહ્મમય થાય છે. એવી સ્થિતિમાં પણ પરમાત્મા સમક્ષ તો તેઓ પોતાને છેક પામરજ લેખે છે....માટે દેવત્વ, પયગામ્બરી ઇમારત ..વિ. વિ. માટે તેઓ જે કંઇ કહે તે બેશક ખરૂ માનવું"
-ઇકાન પાનાં ૧૨૫-૧૨૯.

બહાઉલ્લા જ્યારે એક આદમી તરીકે બોલે છે ત્યારે તેઓ જાણે પોતાની હસ્તિજ નથી; પોતે જાણે ખુદામાં સમાઇ ગયા હોય એવી રીતે બોલે છે. બીજા માણસો અને અવતારી પુરૂષ વચ્ચે તફાવત એજ હોય છે. અવતારી પુરૂષો સર્વ શકિતવાન હોવા છતાં પોતાનાં વ્યકિતત્વને કેવળ ભુલી જાય છે. ગેથસેમેનની વાડીમાં ઇસુ જેમ બોલ્યો હતો કે "મારો નહિ પણ તારીજ ઇચ્છા પ્રમાણે થાઓ" તેજ પ્રમાણે અવતારી પુરૂષ ગમે તેવા સંજોગોમાં બોલે છે. શાહને લખેલા પત્રમાં બહાઉલ્લા પણ કહે છે કેઃ—

"હે શાહ, એકવાર હું નિદ્રાવસ્થામાં પડેલા સામાન્ય માણસો જેવો હતો. પણ સર્વ મહિમાવાન પરમેશ્વરનો ઝપાટો મને લાગ્યો અને જે ચાલી રહ્યું છે તેનું મને ભાન થયું. મારૂં જ્ઞાન મારાં પોતામાંથી ઉપજ્યું નથી પણ તે ખુદાવંદ તરફથી મળ્યું છે. પૃથ્વી અને સ્વર્ગ વચ્ચે તે જ્ઞાન જાહેર કરવાનું મને ફરમાન થયું અને મારી પર પડેલી આફતોથી જાણકારોની આંખો આંસુથી ભરપૂર થાય છે. લોકશાસ્રો હું ભણ્યો નથી; પાઠશાળામાં ગયો નથી:...ખુદાવંદે હલાવેલાં પાંદડામાંનું એક હું છું; પવનના ઝપાટામાં તે સ્થિર રહી શકે ખરૂં? નામ અને ગુણધારી પ્રભુના રાજ્યમાં તો નહિજ. અનંત અને સતમાં અસ્તિત્વ હોવાથી તેને હાલ્યા વગર છૂટકોજ નથી. તેનો હુકમ આવ્યો

તે મારે ત્રિલોકમાં પોકારવોજ રહ્યો. હુકમ આવ્યો ત્યારે હું મુડદાં જેવો હતો અને તેના દયાળુ અને સર્વ શકિતવાન હાથે મને જીવન બક્ષ્યું છે.....કોઇ પણ શખ્સ પોતા ઉપર નાના અને મોટા જુલ્મ ગુજરે એવી વાતો કરતા હશે? નહિ; સીવાય કે સર્વ શકિતમાન ખુદા તેને મદદ કરતો હોય.”

જેમ ઇસુ પોતાના શિષ્યોના ચરણ ધોતા હતા તેમ બહાઉલ્લા પણ પોતાના ચેલાઓ માટે રાંધતા અને બીજું દાસત્વનું કામ કરતા. તેઓ નોકરોના પણ નોકર હતા, જરૂર પડે તો વગર બીછાને તેઓ સુવા તૈયાર હતા; ફકત રોટી અને પાણીસેર તેઓ કેટલીકવાર દિવસ કાઢી નાખતા અને કેટલીકવાર ખુદાઇ પોષણ લેતા એટલે કે અપવાસ કરતા. તેમની મોટાઇ સાથે તેમની નમ્રતા પણ દેખાઇ આવતી; સંત, પીર, પયગમ્બરો અને શહીદો સાથે આખી ઇન્સાન જાત તરફ તેમને મહોબત હતી. નાનેથી મોટું; સર્વ કંઇ તેમને પ્રભુમયજ દેખાતું.

બહાઉલ્લાના મુખ અને કલમને ખુદાએ પોતાની વાણી પ્રગટ કરવાનાં સાધન તરીકે પસંદ કર્યાં. ભારે દુઃખો અને મુશ્કેલીઓભર્યો માર્ગ તેમણે પોતાની રાજીખુશીથી પસંદ કર્યો નહોતો. જેમ ખ્રીસ્તે કહ્યું: ઓ બાપ, અગર બની શકે તો એ દુ:ખનો પ્યાલો મારે ફાળેથી લઇ લો; તેમ બહાઉલ્લા “ઇશરાકાત” ના નામામાં લખે છે કે ખુદાની વાણી ઉચ્ચારનાર કોઇ બીજો પ્રતિનિધિ મળ્યો હોત તો લોકોની નિંદા અને મેણુંટોણાં સાંભળવા તથા તેઓ તરફથી નાખવામાં આવતાં દુઃખો ખમવાનું અમારે ફાળે આવત નહિ. પણ ખુદાનું ખુલ્લું ફરમાન આવ્યું અને સેવક તેને તાબે થયો. ખુદાની ખાહેશ તે મારી ખાહેશ, અને તેની ખુશાલી તે મારી

ખુશાલી થઇ પડી છે. "હું ખરૂં કહું છું કે જે ખુદાના માર્ગમાં આવ્યો તે તેનો લાડીલો છે અને તેની ઇચ્છાથીજ આવ્યો છે. તેના માર્ગમાં આવતું હલાહલ ઝેર પણ અમૃત સમાન છે અને તેને ખાતર આવતાં દુઃખ તે શીતળ ગંગાજળ સમાન છે."

અગાઉ અમે જણાવી ગયા તેમ કેટલીકવાર બહાઉલ્લા પોતેજ ખુદા તરીકે બોલતા. તે વખતે તેમનું વ્યક્તિત્વ ખુદાની અંદર ભળી જતું. તેમના મુખેથી ખુદા પ્રાણીઓ સાથે વાતો કરીને તેઓ પ્રત્યેનો પોતાનો પ્રેમ જાહેર કરતા; પોતાના ગુણોનું બયાન આપતા; પોતાની ખાહેશ જણાવતા; તેઓની રાહબરી માટે પોતાના કાયદા સમજાવતા અને તેઓને પોતા તરફ પ્રેમ, વફાદારી અને સેવાભાવ બતાવવા ફરમાવતા.

બહાઉલ્લાના લખાણોમાં પણ તેમની આત્મિક સ્થિતિ પ્રમાણે વખતોવખત ફેરફાર થયેલા જણાઇ આવે છે. કેટલીકવાર જાણે બહાઉલ્લા પોતે વાત કરતા દેખાય છે અને કેટલીકવાર ઓચિંતા જાણે ખુદાજ તેમને મોઢે પ્રથમ પુરૂષના સર્વનામમાં બોલે છે. માણસ તરીકે બહાઉલ્લા ખુદાના પયગામ્બર તરીકે અને ખુદાની ઇચ્છાને અમલમાં મેલનાર બંદા તરીકે બોલતા. તેમના આખાં જીવનમાં પવિત્ર આત્માની ક્રિયા ચાલતી હતી. એટલે તેમના આચાર અને લખાણમાં માનવી અને ખુદાઇ તત્વો જુદાં પાડી શકાતાં નથી. ખુદા તેમને કહે છે:—

"એમજ કહે કે મારાં (દેહ) મંદિરમાં ખુદાના મંદિર સિવાય બીજું કંઇ દેખાતું નથી. મારી ખુબસુરતીમાં તેની ખુબસુરતી, મારી હસ્તિમાં તેની હસ્તિ, મારામાં તે પોતે,

મારી ક્રિયામાં તેની ક્રિયા, મારા આચારમાં તેનો આચાર અને મારી કલમમાં તેની કલમ; તે રહીમે કરીમ સિવાય બીજું કંઇ દેખાતું નથી."

"એમજ કહે કે મારા આત્મામાં સત્ય સિવાય બીજું કંઇ નહિ અને મારામાં ખુદા સિવાય બીજું કંઇ દેખાતું નથી."—સુરતુલ હૈકલ પાનું ૩૦.

### બહાઉલ્લાનું જીવનકાર્ય.

બહાઉલ્લાનું જીવનકાર્ય ખુદા મારફત અને ખુદામાં સર્વ મનુષ્યોમાં એકતા કરાવવાનું હતું. તેઓ કહે છેઃ—

"જ્ઞાનના વૃક્ષનું મહિમાવંત ફળ તે પવિત્ર શબ્દ છે. તમે બધા એકજ વૃક્ષનાં ફળ, અને એકજ ડાળીના પાંદડાં છો. મનુષ્યે સ્વદેશપ્રેમમાં નહિ પણ સમસ્ત મનુષ્યજાતિના પ્રેમમાં રાચવું જોઇએ."

અગાઉ થઇ ગયેલા પયગામ્બરોએ દુનિયામાં ભાઇચારો અને શાંતિ પ્રસારવાનો પોકાર પાડયો હતો અને શાંતિનું સામ્રાજ્ય જલદી સ્થપાય તે માટે તેઓએ પોતાના જાન કુરબાન કર્યા હતા; પણ તે બધાઓએ જાહેર કર્યું હતું કે એવું સુખી પરિણામ પાછલા વખતમાં પ્રભુના અવતારથીજ લવાશે કે જ્યારે દુષ્ટોનો ન્યાય થશે અને નીતિવાનોને બદલો અપાશે.

જરથોસ્તે ભવિષ્ય ભાખ્યું હતું કે જગતને તારવા માટે અવતરનાર શાહ બેહરામના જન્મ અગાઉ દુનિયામાં મારામારીનાં ૩૦૦૦ વરસ પસાર થશે. ત્યાર પછી શાહ બેહરામ અહરીમાનને જીતીને પવિત્રતા અને શાંતિનું રાજ્ય સ્થાપશે.

મુસાએ આગાહી કરી હતી કે બધા દેશમાં વેરવિખેર થઇ ગયેલાં ઇસ્રાયેલના બાળકોને એકત્ર કરવા માટે ખુદા અવતાર લેશે તે પહેલાં તેઓને લાંબો વખત પરદેશોમાં રહી અનેક સંકટ સહન કરવાં પડશે. પછી પ્રભુ ગુન્હેગારોનો નાશ કરીને પૃથ્વીમાં પોતાનું રાજ્ય સ્થાપશે.

ખ્રીસ્ત બોલ્યા હતા કે "એમ નહિ ધારતા કે હું જગતમાં સુલેહ સ્થાપવા આવ્યો છું. હું શાંતિ નહિ પણ તરવાર આપવા આવ્યો છું." ( મેથ્યુ ૧૦-૩૪ ) અને તેમણે પિતાના મહિમાવંત સ્વરૂપમાં મનુષ્યપુત્ર જન્મે તે અગાઉ ભારે ભારે યુધ્ધો થશે અને તેની આફતો ચોમેર ફેલાઇ રહેશે એવી આગાહી કરી હતી.

મહમદ બોલ્યા હતા કે યાહુદીઓ અને ખ્રીસ્તીઓની બદચાલને લીધે ખુદાએ તેઓનામાં અરસ્પરસ દુશ્મનાવટ અને ધિક્કાર મેલ્યો છે તે કયામતના દિવસ સુધી ચાલશે અને તે વખતે તે બધાનો ન્યાય કરશે.

ત્યારે બહાઉલ્લાએ એમજ જાહેર કર્યું કે: "જે પયગામ્બરનાં આગમન માટે વચન આપવામાં આવ્યાં છે તે હું છું. મારા જમાનામાંજ સુલેહ શાંતિ ફેલાવી જોઇએ." તેમનું આ કહેવું જરા નવાઇ જેવું લાગે છે પણ જમાનાના ચિન્હો જોતાં તે દરોબસ્ત લાગે છે. આદમજાતમાં શાંતિ અને એકતા સ્થાપવાના માર્ગ બહાઉલ્લાએ તદ્દન સ્પષ્ટ રીતે દર્શાવ્યા છે.

અલબતાં, બહાઉલ્લાના જન્મના વખતથી તે આજ સુધીમાં મોટા પાયા ઉપર લડાઇઓ થઇ છે અને બેશુમાર સંહાર તથા નાશ થયો છે; પણ બધા મહાન અવતારોની શરૂઆતમાં તેમ થતું હોવાથી એ ઘટનાઓ સકારણ દેખાય છે, એટલુંજ નહિ,

કેટલીક વાર તેઓ હમણાં બોલાતી ફારસીમાં લખતા કે જેમાં અરબીનું મિશ્રણ છે. કોઈવાર જરથોસ્તીઓની વિદ્વતાભરી ભાષામાં લખતા અને કોઇવાર શુદ્ધ ફારસીમાં પણ લખતા. અરબીમાં પણ તેઓ ઝડપથી લખી શકતા, સાદી તેમજ કુરાનનાં જેવી શૈલીમાં પણ.

તેઓ ભણ્યા નહોતા છતાં જુદી જુદી ભાષાઓ ઉપરનો તેમનો કાબુ અજબ હતો એ પણ એક નોંધવા જેવી બીના છે.

કેટલાંક લખાણોમાં તેમણે ખુદાનો રાહ એવી સરળ રીતે દર્શાવ્યો છે કે "રસ્તે ચાલનાર માણસ યા કોઇ બેવકુફ પણ ભૂલ કરી શકે નહિ." (આઇઝેયાહ ૩૫–૮) કેટલાંક લખાણોમાં કાવ્યમય કલ્પનાઓ છે, ગંભીર તત્ત્વજ્ઞાન છે અને તેમાં મહમદનાં, જરથોસ્તનાં તથા બીજાઓનાં અને અરબી તથા ફારસી સાહિત્ય અને લોકકથાઓના ઉલ્લેખો છે કે જે ફક્ત એક કવિ અથવા તત્ત્વજ્ઞાની અથવા એક વિદ્વાનજ બરાબર સમજી શકે. કેટલાંક લખાણોમાં ખુદાઇ રાહના ચોકસ તબક્કાઓ દર્શાવવામાં આવ્યા છે, જે તબક્કાઓ આગલા તબક્કાઓમાંથી પસાર થયેલા જીવોજ સમજી શકે તેમ છે. તેમનાં લખાણો વિવિધ છે કે જેમાંથી જેને જેવું જોઇએ તેને તેવું મળી રહે.

આવાં કારણોથી વિદ્વાનો, રસીકો અને સુફી કવિઓ ઉપર તેમણે ઉંચી છાપ પાડી હતી. સુફી તથા બીજા પંથના આગેવાનો અને લેખક રાજ્યદ્વારીઓ બહાઉલ્લાનાં લખાણ તરફ આકર્ષાયા હતા કેમકે તેમાં બીજા લેખકોનાં લખાણો કરતાં મધુરતા તથા આધ્યાત્મિક અર્થગંભિરતા વિશેષ હતી.

## બહાઈ જુસ્સો.

દૂર અક્કાની જેલમાં પડી રહ્યા છતાં બહાઉલ્લાએ પોતાનાં માદર'વતન ઇરાનને ખળભળાવી નાખ્યું હતું અને હજીય એકલા ઇરાનને નહિ પણ આખી દુનિયાને ખળભળાવે છે. તેઓ અને તેમના શિષ્યો છેક નમ્રતા, વિનય, અને ધીરજથી કામ કરતા; છતાં તેઓનો જુસ્સો કંઇ ઓરજ હતો; તેઓ દેખીતી રીતે અશકયને પણ શકય કરતા. તેઓએ "મનુષ્યસ્વભાવ બદલ્યો; તેમના સમાગમમાં આવ્યા તેઓ નવાંજ પ્રાણી બની ગયાં. તેઓમાં પ્રેમ, શ્રદ્ધા અને ઉત્સાહ આવ્યાં; દુનિયાના સુખ દુઃખ તેઓની કુચ્છ બિસાદમાં રહ્યાં નહિ. ગમે તેવું દુઃખ અને ભયંકર વધ પણ તેઓ છેક શાંતિથી, એટલુંજ નહિ, પણ ભારે આનંદથી અને ખુદા ઉપર નિર્ભય વિશ્વાસથી સહેતા.

સૌથી અજાયબ થવા જેવું એ છે કે તેઓનાં હૃદયો નવજીવનના આનંદોથીજ એટલાં પ્રફુલ્લિત રહેતાં કે પોતાના જુલમગારો સામે વેર કે કડવાશના તેઓને ખ્યાલ સુધ્ધાં આવતા નહિ. સ્વરક્ષણ માટે તેઓ કદી હિંસા કરતા નહિ; પોતા ઉપર આવતી આફતો માટે દિલગીર નહિ થતાં તેઓ નવા અને મહિમાવંત ધર્મ માટે જાનમાલ કુર્બાન કરવાનો પ્રસંગ મળતાં પોતાને ભાગ્યશાળી માનતા. તેઓ એમ સમજીને આનંદતા કે સર્વોત્તમ પ્રભુ, અનંત કૃપાળુ, માનવઅવતાર લઇ તેઓ સાથે બોલતો હતો; તેઓને પોતાના સેવકો અને મિત્રો થવા બોધતો હતો, તે આ જગતમાં પોતાનું રાજ્ય સ્થાપવા આવ્યો હતો અને જીવનકલહથી કંટાળેલી તથા સંતપ્ત થયેલી જનતાને અમૂલ્ય શાંતિ બક્ષવા અવતર્યો હતો.

પણ તે એમ પણ પુરવાર કરે છે કે પ્રભુનો અવતાર થવાનો વખત આવ્યો નથી પણ અવતાર થઇ ચુક્યો છે. ખ્રિસ્તે કહેલી વાર્તા પ્રમાણે જમીનદારે દુષ્ટ ખેડુતોને કાઢી મેલવા જોઇએ અને મોસમસર જેઓ તેને સારો ફાયદો આપે એવા ખેતીકારોને તેણે રાખવા જોઇએ. શું આનો અર્થ એવો નથી થતો કે ખુદાનો અવતાર થતી વખતે લોભી અને નીચ મુલ્લાઓ યા ધર્મગુરૂઓનો અને ત્રાસદાયક આગેવાનોનો નાશ થવો જોઇએ? કે જેઓએ જમાનાઓથી ખરાબ ખેડુતોની પેઠે જમીન ખેડી છે અને તેનો માલ હજમ કરી ગયા છે?

હજી પણ દુનિયામાં ભયંકર બનાવો બનશે અને કદી સાંભળવામાં નહિ આવેલી તેવી આફતો વરસશે; પણ બહાઉલ્લા આપણને ખાત્રી આપે છે કે "થોડાજ વખતમાં આ નકામી અને નાશકારક લડાઇઓનો અંત આવશે અને મહાન શાંતિ સ્થપાશે" હમણાં લડાઇઓ અને ઝગડા એટલા બધા નાશકારક અને અસહ્ય થઇ પડયા છે કે માણસજાતે તેમાંથી બચવાનો કંઇ માર્ગ શોધવો જોઇએ. નહિ તો તે નાશ પામી જશે.

વખત પણ આવી લાગ્યો છે અને તેની સાથે આગાહી કર્યા મુજબનો તારનાર પણ અવતરી ચુક્યો છે

## બહાઉલ્લાનાં લખાણ.

બહાઉલ્લાનાં લખાણોમાં લગભગ બધી બાબતોનો સમાવેશ થાય છે. મનુષ્યજીવન, વ્યક્તિજીવન, સમાજજીવન, દુન્યવી અને ખુદાઇ હકીકતો, પ્રાચીન અને અર્વાચીન ધર્મગ્રંથોનાં નિરૂપણ, અને નજીકના તથા દૂરનાં ભવિષ્ય માટે આગાહી વિગેરે વિગેરે વિષે વાંચવાજોગ લખાણો આપણને મળે છે.

તેમના જ્ઞાનની હદ તથા ચોકસાઇ પણ અદભુત છે. તેઓ જુદા જુદા ધર્મગ્રંથમાંથી અવતરણ ટાંકી અને સમજાવી શકતા તથા જીજ્ઞાસુઓને સત્તાવાર સમજુતિ આપી શકતા; છતાં અજાયબી એ છે કે ઘણાખરા ધર્મગ્રંથો તેમણે જોયા પણ નહોતા. "વરૂના બચ્ચા" ને તેમણે લખેલા પત્રમાં જણાવ્યું હતું કે બાબના લખાણો વાંચવાની તેમને કદી તક કે પુરસદ મળી નહોતી. તો પણ પોતાનાં લખાણોમાં તેમણે બાબનાં સંદેશાઓનું સંપૂર્ણ જ્ઞાન દર્શાવ્યું છે. (આપણે અગાઉ જોઇ ગયા કે તેમનું સર્વજ્ઞાન થોડા વખત પછી થનાર ખુદાઇ અવતાર માર્ફત પ્રેરિત થયેલું હતું!) ઇ. સ. ૧૮૯૦ ની સાલમાં પ્રો૦ બ્રાઉન સાથે તેમને ચાર મુલાકાતો થઇ હતી તે સિવાય પશ્ચિમના વિચારકો સાથે તેમને કંઇ પણ સંબંધ નહોતો. છતાં તેમનાં લખાણોમાં પાશ્ચિમાત્ય દુનિયાના રીતરીવાજો, સામાજીક તથા રાજ્યદ્વારી અને ધાર્મિક સવાલોની સમજવાજોગ ચર્ચા છે. તેમના દુશ્મનોને પણ કબુલ કરવું પડયું હતું કે તેમનામાં અસાધારણ જ્ઞાન અને ડહાપણ હતું. વળી જીંદગીનો મોટો ભાગ તેમને જેલમાં ગુજારવો પડેલો હોવાથી આપણે જો એમ કહીએ કે તેમને મળેલું જ્ઞાન કંઇ આત્મિક સાધનો માર્ફત મળ્યું હશે તો તેમાં કંઇ પણ શક રાખવા જેવું રહેશે નહિ. પુસ્તકો અને શિક્ષણ વગરનું જે સ્વતંત્ર જ્ઞાન હોઇ શકે છે. તેવું તેમનું હતું. એમણે પશ્ચિમનાં લખાણોનો કંઇ અભ્યાસ કર્યો હતો કે નહિ એમ જ્યારે તેમના પુત્ર અબ્દુલ બહાને પૂછવામાં આવ્યું ત્યારે તેણે જવાબ આપ્યો હતો કે બહાઉલ્લાએ ૬૦ વરસ ઉપર જે લખ્યું અને છપાવ્યું હતું તેમાં એવા આદર્શ રજુ કર્યા હતા કે જે હમણાં પશ્ચિમમાં પ્રચલિત છે પણ તે વખતે તો તેનો કોઇને ખ્યાલ પણ નહોતો.

કેટલીક વાર તેઓ હમણાં બોલાતી ફારસીમાં લખતા કે જેમાં અરબીનું મિશ્રણ છે. કોઇવાર જરથોસ્તીઓની વિદ્વતાભરી ભાષામાં લખતા અને કોઇવાર શુદ્ધ ફારસીમાં પણ લખતા. અરબીમાં પણ તેઓ ઝડપથી લખી શકતા. સાદી તેમજ કુરાનના જેવી શૈલીમાં પણ.

તેઓ ભણ્યા નહોતા છતાં જુદી જુદી ભાષાઓ ઉપરનો તેમનો કાબુ અજબ હતો એ પણ એક નોંધવા જેવી બીના છે.

કેટલાંક લખાણોમાં તેમણે ખુદાનો રાહ એવી સરળ રીતે દર્શાવ્યો છે કે "રસ્તે ચાલનાર માણસ યા કોઇ બેવકુફ પણ ભૂલ કરી શકે નહિ." (આઇઝેયાહ ૩૫–૮) કેટલાંક લખાણોમાં કાવ્યમય કલ્પનાઓ છે, ગંભીર તત્વજ્ઞાન છે અને તેમાં મહમદનાં, જરથોસ્તનાં તથા બીજાઓનાં અને અરબી તથા ફારસી સાહિત્ય અને લોકકથાઓના ઉલ્લેખો છે કે જે ફક્ત એક કવિ અથવા તત્વજ્ઞાની અથવા એક વિદ્વાનજ બરાબર સમજી શકે. કેટલાંક લખાણોમાં ખુદાઇ રાહના ચોકસ તબક્કાઓ દર્શાવવામાં આવ્યા છે, જે તબક્કાઓ આગલા તબક્કાઓમાંથી પસાર થયેલા જીવોજ સમજી શકે તેમ છે. તેમનાં લખાણો વિવિધ છે કે જેમાંથી જેને જેવું જોઇએ તેને તેવું મળી રહે.

આવાં કારણોથી વિદ્વાનો, રસીકો અને સુફી કવિઓ ઉપર તેમણે ઉંચી છાપ પાડી હતી. સુફી તથા બીજા પંથના આગેવાનો અને લેખક રાજ્યદ્વારીઓ બહાઉલ્લાનાં લખાણ તરફ આકર્ષાયા હતા કેમજે તેમાં બીજા લેખકોનાં લખાણો કરતાં મધુરતા તથા આધ્યાત્મિક અર્થગંભિરતા વિશેષ હતી.

## બહાઈ જુસ્સો.

દૂર અક્કાની જેલમાં પડી રહ્યા છતાં બહાઉલ્લાએ પોતાનાં માદર વતન ઇરાનને ખળભળાવી નાખ્યું હતું અને હજીય એકલા ઇરાનને નહિ પણ આખી દુનિયાને ખળભળાવે છે. તેઓ અને તેમના શિષ્યો છેક નમ્રતા, વિનય, અને ધીરજથી કામ કરતા; છતાં તેઓનો જુસ્સો કંઇ ઓરજ હતો; તેઓ દેખીતી રીતે અશકયને પણ શકય કરતા. તેઓએ મનુષ્યસ્વભાવ બદલ્યો; તેમના સમાગમમાં આવ્યા તેઓ નવાંજ પ્રાણી બની ગયાં. તેઓમાં પ્રેમ, શ્રધ્ધા અને ઉત્સાહ આવ્યાં; દુનિયાના સુખ દુઃખ તેઓની કુચ્છ બિસાદમાં રહ્યાં નહિ. ગમે તેવું દુઃખ અને ભયંકર વધ પણ તેઓ છેક શાંતિથી, એટલુંજ નહિ, પણ ભારે આનંદથી અને ખુદા ઉપર નિર્ભય વિશ્વાસથી સહેતા.

સૌથી અજાયબ થવા જેવું એ છે કે તેઓનાં હૃદયો નવજીવનના આનંદોથીજ એટલાં પ્રફુલ્લિત રહેતાં કે પોતાના જુલમગારો સામે વેર કે કડવાશના તેઓને ખ્યાલ સુધ્ધાં આવતા નહિ. સ્વરક્ષણ માટે તેઓ કદી હિંસા કરતા નહિ; પોતા ઉપર આવતી આફતો માટે દિલગીર નહિ થતાં તેઓ નવા અને મહિમાવંત ધર્મ માટે જાનમાલ કુર્બાન કરવાનો પ્રસંગ મળતાં પોતાને ભાગ્યશાળી માનતા. તેઓ એમ સમજીને આનંદતા કે સર્વોત્તમ પ્રભુ, અનંત કૃપાળુ, માનવઅવતાર લઇ તેઓ સાથે બોલતો હતો; તેઓને પોતાના સેવકો અને મિત્રો થવા બોધતો હતો, તે આ જગતમાં પોતાનું રાજ્ય સ્થાપવા આવ્યો હતો અને જીવનકલહથી કંટાળેલી તથા સંતપ્ત થયેલી જનતાને અમૂલ્ય શાંતિ બક્ષવા અવતર્યો હતો.

બહાઉલ્લા તરફથી આવી પ્રેરણા મળતી બાબે ભવિષ્ય ભાખ્યા પ્રમાણે બહાઉલ્લાએ પોતાનું જીવનકાર્ય જાહેર કર્યું હતું અને બાબની મહેનતને લીધે હજારો માણસ નવા અવતારની રાહ જોઇ બેઠા હતા હજારોએ વહેમો છોડી દીધા હતા અને ખુલ્લા દીલે તેઓ પરમાત્માનો મહિમા સમજવા ટાંપી રહ્યા હતા ગરીબાઇ, જેલની જંજીરો કે આફતો અને અપમાનો તેઓને પ્રભુથી વિમુખ રાખી શકયા નહિ તેથી ઉલટું, દુન્યવી જડવાદથી કંટાળેલાઓને ખુદાઇ રોશણી ઓર પણ વધારે ઝલકદાર દેખાઇ.



# પ્રકરણ ૪ થું.



## અબ્દુલ બહા—બહાના બંદા.

"મારા અસ્તિત્વના સાગરમાં જ્યારે ઓટ આવે અને મારાં સત્યોના ઉકેલની કિતાબ પુરી થાય ત્યારે તમે તમારાં મુખ તેમની તરફ ફેરવજો કે જેમને પરમેશ્વરે મુકરર કર્યા છે. જે આ પ્રાચીન મુળમાંથી શાખારૂપે નીકળ્યા છે."—બહાઉલ્લા.

### જન્મ અને બાળપણ

અબ્બાસ એફેન્દી કે જેમણે પાછળથી અબ્દુલ બહા (એટલે કે બહાના બંદા) નું નામ ધારણ કર્યું હતું તેઓ બહાઉલ્લાના વડા પુત્ર હતા. તેમનો જન્મ તેહરાનમાં ગુરૂવાર તા. ૫ મી જુમાદા હીજરી સન ૧૨૬૦ યાને તા. ૨૩ મી મે ઇ. સ. ૧૮૪૪ ને રોજ મધરાત કરતાં જરા વહેલો થયો હતો. બરાબર તેજ કલાકે કે જે કલાકે બાબે પોતાનું જીવનકાર્ય જાહેર કર્યું હતું. તેમના પિતાને તેહરાનના કારાગ્રહમાં નાખવામાં આવ્યા ત્યારે અબ્દુલ બહાની વય ફકત ૮ વર્ષની હતી તો પણ તે વયે પણ તેઓ પોતાના પિતા તરફ ખુબ પુજ્યભાવ ધરાવતા હતા. લોકોનાં ટોળાંએ તેમનું ઘર લુંટયું તેમના ખાનદાનની હરેક ચીજ લઇ જવામાં આવી અને તેમના કુટુંબને છેક લાચાર હાલતમાં મેલ્યું. અબદુલબહા કહે છે કે તેમના પિતાને જેલમાંથી સહેજ હવાફેર માટે રોજ બહાર કાઢવામાં આવતા તે વખતે એકવાર તેમને કેદખાનાના ચોગાનમાં તેમના વાહલા પિતાને મળવા દેવામાં આવ્યા હતા, ત્યારે જોયું તો પિતાના શારીરીક દેખાવમાં મોટો ફેરફાર થઇ ગયેલો હતો,

તેઓ એટલા બધા દુબળા પડી ગયા હતા કે ચલાતું પણ નહોતું, વાળ અને દાઢી જથરવથર થઇ ગયેલાં હતાં, વજનદાર લોખંડની બેડીના દબાણથી ગળે કાપા પડયા હતા અને તેથી સોજો પણ ચડયો હતો. બેડીના ભારથી દેહ લચી પડયો હતો. એ દેખાવે લાગણીવંત છોકરા ઉપર કદી નહિં ભૂલાય તેવી છાપ પાડી.

બગદાદના વસવાટનાં પહેલાં વર્ષ દરમ્યાન—બહાઉલ્લાએ પોતાનું જીવનકાર્ય જાહેર કર્યું તેની દશ વર્ષ અગાઉ–અથવા અબ્દુલબહાની ઉમર જ્યારે નવ વરસનીજ હતી ત્યારથીજ તેમને લાગ્યું હતું કે બધા બાબીઓ જે અવતારની રાહ જોતા હતા તે અવતાર તેમના પિતાજ હતા. આ માન્યતા તેમને થઇ તે પળનું તેમણે ૬૦ વર્ષ પછી નીચે પ્રમાણે વર્ણન આપ્યું છેઃ—

"હું તે સંપુર્ણાવતારનો બંદો છું. બગદાદમાં તો હું બાળક હતો. ત્યાંજ તેમણે મને ખુદાઇ શબ્દ ઉપદેશ્યો, અને મેં તેમને સ્વીકાર્યા. તે શબ્દનું શ્રવણ કરતાંની સાથે હું તેમના ચરણમાં આળોટી પડયો, અને તેમના રાહમાં આત્મભોગ તરીકે મારૂં લોહી કબુલ રાખવા મેં તેમને પ્રાર્થના કરી. આત્મભોગ! કેવો મધુર શબ્દ! મારે મન એના કરતાં વધારે ચઢીયાતી કોઇ ભેટ નથી! તેને ખાતર આ ગળામાં બેડી પડે તેના કરતાં વધારે ખુશનસીબી શી? તેના પ્રેમ ખાતર ભલે આ પગમાં જંજીરો જકડાય; દેહને રીબાવવામાં આવે અથવા દરિયામાં ડુબાડવામાં આવે! જો આપણે તેના પર ખરેખરો પ્રેમ રાખતા હોઇએ, જો હું તેનો ખરેખરો બંદા હોઉં તો તેમના પવિત્ર દરવાજે મારે જીવન સમર્પણ કર્યેજ છુટકો"—મીરઝા અહમદ સોરાબની ડાયરી; જાનેવારી ૧૯૧૪.

એ અરસામાં એમને મિત્રો એમના "ખુદાના ભેદ" તરીકે ઓળખતા, એ તખલ્લુસ તેમના પિતાએજ આપ્યો હતો. બગદાદના વસવાટ દરમ્યાન તેઓ એજ નામે ઓળખાતા.

એમના પિતા બે વરસ સુધી જંગલમાં જતા રહ્યા તે વખતે તેઓ હૃદયભગ્ન થઇ ગયા હતા. તેમનો દિલાસો ફક્ત બાબના નામાઓ ગોખવામાં હતો અને તેઓ તેમનો ઘણોખરો વખત ચિંતન કરવામાં ગાળતા હતા. પિતાના પુનરાગમનથી તેમને અપાર આનંદ થયો હતો.

## જુવાની.

તે વખત પછી તેઓ પિતાના દિલોજાન દોસ્ત અને જાણે રક્ષણહાર જેવા થઇ પડયા હતા. જુવાનીમાં પણ તેઓ અદ્દભૂત ડહાપણ અને વિવેક દર્શાવતા. પિતાને મળવા આવનારાઓ સાથે પોતે વાતચિત કરવાનું માથે લીધું; ખરેખરા જીજ્ઞાસુઓનેજ પિતા પાસે મોકલતા, નહિ તો તેમને વગર ફોકટની તસ્દી આપતા નહિ. કેટલીકવાર આગંતુકોના પ્રશ્નના ઉત્તર આપવામાં પિતાને મદદ કરતા; દાખલા તરીકે; એકવાર અલી શૌકત પાશા નામના એક સુફી આગેવાને "હું એક ગુપ્ત રહસ્ય છું" એ વાકયનો અર્થ પુછયો ત્યારે તેનો જવાબ લખી આપવાનું કામ પિતાએ પુત્રને સોંપ્યું. પુત્રે (વય વરસ ૧૫ ૧૬) તરતજ તેનો એવો વિદ્વતાભર્યો જવાબ લખી આપ્યો કે પાશા ખુશ થઇ ગયા. એ જવાબ હમણાં બહાઇઓમાં પ્રચાર પામેલો છે અને બહાઇ સંપ્રદાયની બહારના માણસો પણ તે જાણે છે.

એ વખતે અબ્બાસ એફેન્દી વારંવાર મસ્જીદોમાં જતા અને મુલ્લા તથા ઉલેમાઓ સાથે ખુદાને લગતો વાદવિવાદ

કરતા. તેમણે શાળા પાઠશાળાનું મોઢું જોયું નહોતું; સર્વ શિક્ષણ તેમને પિતા તરફથી મળ્યું હતું. કસરતમાં તેમને ફક્ત ઘોડેસ્વારીનોજ ખૂબ શોખ હતો.

બગદાદની બહારના બગીચામાં બહાઉલ્લાએ જ્યારે પોતાને જાહેર કર્યો ત્યારથી અબ્દુલ બહાનો પિતા પ્રત્યેનો પુજ્યભાવ અત્યંત વધી ગયો, ઇસ્તંબુલના લાંબા પ્રવાસમાં તેઓ પિતાની અહર્નિશ ચોકી કરતા; તેમનાં ગાડાની આસપાસ ચાલતા અને તેમના તંબુનો પહેરો ભરતા. બને ત્યાં સુધી ઘરની તમામ જંજાળથી પિતાને મૂક્ત રાખતા, અને કુટુંબના આધારસ્થંભ થઇ પડયા હતા.

અબ્દુલ બહા એડ્રીયાનોપલમાં બહુ લોકપ્રિય થઇ પડયા હતા. તેઓ ઘણાને શિક્ષણ આપતા અને ગુરૂજીને નામે ઓળખાતા. અક્કામાં જ્યારે તેમનું આખું કુટુંબ તથા શિષ્ય મંડળી ઝેરી તાવ, મલેરીયા, મરડો વિગેરે રોગમાં પટકાયાં ત્યારે તેમને નવડાવવાં, ધોવાડવાં, ખવડાવવું, સુશ્રુષા કરવી; બધું જરા પણ આરામ લીધા વગર એકલે હાથે પોતે કર્યું. તેમાં આખરે પોતાને પણ મરડો થઇ ગયો અને એક મહિનો સુધી ગંભીર હાલતમાં પથારીવશ રહ્યા. એડ્રીયાનોપલની પેઠે અક્કામાં પણ ભીખારીથી માંડીને ગવર્નર સુધીનાં સર્વ માણસો તેમને ચહાતાં, અને માન આપતાં.

### લગ્ન.

અબ્દુલ બહાના લગ્ન વિષે બહાઇ ચળવળના એક ઇરાની તવારીખનવેશે આ પુસ્તકના લખનારને નીચે મુજબ બાતમી પૂરી પાડી હતીઃ—

"જુવાનીમાં અબ્દુલ બહાના લગ્નનો પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યારે બહાઉલ્લાના અનુયાયીઓમાં ખુબ સ્પર્ધા ચાલી હતી. અબ્દુલને કન્યા આપવા ઘણાં માબાપોએ માગાં મોકલ્યાં; કેમજે તેમ કરીને તેઓ પોતાનાં કુટુંબને વધુ પ્રતિષ્ઠિત કરવા ચહાતા હતા. ઘણા વખત સુધી અબ્દુલ બહાએ લગ્ન કરવાની ઇચ્છા દર્શાવી નહિ અને તેમ કરવામાં તેમનો હેતુ શો હતો તે કોઇ સમજી શકયું નહિ. પાછળથી વાત બહાર આવી કે તેમની પત્ની થવા એક છોકરી નિર્માણ થઇ હતી કે જે છોકરી ઇસ્ફહાનમાં બાબે એક દંપતીને આપેલા આશીર્વાદથી ઉત્પન્ન થઇ હતી. છોકરીના બાપનું નામ મીરઝા મહમદઅલી હતું. તેમનું ખાનદાન અમીરી હતું. સૌથી મોટા અને લોકપ્રિય શહીદના તેઓ કાકા થતા હતા. તેમને કંઇ ફરઝંદ નહોતાં; તેમનાં મહોરદારની તે માટેની ઇંતેજારી મોટી હતી. તેવામાં મહાત્મા બાબ ત્યાં પધાર્યા, તેમણે એ દંપતીને એક સફરચંદ આપ્યું અને વહેંચી ખાવા કહ્યું. તે સફરચંગ ખાધા પછી દંપતીના મનોરથ સફળ થયા, અને વખત જતાં એક પુત્રી રત્ન સાંપડયું જેનું નામ મુનીરેહ ખાનુમ પાડવામાં આવ્યું. (જોન બેપટીસ્ટની જન્મ કથા આની સાથે સરખાવવા જેવી છે) પાછળથી એ દંપતીને એક પુત્ર સાંપડયો. તેનું નામ સૈયદ યાહીયા પડયું. મીરઝાને વધુ બાળકો પણ તે પછી થયાં હતાં. વખત જતાં મીરઝાં ગુજરી ગયા; તેમના કુટુંબીઓ ઝેઇલુસા સુલતાન અને મુલ્લાઓને હાથે શહીદ થયા; તેમનાં ખાનદાનનાં માણસો બહાઇ સંપ્રદાયમાં દાખલ થવાથી ભારે મુશ્કેલી અને આફતનાં ભોગ થઇ પડયાં હતાં. તેવામાં બહાઉલ્લાએ મુનીરેહ અનેસૈયદ યાહીયાને અક્કા મધે બોલાવીને રક્ષણ આપ્યું; અબ્દુલ બહાના પિતા તથા માતા નવ્વાબની મુનીરેહ તરફ

એટલી બધી મમતા હતી કે બીજાંઓ અટકળ કરવા લાગ્યાં કે તેઓ તેને પોતાની વહુ બનાવવાનાં હશે. માતપિતાની ખાહેશ તે અબ્દુલ બહાને મન હુકમ સમાન હતી. મુનીરેહ તરફ તેમનો પ્યાર હતો; મુનીરેહનો તેમના ઉપર પણ ચાહ હતો. થોડા વખતમાં તેઓ લગ્નગ્રંથિથી જોડાયાં."

એ લગ્ન બહુ સુખસંપજવાળાં નીવડયાં. તેમને થયેલાં બાળકોમાં ચાર દીકરીઓ કેદનાં ભારે દુઃખો વેઠવા છતાં, લાંબું આવર્દા ભોગવી શકી છે; અને તેમની સેવાઓથી ઓળખીતાં પાળખીતાંઓનો ચાહ મેળવી શકયાં છે.

કરારનું કેંદ્ર (Centre of the covenant)

પોતાનું સ્થાન અબ્દુલ બહા લે એમ બહાઉલ્લાએ ઘણી રીતે ઇસારો કર્યો હતો. મરણ આગમચ ઘણાં વરસથી તેમણે કિતાબુલ અકદસમાં ગર્ભિત રીતે તે જણાવી રાખ્યું હતું. અબ્દુલ બહાને તેઓ ગુરૂજી તરીકે ઓળખાવતા, ખાનદાનના માણસો પાસે તેમને માન અપાવતા અને પોતાનાં વસીયતનામામાં સ્પષ્ટ સુચના કરી ગયા હતા કે સર્વેએ તેમનેજ પૂછવું અને તેઓ જે કહે તેજ કરવું.

પિતાના મરણ પછી અબ્દુલ બહાએ પોતાના સંપ્રદાયનું વડપણ લીધું; કેટલાંક સગાંઓ અને બીજાંઓને એ ન ગમ્યું એટલે તેમની સામે એવો વિરોધ થયો કે જેવો બહાઉલ્લા સામે સુભ-ઇ-અઝલે કર્યો હતો. બહાઇ અનુયાયીઓમાં તેઓ તકરાર ઉભી કરવામાં નિષ્ફળ નીવડયા ત્યારે તેઓએ અબ્દુલ બહા સામે ખોટા આરોપો મેલી તુર્ક સરકારને ફરિયાદ કરી.

હૈફાની ઉત્તરે કારમેલ પહાડની બાજુમાં અબ્દુલ બહા પિતાની સુચના પ્રમાણે બાબની કબર બંધાવતા હતા, તે સાથે મીટીંગો અને બંદગી થઇ શકે એવી ઓરડીઓ પણ બંધાવતા હતા. આના સંબંધમાં વિરોધીઓએ એવી ગુલબાન ઉડાવી કે એ મકાન તો અબ્દુલ બહા પોતા તથા પોતાના માણસોના રક્ષણ માટે કિલ્લા જેવું બંધાવે છે; પછી તેઓ સરકારની સામે થશે અને સીરીઆની બાજુનો મુલક પચાવી પાડશે.

## કેદની સખ્તાઇ વધી.

ઉપર પ્રમાણેના બીનપાયાદાર આક્ષેપોથી ઇ. સ. ૧૯૦૧ માં તેમને અને તેમના કુટુંબના માણસો માટે વળી પાછો હુકમ નીકળ્યો કે ૭ વરસ સુધી તેઓએ શહેરની હદની બહાર નીકળવું નહિ. આથી વીશેક વર્ષથી તેઓ જે કંઇ છુટાપણું ભોગવતા હતા તેમાં ખતરો પડયો, છતાં એશિયા, યુરોપ અને અમેરિકામાં બહાઇ સંપ્રદાયનો અસરકારક પ્રચાર કરતા તેઓ અટકયા નહિ. મી. હોરેસ હોલી લખે છેઃ—

"અબ્દુલ બહાને મિત્ર અને ગુરૂ સમજીને દરેક કોમ, ધર્મ અને પ્રજાના માણસો તેમના મહેમાન તરીકે આવતા અને નૈતિક, સામાજીક કે આધ્યાત્મિક બાબતોમાં સવાલો પૂછી સમાધાન મેળવતા. કેટલાકો તો મહિનાઓ સુધી તેમની સાથે રહેતા અને નવી પ્રેરણા, નવાં ચેતન અને નવાં ઉત્સાહ સાથે પાછા ફરતા. દુનિયામાં ખચિત આના જેવું યજમાનગૃહ એકે નહોતું.

"તેમના ઘર આગળ હિંદની જ્ઞાતિપદ્ધતિ પીગળી જતી; યાહુદી, ખ્રીસ્તી અને મુસલમાનોના કોમી ભેદ વીસરાઇ જતા; અને બધાઓમાં ખુદાઇ મહોબ્બત ફેલાતી. એમની આસપાસનું

મેજર રાજા આર્થર અને તેની ગોળમેજ જેવું હતું.....ફેરક એટલો કે આ. આરથરે પુરૂષો તેમજ સ્ત્રીઓને અધિકારી બનાવ્યા અને તેઓને તરવાર નહિ પણ દિવ્ય સંદેશા સાથે મોકલી દીધા."

એ અરસામાં દુનિયાના બધા ભાગોના જીજ્ઞાસુઓ સાથે તેઓ પુષ્કળ પત્રવહેવાર ચલાવતા. એ કામમાં તેમની દીકરીઓ, કેટલાક દુભાષિયા અને મંત્રીઓની મદદ મળતી.

તેમનો ઘણોખરો વખત માંદાં અને દુઃખીઓની ખબર લેવા જવામાં જતો. અક્કાના ગરીબમાં ગરીબ ભાગમાં ગુરૂજી જેવો આવકારપાત્ર ખબર લેનારો કોઇ આવતો નહિ. અક્કા ગયેલો એક જાત્રાળુ લખે છેઃ—

"દર શુક્રવારે સવારે ગરીબોને ભીખ આપવાનો અબ્દુલ બહાનો રીવાજ છે. ગમે તે માગવા આવે તેને યથાશક્તિ યત્કિંચિત પણ આપતા. અબ્દુલ બહાના આંગણામાં આજે સવારે સો જણ એક હારમાં બેસી ગયા હતા. તેમાં સ્ત્રી પુરૂષો અને બાળકો હતાં—કંગાળ, દુઃખી, લાચાર, આંધળાં, લુલાં, લંગડાં, નવસ્રાં વિગેરે-પછી અબ્દુલ બહાનો દરવાજો ખુલ્યો, અબ્દુલ બહા પોતે બહાર નીકળ્યા અને દરેક ભિખારીએ લંબાવેલા હાથમાં પૈ પૈસો મુકતા, બાળકોને ગાલે લાડથી ટપલી લગાવતા, કેટલાકોને દિલાસો દેતા, જે વૃધ્ધ સ્ત્રીઓ તેમના ઝભાને વળગતી તેમના હાથને સ્પર્શ કરતા, અપંગ વૃધ્ધોને આશાભર્યા બે બોલ બોલતા, ભીખ લેવા નહિ આવી શકેલા અશકત અને માંદાંઓની ખબર પૂછતા તથા સ્નેહ સાથે તેઓનો હિસ્સો બીજાઓ સાથે મોકલતા ફરી વળ્યા."

અબ્દુલ બહાની અંગત જરૂરીયાતો બહુ થોડી હતી. સવારથી સાંજ સુધી તેઓ કામ કરતા. દિવસમાં ફક્ત બેવાર ખાતા. ઓછાં કપડાંનો કેવળ સાદો પોશાક તેઓ પહેરતા. બીજાઓને દુઃખી જોઇ તેઓ પોતે સુખચેન ભોગવી શકતા નહિં.

બાળકો, ફુલ અને સૃષ્ટિસૌન્દર્ય જોવાનો તેમને બહુ શોખ હતો. સવારમાં ૬-૭ વાગે ઘરનાં બધાં માણુસો ચાહ પીવા ભેગાં થાય ત્યારે નાનાં બાળકો બંદગી કરે અને પોતે ચાહ પીએ. મી. થોર્નટન ચેઇસ લખે છેઃ—

"એવાં વિવેકી, નિઃસ્વાર્થી, પરગજુ, શાંત, હુશિયાર અને પોતાને લેવા ગમે તેવી ચીજો પડતી મેલવાની પણ બેપર્વાઇ ધરાવનારાં બાળકો મેં કદી જોયાં નથી."

અક્કાની જીંદગીમાં ફુલ ધરાવવાની તો એક ખાસ ખુબી હતી કે જે દરેક જાત્રાળુને યાદ રહી જતી. શ્રીમતી લુકાસ લખે છેઃ—

"ગુરૂજી ફુલ સુંઘે છે તે દેખાવ અદ્‌ભૂત હોય છે. ફુલોમાં પોતાનું મોઢું ખોસી દે ત્યારે જાણે તેની સાથે તેઓ વાત કરતા હોય એવું લાગતું. એક રીતે જાણે સમાધિમાં પ્રવેશવાની કોશિષ જેવો એ પ્રસંગ લાગતો."

પોતાને મળવા આવનારાઓને ફુલ આપવાનો પણ તેમને શોખ હતો.

તેમનાં અક્કાના કેદી જીવનનો હેવાલ મી. થોર્નટન ચેઇસ નીચે પ્રમાણે આપે છેઃ—

"તે મોટાં કેદખાનારૂપી શહેરમાં અમે કેદીની પેઠે ૫ દિવસ રહ્યાં. શાંતિ, સેવા અને પ્રેમની એ જેલ છે. મનુષ્ય

કલ્યાણ, પ્રભુનું પિતૃત્વ, તથા તેનાં માનવબાળકોના પરસ્પર હક સ્વીકારવા સિવાય ત્યાં બીજી કોઇ ખાહેશ હોતી નથી. ખરેખરૂં કેદખાનું, તેનું ગુંગળાવનારૂં વાતાવરણ, દીલની ખરી મુરાદોથી જુદાપણું, સંસારનાં બંધનો વિગેરે એ શહેરની દિવાલોની બહાર હતાં. પણ તે દિવાલોની હદમાં તો ખુદાઇ નુરનો ઝળકાટ અને આત્મસ્વાતંત્ર્ય હતું. સંસારની આધિ-વ્યાધિઉપાધિઓનું ત્યાં કંઇ વળે તેમ નહોતું."

ઘણા લોકોને જેલનું જીવન મહાન આફત જેવું લાગે પણ અબ્દુલ બહાને તેની ધાસ્તી નહોતી. જેલમાંથી તેમણે લખ્યું હતું કેઃ –

"મારી કેદ અને આફતથી દુ:ખી થશો નહિં. આ કેદખાનું મારો સુંદર બગીચો છે; મારો સ્વર્ગીય મહેલ છે; આદમજાત ઉપર રાજ્ય કરવાનું મારૂં તખ્ત છે. જેલનાં મારાં સંકટ તે તો તાજ સમાન છે કે જે માટે નીતિવાનોની સાથે હું મગરૂરી લઇ શકું છું."

"સુખ, સગવડ, સફળતા, આરોગ્ય અને મોજશોખ મળતાં હોય ત્યારે તો કોઇ પણ આદમી સુખી થઇ શકે; પણ મુશ્કેલી, હાડમારી અને રોગચાળાના વખતમાં જે સુખી અને સંતોષી રહી શકે તેજ ખરૂં અમીરી દિલ ધરાવે છે."—અબ્દુલ બહાના નામાઓ પરથી.

### તપાસ કરનારાં તુર્ક કમિશનો.

અબ્દુલ બહા સામે મેલવામાં આવેલા આરોપોની તપાસ કરવા માટે ઇ. સ. ૧૯૦૪ અને ૧૯૦૭ માં તુર્ક સરકારે કમિશનો નીમ્યા હતાં. તેની સમક્ષ જુઠા સાક્ષીઓએ તેમની વિરૂદ્ધમાં જુબાની આપી હતી. અબ્દુલ બહાએ બધા આરો-

પોનો રદીઓ આપ્યો અને અદાલત જે પણ સજા કરે તે સ્વીકારવા તૈયારી દર્શાવી.

તેમણે કહ્યું કે ભલે મને જેલમાં નાખો, મહોલ્લાઓમાંથી ઘસડીને લઇ જાઓ, ગાળો દો, પથરા મારો, સર્વ જાતનાં અપમાનો કરો, ફાંસીએ ચઢાવો, ગોળીબારથી ઠાર કરો, તો પણ મને આનંદ થશે.

તપાસ કમિશનની બેઠકો ચાલતી હતી તે દરમ્યાન પણ તેઓ પોતાનું રોજનું કામ સંપૂર્ણ ગંભીરતાથી કર્યા કરતા હતા; વાડીમાં તેઓ ફળાઉ ઝાડ રોપતા, લગ્નની મિજબાનીમાં મુખ્ય ભાગ લેતા, અને સ્વાતંત્ર્યભર્યો મરતબો જાળવતા. ત્યાં રહેલા ઇટાલીયન એલચીએ તેમને કહ્યું કે તમે કોઇ પરદેશમાં નહાસી જવા માગતા હો તો સ્ટીમરમાં સહીસલામત રીતે મુસાફરી કરવાની તમારે માટે ગોઠવણ કરૂં; પણ તેમણે આ માગણીનો આભાર સહિત પણ મક્કમતાથી અસ્વિકાર કર્યો અને કહ્યું કે મારે તો સંપૂર્ણાવતાર તથા બાબને પગલેજ ચાલવું જોઇએ. પોતાના દુશ્મનોથી ડરીને તેઓ કદી ભાગી ગયા નહોતા.

છતાં તેમણે કેટલાક બહાઇઓને તો અક્કાની આસપાસનો તેમને માટે જોખમકારક થઇ પડેલો પ્રદેશ છોડી જવાને ઉત્તેજન આપ્યું હતું. ફકત પોતેજ કેટલાક વફાદાર અનુયાયીઓ સાથે પોતાને માટે જે નીર્ણય થાય તે સારૂ એકલા રહ્યા.

છેલ્લાં તપાસ કમિશનમાં ચાર દુષિત અમલદારો આવ્યા હતા. અક્કામાં તેઓ ઇ. સ. ૧૯૦૭ ના શિયાળામાં આવીને એક મહિનો રહ્યા અને પોતાની કહેવાતી તપાસ કરી ઇસ્તંબુલ જઇને રિપોર્ટ તૈયાર કર્યો કે અબ્દુલ બહા સામેના આરોપો

પૂરવાર થયા છે માટે તેમને ફાંસી દેવી યા દેશનિકાલ કરવા. પણ તેઓ તુર્કસ્તાનમાં પહોંચ્યા તેવામાં ત્યાં બળવો ફાટી નીકળ્યો અને જુના રાજ્યના એ ચાર કમિશ્નરોને પોતાનેજ પોતાનો જાન બચાવવા નહાસી જવું પડયું. જુવાન તુર્કોએ પોતાનો અમલ સ્થાપ્યો અને ઓટોમન સલ્તનતના વખતના બધા રાજ્યદ્વારી અને મઝહબી કેદીઓને છોડી મેલ્યા. ઇ. સ. ૧૯૦૮ ના સપ્ટેમ્બરમાં અબ્દુલ બહા કેદમાંથી છુટયા અને બીજે વરસે સુલતાન અબ્દુલ હમીદ પોતે કેદમાં પડયો.

## પશ્ચિમનો પ્રવાસ.

છુટયા પછી અબ્દુલ બહાએ પોતાનો તેનો તેજ દૈનિક કાર્યક્રમ ચાલુ રાખ્યો. ઉપદેશ આપવો, પત્રવહેવાર ચલાવવો, ગરીબો અને માંદાઓની સેવા કરવી; ફેરફાર ફકત એટલોજ કે તેઓ અક્કાથી હૈફે રહેવા ગયા અને હૈફાથી એલેકઝાંડ્રીયા ગયા, અને ઇ. સ. ૧૯૧૧ ના આગસ્ટ મહિનાથી પશ્ચિમના દેશોના પ્રથમ પ્રવાસે ઉપડયા. પશ્ચિમમાં તેમને સર્વ સંપ્રદાયનાં માણુસોનો ભેટો થયો; તેઓ સર્વ માણુસોને આનંદ અને પ્રેમની લાગણીથી મળ્યા અને બહાઉલ્લાનો "બધા માણુસોની સાથે આનંદ અને પ્રેમથી વર્તવાનો" હુકમ અમલમાં મુકયો.

સપ્ટેમ્બરમાં તેઓ ઇંગ્લેંડ પહોંચ્યા. ત્યાં એક મહિનો રહ્યા જે દરમ્યાન ઘણા માણુસો તેમની પાસેથી કંઇ જાણુવા કે શીખવા આવતા. તે ઉપરાંત તેમણે સીટી ટેમ્પલમાં રેવરંડ આર. જે. કેમ્બેલે અને વેસ્ટમીન્સ્ટરમાં આવેલાં સેંટ જોનના દેવળમાં આર્ચડીકન વીલ્બર ફોર્સે ભરેલા મેળાવડામાં ભાષણો કર્યાં હતાં, અને લોર્ડ મેયર સાથે નાસ્તો લીધો હતો. પછી પારીસ ગયા; ત્યાં પણુ તરેહવાર લોકો સાથે વાદવિવાદ કરવામાં

અને ભાષણો કરવામાં વખત પસાર કર્યો. ડીસેમ્બરમાં ઇજીપ્ત આવ્યા અને ત્યાર પછીની વસંત ઋતુમાં અમેરિકન મિત્રોના આગ્રહભર્યા ઇજનથી ઇ. સ. ૧૯૧૨ ના એપ્રીલમાં ન્યુયોર્ક પહોંચ્યા. આખા અમેરિકામાં ૭ મહિના ઠેર ઠેર ફરી સર્વ પ્રકારના સમુદાયો જેવા કે યુનીવર્સિટીના વિદ્યાર્થીઓ, સોશીયાલીસ્ટો, મોરમન્સ, યાહુદીઓ, ખ્રીસ્તીઓ, એગનોસ્ટીકો એસ્પેરાન્ટીસ્ટો, સુલેહ સમિતિઓ, નવા વિચારની કલબો, સ્ત્રી મતાધિકારની માગણી કરનારી મંડળીઓ આગળ તેમજ દરેક સંપ્રદાયના ધર્મસ્થાનમાં શ્રોતાઓને અનુકુળ પડે તેવાં ભાષણો કર્યાં. તા. ૫ મી ડીસેમ્બરે અમેરિકા છોડી પાછા ગ્રેટબ્રીટન આવી ત્યાં દોઢ મહિનો લીવરપુલ, લંડન, બ્રીસ્ટલ, એડીનબરો વિગેરે શહેરો જોવામાં ગાળ્યો. એડીનબરોની એસ્પેરાન્ટો સોસાયટી સમક્ષ ભાષણ કરતાં તેમણે જણાવ્યું કે પૂર્વ અને પશ્ચિમના દેશો વચ્ચે સારો એખલાસ બરપા કરવા માટે પૂર્વના બહાઇઓને એસ્પેરાન્ટો ભાષા શીખવાની જરૂર છે.

ત્યાર પછી પહેલાંની પેઠેજ પારીસમાં બે મહિના રહી તેઓ સ્ટટગાર્ટ ગયા, જ્યાં જર્મન બહાઇઓની કેટલીક સભાઓ અને પરિષદો તેમણે સફળતાથી પાર ઉતારી. ત્યાંથી બુદાપેસ્ટ અને વીએના જઇ ત્યાં નવાં (બહાઇ) મંડળો સ્થાપી ઇ. સ. ૧૯૧૩ ના મેમાં ઇજીપ્ત ગયા અને તા. ૫ મી ડીસેમ્બર ૧૯૧૩ ને રોજ પોતાને વતન હૈફામાં આવી પહોંચ્યા.

## પવિત્ર ભૂમિમાં પુનરાગમન.

તે વખતે તેમનું વય ૭૦ વરસનું હતું. જીંદગીભરની ભારે મહેનતો; તેમાં પ્રવાસની અથડામણનો થાક વિગેરેથી

તેમનું શરીર લેવાઇ ગયું. સ્વદેશ આવ્યા પછી પૂર્વ અને પશ્ચિમના પોતાના અનુયાયીઓને સંબોધીને નીચે પ્રમાણે આવેશક નામું તેમણે લખ્યું હતું:—

"મિત્રો, હવે વખત આવી પહોંચ્યો છે કે જ્યારે હું તમારી સાથે નહિ હોઉં. મારાથી બની શકે તેટલું મેં કર્યું છે. મારી શક્તિ પ્રમાણે બહાઉલ્લાના જીવનકાર્યને આગળ ધપાવ્યું છે. મેં આખી જીંદગી રાત અને દિવસ કામ કર્યું છે. શિષ્યો એ કાર્યની જવાબદારી પોતે ઉપાડી લે તે જોવા હું કેટલો બધો ઇંતેજાર છું! અબ્હા (સર્વથી મહિમાવંત) નું રાજ્ય પોકારવાનો હમણાં વખત છે. સંપ અને એકતા સ્થાપવાની આ ઘડી છે. ખુદાના દોસ્તોનાં આત્મસંમેલન માટે આ મોકો છે....પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ તરફ હું કાન માંડું છું; કે જેથી અનુયાયીઓના મેળાવડાઓમાં ગવાતાં પ્રેમ અને ભ્રાતૃભાવના ગીતો સંભળાય. મારા દિવસ ભરાઇ ચૂકયા છે; માટે એ સિવાય મારે બીજો આનંદનો વિષય રહ્યો નથી. મોતીની માળાની પેઠે, સૂર્યનાં કિરણોની માફક અને બીડના તૃણાંકુરોની જેમ મિત્રોનું ઐકય જોવા હું કેટલો બધો ઉત્સુક છું! લેદી બુલબુલ તેઓ માટે ગાય છે છતાં તેઓ નહિ સાંભળે? સ્વર્ગનું પક્ષી તેમને માટે મધુર સરોદ કાઢે છે તોય તેઓ નહિ સાંભળે? અબ્હાના રાજ્યનો ફિરસ્તો તેઓને પોકારે છે તે પણ તેઓ નહિ સાંભળે? શરીયતનો પયગામ્બર સંદેશો સુણાવે છે તે તરફ પણ તેઓ ધ્યાન નહિં આપે? બધા અનુયાયીઓ સચ્ચાઇ અને વફાદારીના નમુના છે; પ્રેમ અને સ્નેહના અવતાર છે અને સંપ તથા ઐકયની મૂર્તિ છે; એવી ખબર સાંભળવા હું ચાતુ રાહ જોઇ રહ્યો છું. તેઓ મારાં દિલને ખુશ નહિ કરે? મારા તલસાટને તેઓ સંતોષ નહી

આપે ? મારી વકાલત તેઓ નહિ સાંભળે ? મારી મુરાદ તેઓ નહિ પાર પાડે ? મારી બૂમનો તેઓ જવાબ નહિ આપે ? હું રાહ જોઉં છું ! હું ધીરજથી થોભી રહયો છું." – મીરઝા અહમદ સોરાબની ડાયરી તા. ૨-૪-૧૯૧૪.

બાબ લોકોના ક્રોધનો ભોગ થઇ પડયા ત્યારે; બહાઉલ્લાને દેશનિકાલ કરીને જન્મભરના કેદી બનાવવામાં આવ્યા ત્યારે; અને પાછા બહાઉલ્લા ગુજરી ગયા ત્યારે બહાઇ ધર્મના દુશ્મનો રાજી થયા હતા. તે પ્રમાણે પ્રવાસેથી આવ્યા પછી અબ્દુલ બહાની તબીયત કથળી જતાં દુશ્મનો ખુશ થવા લાગ્યા. પણ થોડાજ વખતમાં તેઓ નાસીપાસ થયા કેમકે અબ્દુલ બહા તો પાછા લખતા થઇ ગયા હતાઃ--

"ખરેખર, આ સ્થુલશરીર અને મનુષ્યશક્તિ ચાલુ ઘસારાની સામે ટકી શકે તેમ નથી પણ નિર્બળ અને નમ્ર અબ્દુલ બહાનું તે રક્ષણહાર રક્ષણ કરે છે....કેટલાકો કહે છે કે અબ્દુલ બહા દુનિયાને છેલ્લી સલામ કરવાની અણી ઉપર છે; તેમની સ્થુલ શક્તિઓ નાબુદ થઇ ગઇ છે અને થોડા વખતમાં તેઓ ગુજરી જશે. પણ એ વાત ખરી નથી. શરીયતનો ભંગ કરનારાઓની અને અવળી મતિવાળાઓની નજરે દેખીતી રીતે તેમનું શરીર દુબળું પડેલું છે પણ તે ખુદાઇ રાહ પર ચાલતાં કસોટીઓમાંથી પસાર થવું પડયું હતું તે કારણથી છે. પણ ખુદાની મહેરથી તેમનું આત્મિક બળ તો યુવાવસ્થામાંજ છે. અને હવે તો ખુદાની માયા અને બહાઉલ્લાના આશિર્વાદથી શારિરીક શકિત પણ પાછી આવી છે. ખુદાઇ ખુશાલી મળી છે. દૈવી સુખી પ્રેરણા અને આદર્શ સુખ ઉભરાઇ જાય છે."

મહાન યુરોપીયન લડાઇ દરમ્યાન અને તે પછી પોતાની અનેક પ્રવૃત્તિઓ હોવા છતાં પણ અબ્દુલ બહાએ સંખ્યાબંધ પત્રો લખ્યા હતા. વહેવાર પાછો શરૂ થયા પછી આખી દુનિયાના શ્રધ્ધાળુઓમાં સેવાભાવ માટે નવો ઉત્સાહ ઉમંગ ભર્યો હતો. એ પત્રોની પ્રેરણાથી બહાઇ સંપ્રદાયનો ઘણો પ્રચાર થવા લાગ્યો અને જ્યાં ને ત્યાં "નવચેતનના ચિન્હો દેખાવા લાગ્યાં.

## હૈફામાં લડાઇનો વખત.

અબ્દુલ બહાની દુરંદેશીનો દાખલો લડાઇ શરૂ થઇ તે પહેલાંના વખતમાં મળી આવે છે. શાંતિના વખતમાં સંખ્યાબંધ જાત્રાળુઓ ઇરાન તેમજ બીજા દેશોમાંથી હૈફા આવતા. લડાઇ ફાટી નીકળવાની છ મહિના આગમચ, ઇરાનના બહાઇઓને દર્શન કરવા આવવા દેવા માટે હૈફાના એક વૃધ્ધ બહાઇએ તેમને વિનંતિ કરી. અબ્દુલ બહાએ તે નહિ સ્વીકારી એટલુંજ નહિ પણ તે દિવસથી તેમણે હૈફામાંથી જાત્રાળુઓને આસ્તે આસ્તે વિદાય કરવા માંડયા અને ઇ. સ. ૧૯૧૪ ના જુલાઇ સુધીમાં બધાને રવાના કરી દીધા હતા. પછી આગસ્ટ મહિનામાં જ્યારે લડાઇ ફાટી નીકળી ત્યારે તેમની દુરંદેશીનો બધાને ખ્યાલ આવ્યો.

લડાઇ ફાટી નીકળી એટલે અબ્દુલ બહા પાછા તુર્ક સરકારના કેદી થયા. જીંદગીના ૫૫ વરસ તો તેમણે દેશનિકાલીમાં પસાર કર્યાં જ હતાં. સીરીયાના બહારના મિત્રો અને શિષ્યો સાથેનો વહેવાર કપાઇ ગયો. તેમની તથા તેમની સાથેનાં ગણ્યા ગાંઠયાં માણસોની હાલત કફોડી થઇ પડી. ખાવાનાં સાંસા પડવા લાગ્યા; અંગત અગવડ અને જોખમ પણ તેટલાંજ હતાં.

લડાઇના વખત દરમ્યાન અબ્દુલ બહા પોતાની આસપાસના માણસોની તન અને મનની સેવા કરતા. ટીબેરીઆસમાં તેમણે મોટા પાયાપર ખેતીનું કામ શરૂ કરાવ્યું; જથાબંધ ઘઉં પકવી દુકાળ અટકાવ્યો અને તેમાંથી એકલા બહાઇઓએજ નહિ પણ અક્કા અને હૈફાના ગમે તે ધર્મના સેંકડો માણસોને પોષણ મળ્યું. તેઓનાં દુઃખો નિવારવામાં તેમણે પોતાથી બનતું સઘળું કર્યું. સેંકડો ગરીબ માણસોને તો તેઓ રોજ પૈસા વહેંચતા. પૈસા ઉપરાંત રોટલો પણ આપતા; રોટલો ન હોય તો ખજુર કે બીજું કંઇ જ આપતા. અનુયાયીઓ અને ગરીબોને આશ્વાસન આપવા તેઓ વારંવાર હૈફા જતા; અનુયાયીઓની રોજ સભા ભરતા. અને તેમની મદદથી લડાઇના ખરાબ વખતમાં પણ બધા સુખ અને શાંતિમાં રહ્યાં.

### સર અબ્દુલ બહા અબ્બાસ, કે. બી. ઇ.

તા૦ ૨૩ મી સપ્ટેમ્બર ૧૯૧૮ ને રોજ બપોર પછી ૩ વાગે બ્રીટીશ અને હિંદી ઘોડેસ્વાર લશ્કરે ૨૪ કલાકની લડાઇ પછી હૈફા સર કર્યું ત્યારે શહેરમાં મોટો આનંદ ફેલાયો હતો, કેમકે તુર્ક રાજ્યઅમલના તથા લડાઇના ત્રાસનો અંત આવ્યો હતો.

બ્રીટીશોએ એ શહેરનો કબજો લીધા પછી સોલ્જરો અને મોટા મોટા અમલદારો અબ્દુલ બહાને મળવા જતા; તેમની સાથેના રસિક વાર્તાલાપથી તેઓ રાજી થતા; તેમની દુરંદેશી, વિવેક અને મહેમાનદારીથી અજબ થતા. સરકારના પ્રતિનિધિઓ ઉપર તેમનાં ઉમદા ચારિત્ર્યની અને લોકોની ખરી આબાદી સારૂ શાંતિ સ્થાપવા માટે તેમણે ચલાવેલી ચળવળોની એટલી બધી સારી છાપ પાડી હતી કે અબ્દુલ બહાને બ્રીટીશ એમ્પા-

ચરનું નાઇટહુડ (કે. બી. ઇ.) આપવામાં આવ્યું કે જે એનાયત કરવાની ક્રિયા હૈફા મધે લશ્કરી ગવર્નરના બગીચામાં તા૦ ૨૭ મી એપ્રીલ ૧૯૨૦ ને રોજ કરવામાં આવી હતી.

## જીંદગીના છેલ્લા દિવસો.

ઇ. સ. ૧૯૧૯–૨૦ ના શિયાળામાં આ પુસ્તક લખનારને હૈફામાં અબ્દુલ બહાના મહેમાન તરીકે અઢી મહિના રહેવાનો અવસર મળ્યો હતો. તે વખતે તેમનું વય ૭૬ વરસનું હતું છતાં તેમનામાં તાકાત પુષ્કળ હતી અને રોજ ખુબ કામ કરતા. કોઇવાર થાકી જતા દેખાતા તો પણ જાણે પાછા તાજા થઇ જતા અને તેમની સેવાની જેઓને સૌથી વધારે જરૂર હોય તેઓને તે મળતીજ. તેમની ધીરજ, નમ્રતા, માયા, સ્નેહ, વિગેરેથી તેમની હાજરી આશીર્વાદ સમાન લાગતી, રાતનો ઘણોખરો વખત તેઓ બંદગી અને ચિંતનમાં ગાળતા. સવારથી સાંજ સુધી તેઓ વાંચતા અને દેશદેશાંતરથી આવેલા પત્રોના જવાબ આપતા. સંપ્રદાયને લગતું કામ તો રોજ હોયજ. બપોરે ઘડી ચપકો બરડો નાંખવાનો વખત મળતો તેજ. સાંજના તેમને ફરવા જવાની આદત હતી તે વખતે પણ તેમની સાથે જાત્રાળુઓ કે બીજું કોઇ સાથે હોયજ. ચાલતાં ચાલતાં તેઓ ધર્મને લગતી વાતચીત કરતા અને રસ્તે મળતાં ગરીબનું પણ કામ કરતા. ફરીને પાછા આવ્યા પછી પોતાના દિવાનખાનામાં દોસ્તોને એકઠા કરતા. બપોર અને સાંજના ખાણા વખતે મહેમાનો સાથે અનેક બાબતો પર વાત કરી રમુજી ટાહુકા ટુચકા કહી તેઓને આનંદ આપતા. તેઓ કહેતા કે "મારૂં ઘર તો આનંદનું ધામ છે." અનેક જાતની પ્રજાના માણસોને પોતાને ઘેર એકઠાં કરી તેઓ વચ્ચે સદ્ભાવ ઉત્પન્ન કરવામાં તેમને બહુ રસ પડતો.

મરણ.

શરીર દુબળું પડી ગયું હતું તો પણ મરણ પૂર્વે છેલ્લા એક બે દિવસ સુધી તેમણે અવિરત શ્રમ કર્યા કીધો હતો. શુક્રવાર તા. ૨૫-૧૧-૧૯૨૧ એ હૈફાની મસ્જીદમાં બપોરની બંદગીમાં હાજરી આપી અને પછી પોતાને હાથે ગરીબોને દાન વહેંચ્યું. બપોરના નાસ્તા પછી કાગળોના જવાબ લખાવ્યા; પછી આરામ લઇ બાગમાં ફર્યા અને માળી સાથે ગુફ્તેગો કરી. ઘરનો એક વફાદાર નોકર કે જેણે તેજ દિવસે લગ્ન કર્યું હતું તેને સાંજે આશિર્વાદ અને શીખામણ આપી. દીવાનખાનામાં મળતી રોજીંદી મિજલસમાં પણ બેઠા, ત્યારપછી ત્રણ દિવસે એટલે કે સોમવાર તા. ૨૮-૧૧-૧૯૨૧ ને રોજ રાત્રે દોઢ વાગે તેઓ એટલી બધી શાંતિથી ગુજર પામ્યા કે બિછાના પાસે બેઠેલી તેમની બે દીકરીઓને એમજ લાગ્યું કે તેઓ શાંતિથી ઉંઘી ગયા હતા.

એ દીલગીરીભરી ખબર આખાં શહેરમાં ફેલાઇ ગઇ. દુનિયાના બધા ભાગોમાં પણ તારથી તે પહોંચી ગઇ. મંગળવાર તા. ૨૯-૧૧-૨૧ ની સવારે પાયદસ્ત નીકળીઃ

"એવી પાયદસ્ત કે જેવી હૈફા તો શું પણ પાલેસ્ટાઇનમાં પણ કદી જોવામાં આવી નહોતી. દીલગીરીની લાગણી એટલી ઉંડી હતી કે ઘણી પ્રજાના, ઘણા ધર્મોના અને ઘણી ભાષા બોલનારા હજારો માણસો એકત્ર થયા હતા. હાઇ કમિશ્નર, સર હર્બર્ટ સેમ્યુલ, જેરૂસલેમના ગવર્નર, ફીનીશીયાના ગવર્નર, મોટા સરકારી અમલદારો, શહેરમાં રહેતા જુદા જુદા દેશોના એલચીઓ, જુદા જુદા સંપ્રદાયના ધર્મગુરૂઓ, પેલેસ્ટાઇનના પ્રસિદ્ધ પુરૂષો, યાહુદીઓ, મુસલમાનો, ખ્રીસ્તીઓ, મુસલમાનો,

ચરનું 'નાઇટહુડ (કે. બી. ઇ.) આપવામાં આવ્યું કે જે એનાયત કરવાની ક્રિયા હૈફા મધે લશ્કરી ગવર્નરના બગીચામાં તા૦ ૨૭ મી એપ્રીલ ૧૯૨૦ ને રોજ કરવામાં આવી હતી.

## જીંદગીના છેલ્લા દિવસો.

ઇ. સ. ૧૯૧૯–૨૦ ના શિયાળામાં આ પુસ્તક લખનારને હૈફામાં અબ્દુલ બહાના મહેમાન તરીકે અઢી મહિના રહેવાનો અવસર મળ્યો હતો. તે વખતે તેમનું વય ૭૬ વરસનું હતું છતાં તેમનામાં તાકાત પુષ્કળ હતી અને રોજ ખુબ કામ કરતા. કોઇવાર થાકી જતા દેખાતા તો પણ જાણે પાછા તાજા થઇ જતા અને તેમની સેવાની જેઓને સૌથી વધારે જરૂર હોય તેઓને તે મળતીજ. તેમની ધીરજ, નમ્રતા, માયા, સ્નેહ, વિગેરેથી તેમની હાજરી આશીર્વાદ સમાન લાગતી, રાતનો ઘણોખરો વખત તેઓ બંદગી અને ચિંતનમાં ગાળતા. સવારથી સાંજ સુધી તેઓ વાંચતા અને દેશદેશાંતરથી આવેલા પત્રોના જવાબ આપતા. સંપ્રદાયને લગતું કામ તો રોજ હોયજ. બપોરે ઘડી ચપકો બરડો નાંખવાનો વખત મળતો તેજ. સાંજના તેમને ફરવા જવાની આદત હતી તે વખતે પણ તેમની સાથે જાત્રાળુઓ કે બીજું કોઇ સાથે હોયજ. ચાલતાં ચાલતાં તેઓ ધર્મને લગતી વાતચીત કરતા અને રસ્તે મળતાં ગરીબનું પણ કામ કરતા. ફરીને પાછા આવ્યા પછી પોતાના દિવાનખાનામાં દોસ્તોને એકઠા કરતા. બપોર અને સાંજના ખાણા વખતે મહેમાનો સાથે અનેક બાબતો પર વાત કરી રમુજી ટાહુકા ટુચકા કહી તેઓને આનંદ આપતા. તેઓ કહેતા કે "મારૂં ઘર તો આનંદનું ધામ છે." અનેક જાતની પ્રજાના માણસોને પોતાને ઘેર એકઠાં કરી તેઓ વચ્ચે સદ્ભાવ ઉત્પન્ન કરવામાં તેમને બહુ રસ પડતો.

મરણ.

શરીર દુબળું પડી ગયું હતું તો પણ મરણ પૂર્વે છેલ્લા એક બે દિવસ સુધી તેમણે અવિરત શ્રમ કર્યા કીધો હતો. શુક્રવાર તા. ૨૫-૧૧-૧૯૨૧ એ હૈફાની મસ્જીદમાં બપોરની બંદગીમાં હાજરી આપી અને પછી પોતાને હાથે ગરીબોને દાન વહેંચ્યું. બપોરના નાસ્તા પછી કાગળોના જવાબ લખાવ્યા; પછી આરામ લઇ બાગમાં ફર્યા અને માળી સાથે ગુફ્તેગો કરી. ઘરનો એક વફાદાર નોકર કે જેણે તેજ દિવસે લગ્ન કર્યું હતું તેને સાંજે આશિર્વાદ અને શીખામણ આપી. દીવાનખાનામાં મળતી રોજીંદી મિજલસમાં પણ બેઠા, ત્યારપછી ત્રણ દિવસે એટલે કે સોમવાર તા. ૨૮-૧૧-૧૯૨૧ ને રોજ રાત્રે દોઢ વાગે તેઓ એટલી બધી શાંતિથી ગુજર પામ્યા કે બિછાના પાસે બેઠેલી તેમની બે દીકરીઓને એમજ લાગ્યું કે તેઓ શાંતિથી ઉંઘી ગયા હતા.

એ દીલગીરીભરી ખબર આખાં શહેરમાં ફેલાઇ ગઇ. દુનિયાના બધા ભાગોમાં પણ તારથી તે પહોંચી ગઇ. મંગળવાર તા. ૨૯-૧૧-૨૧ ની સવારે પાયદસ્ત નીકળી:

"એવી પાયદસ્ત કે જેવી હૈફા તો શું પણ પાલેસ્ટાઇનમાં પણ કદી જોવામાં આવી નહોતી. દીલગીરીની લાગણી એટલી ઉંડી હતી કે ઘણી પ્રજાના, ઘણા ધર્મોના અને ઘણી ભાષા બોલનારા હજારો માણસો એકત્ર થયા હતા. હાઇ કમિશ્નર, સર હર્બર્ટ સેમ્યુલ, જેરૂસલેમના ગવર્નર, ફીનીશીયાના ગવર્નર, મોટા સરકારી અમલદારો, શહેરમાં રહેતા જુદા જુદા દેશોના એલચીઓ, જુદા જુદા સંપ્રદાયના ધર્મગુરૂઓ, પેલેસ્ટાઇનના પ્રસિદ્ધ પુરૂષો, યાહુદીઓ, મુસલમાનો, ખ્રીસ્તીઓ, મુસલમાનો,

કુર્દો, મીસરીઓ, ગ્રીકો, તુર્કો, કુર્દો, સંખ્યાબંધ અમેરિકનો, યુરોપીયનો અને પોતાના મિત્રો, પુરૂષો, સ્ત્રીઓ, બાળકો, ઉચ્ચ કે નીચ, આશરે દશ હજાર માણસો પાયદસ્તમાં જમા થયા હતા, બધા એકજ અવાજે અફસોસ કરતા કે, "ઓ ખુદા, અમારો પિતા અમને છોડી ગયો છે, અમારો પેદર અમને છોડી ગયો છે." બે કલાકે આસ્તે આસ્તે પાયદસ્ત કારમેલ પહાડ પર આવેલી બાબની કબર વાળા બગીચામાં દાખલ થઇ... લોકોનાં ટોળાં વધતાં ગયાં, મુસલમાનો, ખ્રીસ્તીઓ, યાહુદીઓ તેમજ સર્વ કોમના લોકોનાં દીલ અબ્દુલ બહા પ્રત્યેની લાગણીથી પીગળી ગયાં; કેટલાંકના પ્રસંગોપાત, અને કેટલાંકના અગાઉથી તૈયાર કરેલા ભાષણો પ્રમાણે પણ બધાએ વખાણ અને દીલગીરીનો એકત્ર પોકાર કરી મરનારને આખરી માન આપ્યું. મહુંમના ઉપદેશક અને હમણાંના આફતકારક અને ગુંચવાડાભર્યા જમાનામાં આદમ જાતમાં એકતા લાવનાર તરીકે બધાઓએ એક સાથે એટલાં બધાં વખાણ ગાયાં કે ખુદ બહાઇઓ માટે તો કંઇ કહેવા જેવું રહ્યુંજ નહોતું"-(લખનાર લેડી બ્લુમફીલ્ડ અને શોધી એફેન્દી)

મુસ્લીમ, ખ્રીસ્તી, યાહુદી તથા બીજી કોમોના ૯ આગેવાન પ્રતનિધીઓએ કબ્રસ્તાનમાંજ ભાષણો કરી અદ્રશ્ય થયેલાં પવિત્ર અને અમીરી જીવન તરફ પોતાના પૂજ્યભાવ અને પ્રેમની લાગણી છટાદાર રીતે વર્ણવી હતી. પછી કોફીનને આસ્તે આસ્તે સાદી પણ પવિત્ર કબરમાં ઉતારવામાં આવ્યું.

ધર્મો, પ્રજાઓ અને ભાષાઓમાં એકતા કરાવવા માટે જીવન સમર્પણ કરનારની પાછળ તેના વખાણ યોગ્યજ થયાં હતાં; તે સાથે એટલું પણ જણાઇ આવ્યું કે તેની કોશિષ નિષ્ફળ નીવડી નહોતી; તથા બહાઉલ્લાના આદર્શ, જે તેમની

પ્રેરણા હતી. બલકે તેમનું જીવન હતું. તે આદર્શો દુનિયામાં મિશ્ર થવા લાગ્યા હતા. અને ન્યાત જાતોના અને મતોના બંધન તોડવા લાગ્યા હતા; કે જે બંધનોને લીધે સદીઓથી મુસલમાન, ખ્રીસ્તી, યાહુદી અને બીજી અનેક કોમોમાં ભાગલાં પડી જઇ માનવકુટુંબ છિન્નભિન્ન થઇ રહ્યું હતું.

## લખાણો અને ભાષણો.

અબ્દુલ બહાનાં લખાણ ઘણાં છે અને ઘણાંખરાં શિષ્યો અને જીજ્ઞાસુઓને જવાબ આપેલા તે પત્રોના આકારમાં છે. તેમની ઘણીખરી વાતચીતો અને ભાષણોની પણ નોંધ રાખેલી તે પાછળથી છપાવીને પ્રગટ કરવામાં આવ્યાં હતાં. અક્કોમાં અને હૈફામાં જે હજારો જાત્રાળુઓ તેમને મળી ગયા હતા તેમાંના ઘણાખરાએ તેમને લગતાં સંસ્મરણો લખ્યાં હતાં, જે આજે છાપેલાં પુસ્તકાકારે મળે છે. એ પ્રમાણે એમના ઉપદેશો સંપૂર્ણ જળવાઇ રહ્યાં છે અને તેમાં અનેક વિષયો ચર્ચાયેલા છે. પૂર્વ અને પશ્ચિમના દેશોના ઘણાક સવાલો તેમણે પોતાના પિતા કરતાં વધુ વિસ્તારથી સંભળાવ્યા છે; અને એમ કરીને બહાઉલ્લાએ સ્થાપેલા સિદ્ધાંતોને વધુ સ્થાયી સ્વરૂપ આપ્યું છે. તેમનાં ઘણાંખરાં લખાણોનો હજી પશ્ચિમની કોઇ પણ ભાષામાં તરજુમો થયો નથી. પણ તેમનાં શિક્ષણના વધારે અગત્યના સિદ્ધાંતોનું ઉંડું અને પૂર્ણ જ્ઞાન થાય એટલાં ભાષાંતરો તો મળી શકે છે.

અબ્દુલ બહા ફારસી, અરબી અને તુર્ક ભાષા બોલતા. પશ્ચિમના પ્રવાસ દરમ્યાન તેમને વાતચીત કે ભાષણો વખતે દુભાષિયા રાખવા પડતા; જેઓથી તેમની વાણીની છટા, સુંદરતા અને જોમ બરાબર લાવી શકાતાં નહિ પણ તેમના શબ્દોની

સાથે આત્મિકબળ એવું હતું કે શ્રોતાઓ ઉપર છાપ પડતી.

### અબ્દુલ બહાનો દરજ્જો.

અબ્દુલ બહાનો ચોકસ દરજ્જો તેમનાં પિતાએ નીચે પ્રમાણે લખેલા નામા પરથી સમજી શકાય છેઃ—

"સર્વ શકિતવાનની કક્ષામાંથી ઝળકતાં તેનાં પવિત્ર નામે પ્રાચીનોની (બહાઉલ્લા તે ખુદાની જીભ) જીભથી જેઓ દુનિયામાં વસે છે તેઓને મોટામાં મોટા નામને (એટલે અબ્દુલ બહાને) લગતી ખુશ ખબર આપે છે. ખરેખર, તે જે છે તે હું જ છું. મારાં વ્યકિતત્વનો ઝળકતો દરજ્જો મારાં કાર્યની પૂર્વ દિશા, મારી સર્વોત્તમ ભેટ, મારા મનોરથનો સાગર, મારા રાહની રોશણી, મારા ન્યાયનો પંથ, મારા કાનુનનું ધોરણ તે છે. તેમના તરફ જેણે મુખ કર્યું છે તેણે મારા તરફ મુખ કર્યું છે. મારાં તેજની રોશણીથી તેના ઉપર પ્રકાશ પડે છે. મારૂં એકત્વ તેણે સ્વીકાર્યું છે અને મારૂં અદ્વૈતત્વ તેણે મંજુર કર્યું છે. જેણે તેમનો ઇન્કાર કર્યો છે તે મારી સ્નેહ સરિત. અને મારી મહેરબાનીથી વંચિત રહેશે. મારી કૃપા કે જેનાથી નિખાલસ લોકો આકર્ષાય છે અને એક ખુદાને માનનારાઓ મારી માયામાં ઉર્ધ્વગતિ કરે છે. મારા ગુપ્ત નામામાં મેં જે લખ્યું છે તેનો ખુલાસો મેં તેના સિવાય કોઇ આગળ કર્યો નથી અને તેના સિવાય કોઇ મારી કૃપાને જાણતું નથીઃ-તેહરાનવાળા મીરઝા વલી ખુદાખાન વરકા.

આ નામામાં બહાઉલ્લા અને અબ્દુલ બહાનું રહસ્યપૂર્ણ એકત્વ "તે જે છે તે હુંજ છુ" એ વાકયથી અચોટ દર્શાવવામાં આવ્યું છે. બહાઉલ્લા બાબને માટે પણ એમજ

બોલ્યા હતા. સુરત-ઉલ-હૈઇકલમાં તેઓ લખે છે:-"જો તમે કહો છો તેમ મધ્યબિંદુ ( બાબ ) મારા સિવાય કોઇ બીજું હોત તો હું પ્રકાશમાં આવ્યો તે વખતે તે મને છોડી જાત નહિ, પણુ મારીજ કારકીર્દી દરમ્યાન અમને એક બીજાને પરસ્પર આનંદ થયો હોત." એટલે કે નામા પરથી બરાબર સમજાય છે કે અબ્દુલ બહામાં જે પ્રેરણા અને જે ચેતન હતું તે ખુદ બહાઉલ્લાનુંજ હતું અને અબ્દુલ બહા જે બોલ્યા કરે તે તેમના પોતાનાજ શબ્દો જેટલી સત્તાના હોવાનું કબુલ રાખવાનું છે.

અબ્દુલ બહા પોતે પણુ જુદા પયગામ્બર હોવાનો દાવો કરતા નથી. તેઓ જે અવતાર જાહેર કરે છે તે બહાઉલ્લાનોજ છે. બહાઉલ્લાનો પ્રકાશ પાડનાર આયના રૂપ તેઓ છે. અવતારના પવિત્ર આત્મામાંથી વહેતા પવિત્રાત્માના ઝરા રૂપ તેઓ છે. કેટલાકો એમ કહેતા કે અબ્દુલ બહા તો ખ્રીસ્તનો પુનર્જન્મ છે. એ સંબંધી અમેરિકામાં પોતાને માનનારા કેટલાકોને તેમણે નીચે પ્રમાણે લખ્યું હતું:-

"તમો લખો છો કે ખ્રીસ્તના બીજા અવતાર સંબંધી અનુયાયીઓમાં મતભેદ પડયો છે! શુકાના તે પ્રભુના! આ સવાલ વારંવાર ઉભો થયો છે અને અબ્દુલ બહાની કલમથી તેનો તદ્દન સ્પષ્ટ ખુલાસો કરવામાં આવ્યો છે કે "લોર્ડ ઓફ હોસ્ટસ" તે બહાઉલ્લા છે અને "આગન્તુક તારનાર" તે સર્વોત્તમ પવિત્ર બાબત છે. મારૂં નામ તો અબ્દુલ બહા (બહાનો બંદો) છે. મારી લાયકાત તે અબ્દુલ બહાની છે. સંપૂર્ણાવતારની સેવા તે મારો મુકુટ છે અને મનુષ્ય જાતની સેવા તે મારો અનંત ધર્મ છે. સંપૂર્ણાવતારની મહેરબાનીથી અબ્દુલ બહા તે મહાન શાંતિનું

નિશાન છે, જે સર્વોપરિ શિખર ઉપરથી ઉડે છે. તે (બહાઉલ્લા) વિશ્વતારણના દીપક છે જે ખુદાઇ નુરથી ઝળકે છે પ્રભુના રાજ્યના તે પયગામચી છે. તેમનો પયગામ પૂર્વ અને પશ્ચિમની પ્રજાઓને જાગૃત કરવાનો છે. ભ્રાતૃભાવ, પ્રમાણિકતા, સત્ય, સમાધાનના તે આત્મારૂપ છે કે જેથી બધા પ્રદેશમાં જાગૃત ફેલાય અબ્દુલ બહા એ સિવાય તેમને બીજું કંઇ નામ કે ઇલ્કાબ કે વર્ણન કે તારીફ નથી. તેમજ કદી પણ હશે નહિ. મારી મોટી ખાહેશ એજ છે મારી મોટામાં મોટી ઉત્કંઠા એ છે. મારૂં અનંત જીવન એ છે. મારી અનંત કીર્તિ એ છે.....એક સત્ય પરમાત્માને પૂજીને માનવ જાતની સેવા કરીને જગતનું કલ્યાણ ચાહીને દૈવી પ્રેમ અને મમતા ધારીને, સર્વ મિત્રો અબ્દુલ બહાને સહાય કરી શકે છે...હે ખુદાના દોસ્તો! અબ્દુલ બહા તે ખ્રીસ્ત નથી; માનવ જગતનો તે સેવક છે, સરદાર નથી. તે સત્ નથી પણ અસત્ છે. અબ્દુલ બહા તે ખ્રીસ્તના પુનરાવતાર છે એમ કોઇએ માનવું નહિ. તે તો એક સેવાનું મૂર્ત સ્વરૂપ છે, માનવજગતની એકતાનું મધ્ય બિંદુ છે, બધા પ્રદેશમા સત્ય પરમાત્માના આત્મિક સત્તા સાથેના સંદેશવાહક છે. દૈવીગ્રંથના અર્થદર્શક છે, અને આ ક્ષણભંગૂર દુનિયામા ખુદામાં માનનારાઓના મુક્તિ રૂપ છે. આ લખાણ તમે છાપજો અને બધા દેશોમાં તેનો પ્રચાર કરજો."

## બહાઇ જીવનના નમુના.

બહાઉલ્લા ખાસ કરીને ખુદાઇ વાણીને સમજાવનાર હતા. તેમને ૪૦ વર્ષ કેદમા રહેવું પડયાથી બીજા માણસો સાથે સમાગમમા આવવાના તેમને થોડાજ પ્રસંગ મળ્યા હતા એટલે ખુદાઇ વાણીનો વિસ્તાર કરવાનું અગત્યનું કામ અબ્દુલ બહાને

માથે પડયું હતું. ખુદાઈ વાણી પ્રમાણે તેમને આચાર રાખવાનો હોવાથી અને આજની અનેક પ્રવૃત્તિઓમાં અનેક રીતે વર્તવું પડયું હોવા છતાં બહાઈ જીવનના તેઓ નમુના સમાન હતા. ચાલુ જમાનાનાં ધાંધલીયાં જીવનમાં, સર્વ સ્થળે જીવન સંગ્રામ અને સ્વાર્થ પ્રસરેલો હોવા છતાં ઇશ્વરપરાયણ અને મનુષ્ય સેવામાં જીવન ગુજરી શકે એમ તેમણે બતાવી આપ્યું હતું. ખ્રીસ્ત, બહાઉલ્લા તથા બધા પયગામ્બરો મનુષ્યો પાસેથી એવાજ આચારની અપેક્ષા રાખતા હતા. એક બાજુએ આફત, દુઃખ અપમાન, છળકપટ તથા બીજી બાજુએ પ્રેમ, સ્તુતી, ભકિત અને પૂજ્યભાવ, એ બેની વચ્ચે તેઓ ખડક ઉપરની દીવાદાંડીની પેઠે અડગ રહેતા. આજુબાજુ વારંવાર તોફાન ઉઠતાં તો પણ તેઓ શાંત, ગંભીર અને સ્વસ્થ રહેતા. તેઓ પોતે શ્રધ્ધામય જીવન ગાળતા અને પોતાના અનુયાયીઓને પણ તેવુંજ જીવન ગાળવા કહેતા. કલહમય જગતમાં તેમણે એકતા અને સુલેહનો નવા જમાનાનો વાવટો ફરકાવ્યો; તેમને ટેકો આપવા જેઓ પ્રયત્ન કરે છે તેઓ નવા જમાનાના જુસ્સાને ટેકો આપે છે. પુરાણા સંતો અને પયગામ્બરોને પ્રેરણા આપનાર તેજ પવિત્રાત્મા છે; પણ નવા જમાનાની જરૂરીયાતને અનુકુળ થઇ પડવા માટે તેને નુતન રીતે વ્યકત કરવો ઘટે છે.



# પ્રકરણ ૫ મું.



## બહાઈ કોણ કહેવાય?

"માણસે (આચારશીલતા) રૂપી ફળ દર્શાવવાંજ જોઇએ. પવિત્રાત્મા (ખ્રીસ્ત) કહે છે કે આચારશીલતા વગરનો માણસ તે ફળ વગરના ઝાડ જેવો છે કે જે ઝાડ બાળી મુકાવાને લાયકનુંજ રહે છે."—બહાઉલ્લા.

હર્બર્ટ સ્પેન્સરે એકવાર કહ્યું હતું કે કથીર જેવી વૃત્તિમાંથી કનક જેવો આચાર ઉત્પન્ન કરવા માટે કોઇપણ રાજ્ય રસાયણશાળા ખોલી શકે નહિ, તેજ પ્રમાણે કથીર જેવા માણસોમાંથી સુવર્ણ જેવો સમાજ કરવા સારૂ પણ કોઇ રસાયણશાળા હોઇ શકે નહિ. બીજા પયગામ્બરોની પેઠે બહાઉલ્લાએ આ સૂત્ર સ્વીકારીને એમ જાહેર કર્યું કે પ્રભુનું રાજ્ય પહેલાં મનુષ્યોનાં હૃદયમાં સ્થપાવું જોઇએ અને પછીજ તે દુનિયામાં સ્થાપી શકાય. એટલે બહાઇ શિક્ષણ સમજવા સારૂ આપણે બહાઉલ્લાએ વ્યક્તિગત આચાર માટે શો ઉપદેશ આપ્યો છે તે જોઇને બહાઇ થવું એટલે શું? તેને ખ્યાલ મેળવીશું.

### બહાઇનું જીવન.

બહાઇ એટલે કોણ? એવો પ્રશ્ન એકવાર કરવામાં આવતાં અબ્દુલ બહાએ જવાબ આપ્યો હતો કે બહાઇ થવું એટલે આખાં જગતને ચહાવું; માનવજાત તરફ પ્રેમ દર્શાવી તેને ઉધ્ધારવી અને વિશ્વશાંતિ, વિશ્વસ્નેહ, પ્રસારવા કામ કરવું. એક બીજે પ્રસંગે તેમણે બહાઇની એવી વ્યાખ્યા આપી હતી

કે કર્મશીલ થવાની સંપૂર્ણ લાયકાતો ધરાવનાર માણુસ તે બહાઈ. લંડનમાં વાતચિતના એક પ્રસંગે તેમણે કહેલું કે "બહાઉલ્લાનું નામ પણ સાંભળ્યા વગર કોઇપણ માણુસ બહાઇ હોઇ શકે છે. તેમનાં શિક્ષણ પ્રમાણે આચાર કરે તે બહાઇ કહેવાયજ. બીજી બાજુએ એક માણુસ બહાઇ ઉપદેશાનુસાર જીવન ગુજાર્યા વગર પોતાને ૫૦ વરસ સુધી બહાઇ કહેવડાવે તો પણ તે બહાઇ નથી. એક બદસુરત માણુસ પોતાને ખુબ સુરત કહેવાથી કોઇને છેતરી શકતો નથી અને એક કાળો માણુસ પોતાને ગોરો કહેવાથી કોઇને તો શું પણ પોતાની જાતને પણ છેતરી શકતો નથી."

જે માણુસ ખુદાના પયગામ્બરોને ઓળખતો નથી તે છાંયડામાં ઉગતા છોડવા જેવો છે. તે સૂર્યને નહિ ઓળખતો હોવા છતાં તેને પરાધીન તો છેજ. મોટા પયગામ્બરો તે સૂર્યો જેવા છે. આપણા જમાનામાં બહાઉલ્લા સૂર્ય સમાન છે. આગલા જમાનાના સૂર્યોએ તે વખતના જગતને ઉષ્મા અને જીવન આપ્યું છે. તેઓએ તેમ નહિ કર્યું હોત તો પૃથ્વી ઠંડી પડી જઇ નાશ પામત. તે સૂર્યોએ જેઓને જીવન આપ્યાં હતાં તેઓમાંથી પકવ ફળ (સદાચાર) ઉતારવાની હમણાંનો સૂર્ય અપેક્ષા રાખે છે.

## ખુદાની ભક્તિ.

એક કમળ અથવા ગુલાબને ખીલવા માટે સૂર્યના પ્રકાશની જેટલી જરૂર છે તેટલી જરૂર બહાઇ જીવનની સંપૂર્ણતા મેળવવા માટે બહાઉલ્લાના સંપર્કની છે. બહાઇઓ બહાઉલ્લાને પૂજતા નથી પણ તેમની માર્ફત જાહેર થયલી ઇશ્વરની જ્યોતિને પૂજે છે. એક બહાઇ, ખ્રીસ્ત અને મહમદ

તથા આગલા પયગંમ્બરોને સ્વીકારે છે પણ ચાલુ જમાનામાં મહાન જગત-ગુરૂ તરીકે બહાઉલ્લાને પિછાણે છે કે જેઓ પોતાના આગલા પયગંમ્બરોનું અધુરૂં રહેલું કામ પૂરૂં કરવા પધાર્યા હતા.

સંપ્રદાયને બુધ્ધિપૂર્વક સમજવાથી અને તેને લગતો આડંબર ધરાવવાથી બહાઇ થઇ જવાતું નથી. તે માટે તો દિલોજાન ભકિત જોઇએ. તેની ભકિતની અપેક્ષા રાખવાનો એકલા ખુદાને હક છે અને તેના અવતાર તરીકે બહાઉલ્લાને પણ હક છે. એ સંબંધમાં આગલા પયગામ્બરોની વૃત્તિ પણ એવીજ હતી. દાખલા તરીકે ખ્રીસ્તે કહેલું કે; "જે માણસ મને અનુસરવા માગતો હોય તેણે સ્વાર્થ તજી દુઃખો ભોગવવા તૈયાર થઇ મારી પાછળ આવવું. કારણ કે જે પોતાની જીંદગી બચાવે છે તે જીંદગી ખોહે છે અને મારે ખાતર જેઓ જીંદગીનો ભોગ આપશે તેઓ તેને પ્રાપ્ત કરશે.

"બધાંજ અવતારોએ જુદી જુદી રીતે પોતાનાં અનુયાયીઓ પાસે આવીજ માગણી કરી છે; અને ધર્મોની તવારીખ પરથી જણાય છે કે જેટલે અંશે એ માગણી સ્વીકારવામાં અને પૂરી પાડવામાં આવી છે તેટલે અંશે ધર્મનો પ્રચાર થયો છે; પછી તે સમે ભલે ગમે તેટલા વિરોધ થયા હોય; ગમે તેટલી આફતો નાંખવામાં આવી હોય અને ગમે તેટલા ધર્મપ્રેમીઓને શહીદ થવું પડયું હોય. પણ ધર્મમાં જ્યારે લેવડ દેવડ દાખલ થાય છે, માનવૃત્તિ પ્રવેશે છે, ત્યારે ધર્મ સડવા લાગે છે. નામમાં તે પ્રતિષ્ઠા સાથે ચાલુ રહે છે પણ તેણે મનુષ્યજાતને બદલવાની કે બચાવવાની તથા ચમત્કારો કરવાની શકિત ગુમાવી દીધી હોય છે. બાકી સંત્ત

ધર્મ કદી રૂઢ થઇ ગયો નથી. એક દિવસ ખુદા તેમ કરી દે તો સારૂં. પણ ખ્રીસ્તના દિવસોમાં જે સ્થિતિ હતી તેવીજ આજે છે કે "જીવન પ્રાપ્ત કરવાનો માર્ગ સાંકડો અને મુશકેલ છે. અને થોડાકોનેજ તે જડે છે." સ્થુલ જન્મની પેઠે આધ્યાત્મિક જન્મને દરવાજે પણ ગીરદી થયા વગર એક પછી એકનેજ દાખલ કરવામાં આવે છે. ભૂતકાળ કરતાં હમણાં જો વધુ માણસો દાખલ થઇ શકે તો એમ નથી સમજવાનું કે દરવાજો પહોળો કરવામાં આવ્યો છે પણ પ્રભુએ માગેલી આજ્ઞાંકિતતા સ્વીકારવા તેઓએ વૃત્તિ ધારણ કરી હોય છે; કારણ કે ખુદાઇ રાહને બદલે પોતાનો રાહ પસંદ કરવાથી મળેલા કડવા અનુભવથી તેઓ પોતાની બેવકુફી જોઇ શકયા છે.

### સત્યનું શોધન.

બહાઉલ્લા સર્વ અનુયાયીઓને નીચે પ્રમાણે "ન્યાયવૃત્તિ" ઉપદેશે છેઃ—

"માણસ વહેમ અને નકલથી મોકળો હોવો જોઇએ કે જેથી તે પ્રભુના સ્વરૂપોને એકજ રૂપે જોઇ શકે અને તીવ્ર દ્રષ્ટિથી બધા મામલાનો વિચાર કરે."

દરેક માણસે બહાઉલ્લાના દેહમંદિરમાં પરમેશ્વરનો પ્રકાશ જોવાની અને જાણવાની જરૂર છે; તે વગર તેને માટે બહાઇ નામ અર્થ વગરનું છે. પયગામ્બરોનો આદમ જાતને એજ પડકાર છે કે તેઓએ પોતાની આંખો ખોલવી અને વિચાર કરવો. સ્પષ્ટ રીતે જોવું, વિવેકથી વિચાર કરવો, અંધશ્રધ્ધાથી કંઇ માની લેવું નહિ; એ બધું કરવાથી તેના

મનના મેલ છેદાઈ જશે; અંધ નકલની બેડીઓ તુટી જશે અને નવા જ્ઞાનમાં રહેલું સત્ય સમજીને અનુભવશે.

બહાઇએ નિડરતાથી સત્ય શોધન કરવું જોઇએ. શારીરીક સપાટી પરથી તેણે શોધ કરવી નહિ જોઇએ પણ આત્મિક શકિતઓને સુધ્ધાં જાગ્રત કરવી જોઇએ. સત્ય શોધવા ઇશ્વરે આપેલી સર્વ શક્તિઓ વાપરવી જોઇએ અને સંગીન તથા પૂરતી સમજશકિતમાં ઉતર્યા વગર કંઇ પણ માની લેવું જોઇએ નહિ. જો દીલ સાફ હશે અને મન ભૂલ ભરેલા વિચારોથી મુકત હશે તો ખરા સત્ય શોધકને ગમે તે (દેહ) મંદિરમાં જ્યારે દૈવી મહિમા જાહેર થાય ત્યારે દેખાયા વગર રહેશે નહિ. બહાઉલ્લા કહે છેઃ—

"માણસે પ્રથમ તો પોતાને પીછાણવો તથા જે ચીઝો તેને ઉર્ધ્વ કે અધઃગતિ પર, માન કે અપમાનમાં અને ગરીબાઇ કે શ્રીમંતાઇએ લઇ જાય તે જાણી લેવી જોઇએ ..સર્વ જ્ઞાનોનું મૂળ ઇશ્વરી જ્ઞાનમાં છે. તેના પયગામ્બરની મારફત સિવાય એ જ્ઞાન મળવું મુશ્કેલ છે."

પયગામ્બર તે સંપૂર્ણ માનવી છે. ઇન્સાન જાતનો નમુનો છે. માનવવૃક્ષનું પહેલું ફળ છે. ઇશ્વરને જાણ્યા વગર આપણામાં છુપાઇ રહેલી સંભાવનાઓ આપણે જાણી શકતા નથી. કમળ કેવી રીતે ઉગે છે તેનો વિચાર કરવા ખ્રીસ્ત આપણને ઉપદેશે છે, અને કહે છે કે સોલોમન જેવો મહાન બાદશાહ એક કમળ જેટલો પણ વિભૂષિત થઇ શકતો નહોતો. કમળ એક અનાકર્ષક કળીમાંથી ખીલે છે. તે કળીને આપણે ગમે તેટલી તપાસીએ પણ તેમાં પાછળથી ભવ્ય ખીલાવટ થાય એવું શું ભરાયેલું છે તે માળી

સિવાય કોઇ જાણી શકતું નથી. માટે જ્યાં સુધી આપણે ખુદાનું અવતીર્ણ સ્વરૂપ જોતા નથી ત્યાં સુધી આપણામાં તથા અન્ય માણસોના સ્વભાવમાં કઇ આધ્યાત્મિક શક્તિ ગુપ્ત રહેલી છે તેનો ખ્યાલ કરી શકતા નથી. પ્રભુના વ્યકત સ્વરૂપને ઓળખ્યા અને પ્રીતિપૂર્વક જાણ્યા પછી, તેના બોધ વડે આપણે આસ્તે આસ્તે આપણામાં રહેલી શકિતઓ સમજીએ છીએ. તે સ્થિતિએ પહોંચ્યા પછી વિશ્વ અને જીવનનો અર્થ અને હેતુ દેખાઇ આવે.

### પ્રભુપ્રેમ.

પ્રભુના અવતારને જાણવો એટલે તેને ચાહવો પણ જોઇએ. એક વગર બીજું અશકય છે. બહાઉલ્લા એક નામામાં કહે છે કેઃ--

"સર્વ ચેતન પ્રાણીઓની ઉત્પત્તિનું કારણ પ્રેમ છે; એક દંતકથામાં કહ્યું છે કે હું ગુપ્ત ખજાનો હતો અને મને કોઇ જાણી જાય તે બહુ ગમતું, તેથી ઓળખાવા માટે મેં સૃષ્ટિ રચી."

"ગુપ્ત રહસ્ય"માં તેમણે લખ્યું છેઃ—

"હે પ્રાણી, તું મને ચાહ કે જેથી હું તને ચાહી શકું. તું મને ચાહશે નહિ તો મારો પ્રેમ તને પહોંચશે નહિ. તે ઓ મારા સેવક તું જાણ." "હે દુરંદેશ જીવ! તારામાં મેં મારામાંથી ચેતન રેડયું છે કે જેથી તું મારો પ્રેમી થઇ શકે. મને ભૂલીને તું બીજાને ચાહવા કેમ જાય છે?" ખુદાને ચાહવો એ દરેક બહાઇનો મુખ્ય ધર્મ છે. ખુદાનેજ દીલોજાન દોસ્ત બનાવી તેને પ્રેમી બનાવવામાં સંપૂર્ણ આનંદ છે. બધાંજ

પ્રભુનાં પ્રાણી હોવાથી તે સર્વને ચાહવા તે ખુદાને ચાહવાં બરાબર છે. ખરો બહાઇ સંપૂર્ણ પ્રેમી હોવો જોઇએ. શુધ્ધ દિલથી તે દરેક તરફ પ્રેમ રાખશેઃ કોઇને ધિક્કારશે નહિ, દરેકના મોઢા ઉપર તે ખુદાનું મુખ અને તેની નિશાનીઓ જોશે. તેના પ્રેમની અમુક પંથ, પ્રજા, વર્ગ કે કોમમાં હદ આવી જતી નથી. બહાઉલ્લા કહે છે કેઃ—

"આગલા જમાનાઓમાં કહેવામાં આવ્યું છે કે માતૃભૂમિને ચાહવી એજ શ્રધ્ધા. પણ ખુદાની જબાને આ જમાનાના અવતારને મુખે કહેવડાવ્યું છે કે દેશને ચાહનાર પ્રશસ્ય નથી પણ આખી ઇન્સાન જાતને ચાહનાર પ્રશસ્ય છે." અને વળી તેમણે કહ્યું છે કેઃ—"પોતા કરતાં પોતાના ભાઇનો વિચાર પહેલો કરે તેને ધન્ય છે. તે બહાના માણસોમાંનો એક છે."

અબ્દુલ બહા કહે છે કે "આપણે ઘણાં શરીરોમાં વસતા એક આત્મા જેવા હોવા જોઇએ. કારણ કે આપણે એક બીજાને જેટલાં વધારે ચાહીશું તેટલાં વધારે નજીક આપણે ખુદાની પાસે હોઇશું."

એક ખ્રીસ્તી પાદરીને તેમણે કહ્યું હતું કેઃ—"પ્રેમનો કાનુન આગળ વધારવા માટેજ બધા પયગામ્બરોને મોકલવામાં આવ્યા હતા અને પુસ્તકોમાં દૈવી વાણી લખવામાં આવી હતી....આપણે એટલો બધો પ્રેમ કેળવવો જોઇએ કે જેથી સઘળો વિરોધ ટળી જાય, દુશ્મનોને દોસ્ત બનાવી શકાય. બધાં બંધનો તોડી શકાય; સખાવત, જાનફેશાની, ક્ષમા, ઉદારતા વિગેરેથી ભરપૂર, હદ વગરનો અને સર્વવ્યાપી પ્રેમ હોવો જોઇએ."—મીરઝા અહમદ સોરાબની ડાયરી. તા. ૯ મી જુન ૧૯૧૪.

ફરી તેમણે કહ્યું કેઃ—

"જ્યારાં પ્રાણીઓનાં જીવોએ એક બીજાને ચાહવાં જોઇએ; તેઓના જાનમાલ પણ આપતાં અચકાવું જોઇએ નહિ અને બીજાઓને સુખી અને રાજી રાખવા તેઓએ સર્વ પ્રકારના પ્રયત્ન કરવા જોઇએ. સૌએ નિઃસ્વાર્થી અને આપભોગ આપનાર થવું જોઇએ. પ્રેમ રૂપી સૂર્યના કિરણોથી આકાશ ભરાઇ જવું જોઇએ; તેથી બધાને સુખી અને રાજી કરવાં જોઇએ. એ દૈવી ઉપાય બધા રોગ પર અજમાવવો જોઇએ અને દરેક જીવના જીવનનું કારણ એ સત્યાત્મા થઇ પડવો જોઇએ."

## ત્યાગ.

ઇશ્વરની ભક્તિ એટલે જે કંઇ ઇશ્વરનું નહિ હોય તેનો ત્યાગ પણ ખરો. સર્વ સ્વાથી અને પાર્થિવ વસ્તુઓ અને ઇચ્છાઓ તરફ અપ્રીતિ થઇ જવી જોઇએ. ખુદાના રાહમાં શ્રીમંતાઇ કે ગરીબાઇ પણ આવે; તન્દરોસ્તી અથવા માંદગી પણ હોય; મહેલે હોય અને જેલ પણ હોય; ગુલાબનો બગીચો હોય અને રીબાવવાનું સ્થાન પણ હોય. ગમે તે હોય; દરેક બહાઇએ પોતાને હિસ્સે જે આવે તે સ્વીકારી લેવું જોઇએ. પોતાની આસપાસનાં તરફ બેપર્વાઇ અને અનિષ્ટો પ્રત્યે તિરસ્કાર હોય તે કંઇ ત્યાગ કહેવાય નહિ. ખુદાએ સરજેલી સારી ચીઝોને પણ ધિક્કારી શકાય નહિ. ખરો બહાઈ બેપર્વા, કંટાળેલો અથવા સન્યાસી હોઇ શકે નહિ. ખુદાના રાહમાં તેને પુષ્કળ આનંદ, કામ અને રસ લેવા જેવી બાબતો મળશે; પણ ખુદાએ મનાઇ કરેલી કોઇ ચીઝ માટે તે તૃષ્ણા રાખશે નહિ અથવા ખુદાનો રાહ છોડી મોજ શોખની પાછળ પડશે નહિ.

એક બહાઈ માટે ખુદાની મરજી તે તેની મરજી થઇ પડવી જોઈએ; કારણ કે ખુદા પોતાની સામે તકરાર જેવી ચીઝ ચલાવી લેતો નથી. ખુદાના રાહમાં ગમે તે ભૂલ થઈ જાય તેનો વાંધો નહિ; મુશ્કેલી નડે તેની પણ પરવા નહિ. ખુદાના પ્યારની રોશણી તેના અંધાર જીવન ઉપર પડે છે, ગમીને ખુશીમાં ફેરવી નાંખે છે અને શહીદીને ભારે સુખમાં બદલી નાખે છે, જીવનને ઉદ્દાત બનાવે છે. મૃત્યુ એક ખુશકારક સાહસ થઈ પડે છે. બહાઉલ્લા કહે છે.—

"જે માણસ મારા ઉપરાંત બીજી કોઇ ચીઝને માટે પોતાના દીલમાં તલ જેટલો પણ પ્રેમ કરશે તે મારા રાજ્યમાં દાખલ થઇ શકશે નહિ"...."હે માનવ બાળ! તું જો મને ચાહતો હોય તો તારી જાતને ભૂલી જા. જો તું મારી આજ્ઞા પ્રમાણે ચાલવા માગતો હોય તો તારી જાતનો વિચારજ નહિં કર; કે જેથી તું મારામાં મરી જાય અને હું તારામાં જીવું."....'હે બંદા! દુનિયાના જંજીરોથી તું છુટો થા. આત્મરૂપી જેલમાંથી નહાસી જા, વખતની કિંમત સમજ, કારણ કે ગયો વખત પાછો મળશે નહિ અને ગઇ તેવી તક પણ પાછી મળશે નહિ."

આજ્ઞાંકિતપણું.

ખુદાએ કરેલી આજ્ઞાઓનું કારણ નહિ સમજાય તો પણ તેનું પાલન કરવુંજ જોઈએ. તોજ તેની ભક્તિ કરેલી કહેવાય. કારણ સમજ્યા વગર એક ખલાસી પોતાના કેપટનનો હુકમ માને છે; કેમજે તે સમજે છે કે તેના કેપટને કામ શીખવામાં તથા એક ઉસ્તાદ નાવિક તરીકે લાયકાત મેળવવામાં વખત ગુજાર્યો હોય છે અને લાયકાત બતાવી આપી હોય છે. તેમ નહિ

હોય તો તે તેના હાથ હેઠળ નોકરીજ શું કરવા કરે? તે પ્રમાણે દરેક બહાઈએ પોતાના તારનાર નાવિકનો હુકમ માનવો જોઇએ. પણ જો તે પોતાના કેપટનની લાયકાતની ખાત્રી પહેલેથી નહિ કરી લે તો તે મૂર્ખ કહેવાય. અને ખાત્રી કર્યા પછી તેના ફરમાનને તાબે નહિ થવું તેમાં વધારે મુર્ખાઈ છે. કારણ કે બુધ્ધિ ચાતુર્યયુકત આજ્ઞાંકિતપણાથી તેનું જ્ઞાન આપણે મેળવી શકીએ અને તેનો લાભ ઉઠાવી શકીએ. કેપ્ટન ગમે તેટલો ડાહ્યો હોય પણ ખલાસીઓ તેના હુકમ નહિ માને તો વહાણ કાંઠે કેમ પહોંચે? અને ખલાસીઓ નૌકાહુન્નર પણ કેમ શીખે? ખ્રીસ્તે સ્પષ્ટ કહ્યું છે કે:—

જ્ઞાન મેળવવાનો માર્ગ તે આજ્ઞાંકિતપણું છે.....એ સિધ્ધાંત મારો નહિ પણ મને મોકલનારનો છે. તેની મરજી પ્રમાણે ચાલનાર તે સિધ્ધાંત જાણશે પછી તે ખુદાનો હોય યા હું બોલતો હોઉં તે હોય"—સેંટજોન. ૭–૧૬, ૧૭.

તેજ પ્રમાણે બહાઉલ્લા કહે છે કે:—"ખુદાએ પોતાની કિતાબમાં પ્રકાશીત કલમથી જે જણાવ્યું છે તે અને તેણે જે ફરમાનો આપ્યાં છે તે બધાંને આચારમાં મેલ્યા વગર ખુદામાં શ્રધ્ધા પણ નહિ બેસે અને તેને લગતું સંપૂર્ણ જ્ઞાન પણ પ્રાપ્ત નહિ થાય."

કેવળ આજ્ઞાંકિતપણાનો ગુણ આ પ્રજાસત્તાક જમાનાઓમાં ઓછો જોવામાં આવતો નથી અને ખરેખર કોઇ પણ એક સાધારણ માણસને સ્વાધીન થવું તે આફતકારક છે પણ ખુદાની મરજીથી ઇન્સાન જાતની એકતા અને સંપ સાધી શકાય છે. પણ જ્યાં સુધી ખુદાની ખાહેશનો પૂર્ણ પ્રચાર નહિ થાય અને માણસો બધા આગેવાનોને છોડીને ખુદાના પયગામ્બરની આજ્ઞા

પાળે નહિ ત્યાં સુધી કજીયા બખેડા ચાલ્યાજ કરશે; માણસો એક બીજા સામે લડશે અને બીજા સારા માણસો કે જેઓ સંપ સ્થાપવા, સર્વનું ભલું કરવા અને ખુદાનો મહિમા વધારવા પ્રયત્ન કરતા હશે તેમાં પણ ધુળ મેળવશે.

સેવા.

ઇન્સાન જાતની સેવા બજાવવી એ ઇશ્વરની ભકિત કર્યા જેવું છે. તે વગર ખુદાની આપણે કોઈ રીતે સેવા બજાવી શકતા નથી. જો ઇન્સાન જાત તરફ આપણે પીઠ ફેરવીએ તો પ્રભુથી પણ વિમુખ થયેલા કહેવાઈએ. ખીસ્તે કહ્યું હતું કે તમે જ્યાં સુધી મારાં આ નાચીઝ બિરાદરો માટે કંઈ કર્યું નથો ત્યાં સુધી તમે મારે માટે પણ કંઈ કર્યું નથી. તેજ પ્રમાણે બહાઉલ્લા કહેતા કેઃ—

"હે માનવ બાળ; તું જો દયા જેવા ગુણમાં માનતો હોય તો તને લાભ થતો હોય તેવી ચીઝ તરફ નહિ પણ તારા બિરાદરોને લાભ થતો હોય તે ઉપર પ્રથમ ધ્યાન આપ. જો તને ન્યાય જોઈતો હોય તો તું બીજાને પહેલો ન્યાય આપ."

અબ્દુલ બહા કહે છેઃ—

"બહાઈ સંપ્રદાયમાં સર્વ કળા હુન્નર વિજ્ઞાન ભક્તિરૂપે મનાય છે. જે માણસ બરાબરથી ધ્યાન રાખીને એક કાગળનો ટુકડો બનાવે છે તે ખુદાની ભકિતજ કરે છે. ટુંકમાં માણસ પોતાના ખરા ઉત્સાહ અને ઉમંગથી જે પણ મહેનત કરે છે તે ઉમદા હેતુથીજ કરે છે અને માણસ જાતની સેવા બજાવવાજ કરે છે. માણસ જાતની જરૂરીયાતો પેદા પાડવા અને પૂરી કરવા જે મહેનત થાય તે એક જાતની ભકિતજ છે. સેવા એ બંદગીજ છે, એક તબીબ કોઈ પણ જાતના ભેદભાવ વગર માંદાની

ખરા દીલથી સારવાર કરે તે ઇન્સાન જાતની એકતા સ્વીકારે છે અને ખુદાના વખાણુજ કરે છે."

### ઉપદેશ.

એક ખરો બહાઈ બહાઉલ્લાના ઉપદેશને માનશેજ એટલુંજ નહિ પણ તે તેમાંથી પોતાનાં આખાં જીવન માટે પ્રેરણા અને રાહબરી મેળવશે, પોતાને માટે જે જ્ઞાનનો ઝરો છે તેમાંથી તે બીજાને પણ તેનો લાભ આપશે. એમ કરવાથીજ તેને પૂરતું આત્મબળ મળશે. બધાજ કંઈ છટાદાર વકતા કે શીઘ્ર લેખક થઇ જતા નથી પણ પોતાની રહેણી કરણી તો સઘળા ચાહે તો અનુકરણીય કરી શકે. બહાઉલ્લાં કહે છેઃ-

"બહાઇ લોકોએ ડહાપણથી ખુદાની સેવા કરવી; પોતાની રહેણી કરણીથી બીજાં ઉપર દાખલો બેસાડવો અને પોતાના આચારથી ખુદાઇ નુર દર્શાવી આપવું. ખરૂં જોતાં વાણી કરતાં આચારની અસર બળવત્તર છે. એક ઉપદેશકના શબ્દની અસર તેના હેતુની શુદ્ધતા તથા ત્યાગ ઉપર આધાર રાખે છે. કેટલાકો શબ્દથી સંતોષ પામે છે પણ શબ્દની સત્યતા તેનાં જીવનનાં કાર્યોની કસોટીમાં ઉતારવી પડે છે. આચાર ઉપરથી માણસનો દરજ્જો પરખાય છે. ખુદાની ઇચ્છા પ્રમાણે જે બોલાયું છે અને જે નામાઓમાં નોંધાયલું છે, તે પ્રમાણેના શબ્દો હોવા જોઇએ."

જેઓ સાંભળવા નહિ ઇચ્છતા હોય તેઓને બહાઇઓએ બળજબરીથી સંભળાવવાની જરૂર નથી. ખુદાના રાજ્ય તરફ લોકોને આકર્ષવાના છે; તેમાં હંકારવાના નથી. પોતાનાં ઘેટાંના ટોળાંને જે દોરે છે; સંગીતથી મુગ્ધ કરે છે તે ખરો ભરવાડ

છે અને નહિ કે તે કે જે કુતરા અને લાકડીની મદદથી તેઓને હાંકી જાય છે. બહાઉલ્લા કહે છેઃ-

"હે માટીનાં પુતળાં! ખરા ડાહ્યાઓ તેજ છે કે જેઓ શ્રોતાઓ મળે નહિ ત્યાં સુધી હોઠ ઉઘાડતા નથી, પીનાર મળ્યા વગર સાકી પ્યાલો ભરતો નથી"...ઇશ્રાકતના નામામાં તેઓ ફરી કહે છે કેઃ-"હે બહાઓ! તમે પ્રેમની પ્રભાત અને ખુદાની મહેર રૂપી દિવસ છો. ગાળ દઇને તમારી જીભ અપવિત્ર કરો નહિ; જોવા યોગ્ય નહિ હોય તે તરફ દ્રષ્ટિ કરો નહિ, સત્ય દર્શાવો અને જો તે સ્વીકારાયું તો તમારી નેમ ફળીભૂત થઇ. કોઇ સત્ય ન સ્વીકારે તેની સાથે ટંટો કરો નહિ. તેને પડતો મેલી તમે ખુદાઇ રાહે આગળ વધો. કોઇને દિલગીર કરો નહિ; કજીઓ ફીતુર જોઇએજ નહિ! ખુદાની છત્રછાયા હેઠળ તમે આગળ વધો અને તેની ઇચ્છાનુસાર વર્તો. તમે સર્વ એક ઝાડનાં પાંદડાં અને એક સાગરનાં બિંદુ છો"

## વિવેક અને પુજ્યભાવ.

બહાઉલ્લા કહે છેઃ-

"હે ખુદાના લોકો! હું તમને વિવેકી બનવા કહું છું. વિવેક એ સર્વ સદ્‌ગુણોમાં શ્રેષ્ટ છે. પ્રમાણિકતા અને વિવેકથી વિભુષિત થયેલા આત્મા ધન્ય છે. પૂજ્યભાવ ધરાવનાર માણસનો દરજ્જો ઉંચો છે. એવી આશા છે કે હું કે જેને અન્યાય થયો છે તે અને બધા એ ગુણ મેળવશે તેને વળગી રહેશે અને તેને પાળશે. ખુદાની કલમથી લખાયેલાં ફરમાનોમાંનું આ એક નિશ્ચળ ફરમાન છે."

ફરી ફરીને તેઓ જણાવે છે કેઃ-

"દુનિયાની બધી પ્રજાઓ ખુશીથી એક બીજી જોડે ભળો. સર્વ ધર્મના હે લોકો! તમે એક બીજાથી આનંદથી હાથ મીલાવો."

અમેરિકાના બહાઇઓને સંબોધીને અબ્દુલ બહાએ કહ્યું હતું:-

"સાવચેત, સાવચેત, કોઇનું દિલ ના દુઃખાવતા! સાવચેત, સાવચેત, કોઇનો તેજોવધ ના કરતા! સાવચેત, સાવચેત, કોઇ માણુસ પ્રત્યે ક્રૂરતા ના દર્શાવતા; સાવચેત, સાવચેત, કોઇ પ્રાણીની નાસીપાસીના તમે કારણુ ના બનતા. કોઇનું દિલ દુખાવવું યા કોઇને નિરાશ કરવું તેના કરતાં બેહેત્તર છે કે તેવા માણુસે પૃથ્વી પર ચાલવાને બદલે પાતાળમાં પેસી જવુ."

તેઓ બોધે છે કે જેમ કળીમાં ફુલ સમાયેલું છે તેમ ખુદાનો આત્મા દરેકના દિલમાં રહેલો છે પછી ભલે કોઇનું બાહ્યાંગ ગમે તેટલું કઠણુ યા બદસુરત હોય. એક માળી સુંદર ફુલછોડની માવજત લે તેવી રીતે એક ખરો બહાઇ દરેક માણુસ સાથે વર્તશે. માળી અધીરો થવાથી કળીનું તરત ફુલ થઇ જાય નહિ. ફકત સૂર્યના તાપથીજ તે કામ બને. તેજ પ્રમાણે અજ્ઞાન રૂપી અંધારામાં પડેલાં હૃદયોને ખીલવવા માટે ખુદાઇ નુરનીજ અપેક્ષા રહે છે.

અબ્દુલ બહા કહે છેઃ-

"બહાઉલ્લાનું એક ફરમાન એવું છે કે માણુસે ગમે તેવા સંજોગોમાં દરગુજર કરવું; દુશ્મનને ચાહવો; બુરૂં કરનારને પણુ ભલું કરનાર માનવો; કોઇને દુશ્મન માન્યા પછી તેની સાથે રહેવું એ દંભ છે; ખરો પ્રેમ નથી. દુશ્મનને દોસ્ત જેવો,

બુરું કરનારને ભલું કરનાર ગણો. અને તેની સાથે યોગ્ય વર્તણુક ચલાવો. તમારી માયાકુળતા અને પ્રેમ હોવાં જોઇએ...ફક્ત દરગુજર કર્યાથી નહિ વળે. દિલથી દરગુજર નહિ કરવું તે દંભ દર્શાવ્યા જેવું છે."

જ્યાંસુધી આપણે સમજીએ નહિ કે બહારથી એક માણુસ ગમે તેવો દુષ્ટ અને બદકાર દેખાય તો પણ દરેક માણુસનાં અંતરમાં એક આત્મિક સ્વભાવ છે જે તેને ખરો માણુસ બનાવે છે અને જેમાંથી ફક્ત હેત અને શુભેચ્છા પ્રગટે છે. ત્યાંસુધી ઉપલો બોધ ન સમજી શકાય તેવો અને વિરોધાભાસ જેવો દેખાય છે. આ અંતરમાં રહેલા આત્માને ઓળખીને તેના પ્રત્યે આપણા વિચાર અને પ્રેમની લાગણી વાળવાની છે. જો તેનો અંતરાત્મા આપણે જાગૃત કરી શકીએ તો તે નવોજ માણુસ બની જશે.

### દોષ છુપાવનારી આંખ.

કોઇના પણ દોષ જોવાની વૃત્તિ રાખવી નહિ એ શિક્ષણ બહાઇઓમાં સૌથી વધારે અગત્યનું છે. એ બાબત પર ખ્રીસ્ત પણ બહુ મજબુતીથી બોલ્યા હતા. પહાડ પરનું પ્રવચન તો સંપૂર્ણાત્મા માટે છે અને એક સાધારણ ખ્રીસ્તી તે પ્રમાણે આચાર રાખી શકે નહિ એમ હવે બધા માને છે. પણ એ બાબતમાં બહાઉલ્લા અને અબ્દુલ બહા બેઉ અંતરના ખરા ઉમળકાથી કહે છેઃ-આપણે "ગુપ્ત શબ્દો"માં વાંચીયે છીએ કેઃ-

"હે, માનવ બાળ! જ્યાંસુધી તું પોતે પાપી હોય ત્યાં સુધી કોઈ પણ માણસનાં પાપની વાત કરીશ નહિ. એ ફરમાનથી ઉલટો ચાલશે તો તું મારો નથીઃ....એ બાબત હું સાક્ષી રૂપ છું."

"ઓ માનવ બાળ! તારે માટે જે ચીજ કહેવાતી તને ગમે નહિ તેવી ચીજ તું બીજાને કહીશ નહિ...આ મારૂં ફરમાન છે તેને તું તાબે થજે."

અબ્દુલ બહા કહે છેઃ-

બીજાના દોષો પ્રત્યે ચુપકીદી જાળવો. તેઓ માટે પ્રાર્થના કરો; અને તેમને મદદ કરો; દયાથી તેઓના દોષ સુધારો... હંમેશાં કોઇની સારી બાજુ જોવી; નરસી નહિ, કોઇ માણસમાં દશ સદ્‌ગુણ હોય અને એક દુર્ગુણ હોય તો એક દુર્ગુણને ભૂલી જવો; કોઇમાં દશ દુર્ગુણ હોય અને એક સદ્‌ગુણ હોય તો દશ દુર્ગુણને ભૂલી જવા; તેનો એક સદ્‌ગુણજ ધ્યાનમાં રાખવો.... કોઇ માણસ આપણો ગમે તેવો વિરોધી હોય તો પણ તેને માટે એક પણ કડવો શબ્દ બોલવો જોઇએ નહિ."

એક અમેરિકન મિત્રને તેમણે લખ્યું હતુંઃ-

"માણસનો સૌથી મોટો દુર્ગુણ અને સૌથી ખરાબ પાપ ચાડી કરવી તે છે. ખાસ કરીને ખુદાને માનનાર માટે તો એ પાપ ઘણુંજ મોટું કહેવાય. જો ચાડી કરવાના દરવાજા હંમેશ માટે બંધ થઇ જાય અને ખુદાપરસ્તો કોઇનાં વખાણ કરવા સિવાય બીજું બોલવા માટે પોતાના હોઠ ઉઘાડે નહિ તો બહાઉલ્લાના ઉપદેશનો ફેલાવો થશે; દિલમાં ઉત્સાહ આવશે; આત્માની મહત્તા દેખાશે અને જગતને કાયમનું સુખ થઇ જશે."

નમ્રતા.

બીજાના દોષો નહિ જોતાં તેઓનાં ગુણોજ જોવાની જેવી આજ્ઞા કરવામાં આવી છે તેવી રીતે આપણા પોતા માટે એમ

ઉપદેશવામાં આવ્યું છે કે આપણે આપણા પોતાના દોષજ જોવા અને ગુણોને કંઇ હિસાબમાં ગણવાજ નહિ.

બહાઉલ્લા કહે છેઃ-

"તારા પોતાના દોષ તું કેમ ભૂલી જાય છે? બીજાના દોષ જોવા માટે તું કેમ ઉદ્યમી રહે છે? આમ કરનારને હું ધિક્કારૂં છું... તારી જીભ મારૂં નામ સ્મરણ કરવા માટે છે. બીજાની નિંદા કરી તેને બગાડ નહિ. તને ક્રોધ આવી જાય ત્યારે તારા પોતાના દોષો સંભાર, અને મારાં પ્રાણીઓનું બુરૂં બોલ નહિ. મારાં સર્જેલાં પ્રાણીઓ કરતાં તમે તમારા પોતા વિષેજ વધુ જાણો છો."

અબ્દુલ બહા કહે છેઃ—

"તમારો જીવનપ્રવાહ ખ્રીસ્તના જીવનમાંથી વહેવો જોઇએ; તે તમારો ઉપદેશ લેવા નહિ પણ તમને ઉપદેશ આપવા આવ્યો હતો....બહાઉલ્લાના સંપ્રદાયમાં બધા દાસ દાસીઓ અને ભાઇબહેનો જેવાં છે. કોઇ પોતાને બીજા કરતાં ચઢીઆતો યા સારો માને તો તે જોખમકારક સ્થિતિમાં આવી પડે છે. માટે જ્યાં સુધી તે બુરાઇનું બી બાળી નહિ દે ત્યાં સુધી ઇશ્વરનાં રાજ્યનો સેવક થવા તે લાયક બનતો નથી.... પોતાની જાત તરફ અસંતોષ એ પ્રગતિનું ચિન્હ છે. આત્મ સંતુષ્ટ જીવ તે સેતાનનો અવતાર છે; આત્મસંતુષ્ટ નહિં હોય તે પરમકૃપાળુનો અવતાર છે. કોઈ માણસે પોતાના હજાર સારા ગુણ તરફ નહિ જોતાં પોતાની અપૂર્ણતા અને ખોડ શોધવી જોઇએ....કોઇ માણસ ગમે તેટલી પ્રગતિ કરે તો પણ તે અપૂર્ણ છે; કારણ કે તેની આગળ કંઇક પણ પડેલું હોય છે. તે તરફ જોતાં તેને અસંતોષ થશે અને તે પ્રાપ્ત કરવા તે

મહેનત કરશે. આત્મશ્લાઘા એ સ્વાર્થનું ચિન્હ છે."—મીરઝા અહુમદ સોરાબની ડાયરી ૧૯૧૪.

આપણા પાપ પિછાણીને તે માટે પશ્ચાત્તાપ કરવાનું આપણને કહેવામાં આવ્યું છે પણ ધર્મગુરૂએ તથા બીજાએ આગળ પાપોનો એકરાર કરવાની જે રૂઢી પ્રચલિત છે તેની સદંતર મનાઇ કરવામાં આવેલી છે. બહાઉલ્લા પોતાની "ખુશ ખબર" માં કહે છેઃ-

"પાપીનું મન ખુદા સિવાય જ્યારે બીજી બધી ચીજોમાંથી ઉઠી જાય ત્યારે તેણે એકલા ખુદા પાસેજ માફી માગવી જોઇએ. ખુદાના સેવકો (માણસો) સમક્ષ એકરાર કરવા વાજબી નથી; કારણ કે ખુદાઇ માફી મેળવવાનાં તેઓ સાધન અથવા કારણ નથી. ખુદાના સરજેલાં માણસો આગળ એક માણસે એકરાર કરવો તે પોતાની જાતને હલકી પાડયા સમાન છે. અને પોતાના બંદાઓ હલકા પડે એવી ખુદાની ખાહેશ હોતી નથી. ખુદા પોતેજ દયાળુ અને કૃપાળુ છે. પાપીએ ખુદા પાસેજ રહેમ ચાહવી જોઇએ. દયાના સાગર પાસેજ દયા મેળવવી જોઇએ.

### સત્યવાદ અને પ્રમાણિકતા.

તરાઝાતના નામામાં બહાઉલ્લા લખે છેઃ-

"દુનિયામાં શાંતિ મેળવવાનો દરવાજો અને દયાસાગર પ્રભુની હાજરીનું ચિન્હ તે માણસમાં રહેલી પ્રમાણિકતા છે. જેણે પ્રમાણિકતા મેળવી તેણે ધન અને શ્રીમંતાઇના ખજાના મેળવ્યા છે. માણસ જાતની સલામતી અને શાંતિ માટે પ્રમાણિકતા સૌથી ઉત્તમ સાધન છે. બધા વ્યાપારની સ્થિરતા તેના ઉપર અવલંબે છે અને તેનાં તેજથી માન, પ્રતિષ્ઠા અને મહિમા

ધરાવનાર આલમ પર રોશણી પડે છે....હે, બહાઇઓ! તમારાં (દેહ) મંદિર માટે પ્રમાણિકતા એ સૌથી સરસ આભુષણ છે અને માથા માટે ઝળકતો તાજ છે. માટે સર્વ શક્તિવાન પ્રભુની આજ્ઞાને વળગી રહો"

"વિશ્વાસ માટે એવો સિધ્ધાંત છે કે શબ્દ ઘટાડવા અને કાર્ય વધારવા. કરવા કરતાં જે બોલે વધારે તે અસ્તિત્વમાં હોવા કરતાં ન હોય તો સારો. તે જીવ્યા કરતાં મરેલો ભલો!"

અબ્દુલ બહા કહે છેઃ-

"સત્યવાદીત્વ એ માણસના સર્વ સદ્દગુણોનો પાયો છે. તે વગર બધી દુનિયામાં આત્માની પ્રગતિ અને સફળતા અશક્ય થઇ પડે છે. માણસમાં જ્યારે એ પવિત્ર સદ્દગુણનો વાસ થાય છે ત્યારેજ બીજા દૈવી સદ્દગુણો સાધ્ય થાય છે. તમારા મુખ પર સત્ય અને પ્રમાણિકતાનું તેજ પડવા દો કે જેથી સર્વ કોઈ ધંધામા અથવા મોજ મઝામાં તમારા બોલવાને વિશ્વાસ ધરાવે અને ખાત્રીવંત નીવડે. જાતને ભૂલી જાઓ અને સર્વ માટે કામ કરો."

### આત્મજ્ઞાન.

બહાઉલ્લા વારંવાર સુચવે છે કે તમારામાં સંપૂર્ણતાને પામવાની જે શક્તિઓ અણુખીલી રહી હોય તેઓને વિકસાવો. બાહ્ય કરતાં અભ્યંતરને તપાસો. બાહ્યાંગ તો આત્માનું કેવળ ધામ છે અને ખરા માણસ માટે તો ઘણીકવાર કેદખાનાં જેવું છે.

"ગુપ્ત રહસ્ય" માં તેમણે કહ્યું છે —

"હે માનવ ગાત્ર! સત્તાવાન હાથોએ તને સર્જાવ્યો છે.

મારૂં નુર તારામાં મૂકયું છે. માટે તે સિવાય બીજાં કશાં ઉપર આધાર નહિ રાખ, કારણ કે મારૂં કામ સંપૂર્ણ છે; મારી આજ્ઞાની અસર છે. તે માટે શક ન રાખો....હે આત્મબાળ! મેં તને શ્રીમંત સરજ્યો છે; છતાં તું પોતાને ગરીબ કેમ માને છે? મેં તને અમીર બનાવ્યો છે; તું પોતાને કંગાળ કેમ ધારે છે? જ્ઞાનના સારથી તને વ્યકત કરવામાં આવ્યો છે; છતાં મારા સિવાય તું બીજાને કેમ શોધે છે? તને પ્રેમની મટ્ટીમાંથી નીપજાવ્યો છે છતાં તું બીજાને શોધે છે? મારા તરફ નજર કર કે જેથી તું મને તારામાં સ્થિત થયેલો જુએ; સર્વ શકિતવાન અને સર્વોત્તમ "હે મારા બંદા! તું એક પાણીદાર અને તેજદાર તલવાર જેવો છે; જે કાળાં મ્યાનમાં ભરાવાથી સાધારણ માણસોથી તેનો ગુણ ગુપ્ત રહે છે. માટે સ્વાર્થ અને વાસનાના મ્યાનમાંથી બહાર પડ કે જેથી તારી ચમક આખી દુનિયાને દેખાય."

"હે મારા દોસ્ત! પવિત્ર સ્વર્ગનો તું તારલો છે. દુનિયાની બદીથી તેનું તેજ ઢંકાઈ જવા ના દે. બેદરકારીનો પડદો ચીરી નાંખ કે જેથી સર્વ પ્રાણી ઉપર તારાં જીવનનો તેજસ્વી પ્રભાવ પડે."

બહાઉલ્લા પોતાના અનુયાયીઓને એવું ઉમદા જીવન જીવવા કહે છે કે જેના કરતાં ઉચ્ચતર અગર વધારે સુંદર જીવનની માનવ જીવનના વ્યવહારોમાં આશા રાખી શકાય તેમ નથી. આત્મજ્ઞાન એટલે આપણે ખુદા તરફથી આવ્યા છીએ અને તેના તરફ પાછા ફરવાનું છે એવું જ્ઞાન. પ્રભુ તરફ પુનરાગમન એ બહાઈનું લક્ષ્ય છે. અને તેને પહોંચવાનો માર્ગ ખુદાના પસંદ કરેલા પયગામ્બરની આજ્ઞા માનવાનો અને ચાલુ જમાનામાં તો અત્યારના પયગામ્બર બહાઉલ્લાના ફરમાન મુજબ ચાલવામાં છે.

## પ્રકરણ ૬ ઠું.

### બંદગી.

"બંદગી એ સ્વર્ગારોહણ કરવાની સીડી છે"— મહમદ.

#### ખુદા સાથે વાતચીત.

અબ્દુલ બહા કહે છે કે બંદગી કરવી એટલે ખુદા સાથે વાતચીત કરવી. ખુદા માણસોને પોતાની ખાહેશ દર્શાવી શકે તે માટે તેણે તેઓ સમજી શકે તેવી ભાષામાં બોલવું જોઇએ અને તે કાર્ય તે પોતાના પાક પયગામ્બરોને મુખે કરાવે છે. પયગામ્બરો જીવતા હોય છે ત્યારે તો તેઓ માણસોને ખુદાનો સંદેશો રૂબરૂ સંભળાવે છે. અને તેમનાં મરણ પછી તેઓના લેખી સંભાષણો ઉપદેશો વિગેરે માણસોને કાને પડે છે. એ સિવાય આત્માની પણ ભાષા હોય છે જે લખી શકાતી નથી; અને જે વડે ખુદા જેઓ સત્યશોધક હોય છે તેઓ સાથે ગમે ત્યાં, ગમે તે ભાષામાં, ગમે તે પ્રજાજન સાથે વાત કરે છે. એ ભાષાદ્વારા ઇશ્વર જગતમાંથી અપગત થયેલાં શ્રધ્ધાળુ જીવો સાથે વાત કરે છે. પોતાને વધસ્તંભે જડવાની શિક્ષા થયા પછી પણ ખ્રીસ્ત પોતાના શિષ્યો સાથે વાત કરીને તેઓને પ્રેરણા આપતા હતા. ખરૂં જોતાં તો મુઆ પછી તેઓ વધુ સત્તા અજમાવતા હતા. બીજા પયગામ્બરોના બાબમાં પણ એમજ છે. અબ્દુલ બહા પોતાની માનસિક ભાષા વિષે ઘણું કહે છે. દાખલા તરીકે -

"આપણે સ્વર્ગની-આત્માની ભાષામાં બોલવું જોઇએ. કારણ કે તેવી ભાષા પણ છે. પશુઓની ભાષાથી આપણી ભાષા જેટલી નિરાળી છે તેટલી નિરાળી તે ભાષા આપણી ભાષાથી છે....ખુદા સાથે તે ભાષામાં વાત કરી શકાય. બંદગીમાં કોઇએ

ત્યારે બાહ્ય ચીજોથી આપણો સંબંધ છુટી જાય છે; આપણે ખુદા તરફ વળીએ છીએ અને હૃદયમાં જાણે તેનો અવાજ સાંભળીએ છીએ, વાત કરીએ છીએ, જવાબ મેળવીએ છીએ....જો આપણે બધા ખરેખર આત્માભિમુખ થઇએ તો ખુદાનો અવાજ સાંભળી શકીએ."

બહાઉલ્લા જાહેર કરે છે કે ઉંચાં આધ્યાત્મિક સત્યો એ આધ્યાત્મિક ભાષાદ્વારાજ સમજી શકાય. સ્થુલ ભાષા અને લીપી તે માટે પૂરતી થતી નથી. "સાત ખીણ" ("સેવન વેલીઝ") નામની ચોપડીમાં તેઓ આ પૃથ્વીથી તે સ્વર્ગ સુધીની સફરનું વર્ણન કરે છે; તેમાં જ્યારે સફરના વધારે આગળના તબક્કાના વર્ણન આવે છે ત્યારે તેઓ લખે છે કેઃ—

"જીભ તેનું વર્ણન કરી શકતી નથી. વાણી પાછી પડે છે. કલમ નિષ્ફળ નિવડે છે. શાહી ફક્ત કાળા ડાઘાજ પાડી શકે છે....જાણકારના દિલની વાત દિલજ સમજે છે. એમાં પયગામ્બરનું કંઇ ચાલે નહિ; એમાં અક્ષરનો ઉપયોગ રહેતો નથી."

**ભકિતપરાયણતા.**

ખુદા સાથે વાત કરવાની સ્થિતિએ પહોંચવા માટે અબ્દુલ બહા લખે છે કેઃ—

"તે સ્થિતિએ પહોંચવા માટે દુનિયાની બધી ચીજો અને બધાં માણસોનો સંગ છોડી આપણે એકલા ખુદાનુંજ ધ્યાન ધરવું જોઇએ. તેમાં થોડો વખત લાગશે ખરો પણ કોશિષ કર્યા કરવી જોઇએ. જડ ચીજો તરફ બેપર્વાઈ અને આધ્યાત્મિક ચીજો તરફ લઢણ લગાડવાથી તે સ્થિતિ આપણે પ્રાપ્ત કરી શકીએ. દુન્યવી ચીજોથી જેટલા દૂર જઇએ તેટલા ખુદાની નજીક જઇએ. પસંદગી આપણે કરવાની છે....આપણી આધ્યાત્મિક

દઈએ આપણી અંતર્દષ્ટિ એવી રીતે ખુલવી જોઇએ કે આપણે સર્વ ચીઝમાં ખુદાની હઝરત અનુભવી શકીએ; બધામાં તેનું નુર દેખાય....માણુસની સર્વોત્તમ દશા તે ધ્યાનમગ્ન અવસ્થા છે....

ફરી એવણુ કહે છે કે:—

બંદગી એટલે ખુદા સાથે સંબંધ...ભકતે પોતાના આત્માને નિરાળો પાડીને ઇચ્છાશકિતને સદંતર સ્વાધીન કરીને ધ્યાન એકત્ર કરીને અને આત્મિક ઉત્સાહથી બંદગી કરવી. લુખી બંદગી કે જે હૃદયની કોરને પણ ન સ્પરશીં શકે તે નકામી છે.... મધરાત્રે બંદગી કરવી કેટલી મધુર, આનંદદાયક અને સંતોષકારક લાગે છે! જ્યારે બધા ઉંઘે છે ત્યારે સંયમી જાગે છે; જ્યારે બધાના કાન બંધ હોય છે ત્યારે ભકતના કાનમાં ખુદાનું રહસ્યપૂર્ણ સંગીત ગુંજે છે. તેની આસપાસ તદ્દન શાંતિ હોય છે. જાદુઈ અને ભેદી શાંતિ અને એકલો ભકત ખુદા અને ખુદરત સાથે વાત કરતો હોય છે"—મીરઝા અહમદ સોરાબની ડાયરી; તા. ૩–૯–૧૯૧૪.

## ગુરૂની જરૂર.

અબ્દુલ બહાના કહેવા પ્રમાણે માણુસ અને તેના સરજનહાર વચ્ચે ગુરૂની જરૂર છે; જે પોતે ખુદાઇ નુર મેળવીને તેનાં કિરણો માનવ જગત ઉપર ફેંકે છે; જેમ પાર્થિવ વાતાવરણમાં સૂર્યનાં કિરણો ફેલાઇને ઉષ્મા પ્રસારે તેમ."—ખુદાઈ ફીલસુફી પાનું ૮.

"જો આપણે ખુદાની બંદગી કરવા ચાહીએ તો ધ્યાન સ્થિર કરવા માટે કંઈ વિષય જોઇએ. જો આપણે ખુદા તરફ વળીએ તો આપણે અમુક મધ્યસ્થ સંસ્થિતિ ઉપર દિલ લગાડવું જોઇએ. ખુદાના અવતારદ્વારા સિવાય બંદગી કરવી

હોય તો તેના મનમાં પ્રથમ ખુદાનો ખ્યાલ બંધાવો જોઇએ અને તે ખ્યાલ તેનું મન જેવો બાંધે તેવો બંધાય પણ અંતવાનની કલ્પનામાં અનંત આવી શકે નહિ એટલે એ રીતે ખુદાનો ખ્યાલ આવે નહિ. માણસ પોતાના મગજમાં જેનો ખ્યાલ ઉભો કરે તેને તો તે સમજી શકે. પણ તે જે સમજી શકે તે ખુદા નથી. ખુદાના સ્વરૂપનો માણસ જે ખ્યાલ ઘડે છે તે કલ્પિત છે કલ્પના મૂર્તિ અને ખરા ખુદા વચ્ચે કંઇ પણ સામ્ય નથી.... માટે પ્રભુને જાણવા માટે તો ખ્રીસ્ત અથવા બહાઉલ્લા જેવા પ્રતીક-આયના જોઇએ. તેઓમાં ખુદાઇ નુર પ્રતિબિંબિત થયેલું દેખાશે....જડ સૂર્યને જેમ આપણે તેના પ્રકાશ, ગરમી અને ઝળકાટથી જોઇ શકીએ છીએ તેમ આત્મા સૂર્યને પણ આપણે જાણી શકીએ છીએ. તે વ્યક્ત શરીરમાંથી પ્રકાશે છે. સંપૂર્ણ ગુણ રૂપ અને પ્રકાશમાં"-( ઇ. સ. ૧૯૦૯ માં અક્કા મધે મી. પસી' વુડકોક સાથે થયેલી વાતચિત.)

ફરી તેવણ કહે છે કેઃ—

"કોઇ પવિત્રાત્માની દરમ્યાનગીરી વગર ખુદા પાસે સીધા પહોંચાતું નથી. એ દેખીતાં સત્યની ઉપેક્ષા ના કરો. એક બાળકને પણ શિક્ષક વગર શીખવી શકાતું નથી; ત્યારે જ્ઞાન તો ખુદાની એક અમૂલ્ય ભેટ છે. વરસાદ વગર ઘાસપાન ઉગે નહિ એટલે કે જમીન અને ખુદા વચ્ચે વરસાદની માર્ફતદારી છે. ....પ્રકાશનું કંઇ મધ્યબિંદુ તો હોય છેજ, તે બિંદુ જાણ્યા સિવાય પ્રકાશ મળી શકે નહિ....ખ્રીસ્તનો જમાનોજ યાદ કરોને. કેટલાકો ધારતા હતા કે પયગામ્બરના મુખથી સાંભળ્યા વગર પણ સત્ય લાધી શકે; અને તેઓની એ કલ્પનાએજ તેઓને છેતર્યાં." ( અબ્દુલ બહાના નામાઓ )

તેનાં વ્યકિત સ્વરૂપની દરમ્યાનગીરી વગર ખુદાને પૂજવા માગનારની હાલત એક કેદી જેવી છે કે જે પોતાની કલ્પનામાં જાણે સ્વચ્છંદ વિહાર કરતો હોય તેવો આનંદ પામવા પ્રયત્ન કરે છે.

બંદગી અનિવાર્ય અને ફરજીયાત છે.

બંદગીના ઉપયોગ માટે બહાઇઓને પૂરતો બોધ કરવામાં આવ્યો છે. "કિતાબ-ઉલ-અકદસ" માં બહાઉલ્લા લખે છેઃ-

"દરરોજ સવાર સાંજ ખુદાના નામનો જપ કરવો. જે એમ નથી કરતો તેણે ખુદા સાથેના કોલકરાર તોડયા છે. એક દિવસ પણ તેમ નહિ કરનાર, ખુદાથી વિમુખ થયેલાઓની ટોળીમાં ભળે છે; ઓ મારા લોકો! ખુદાથી ડરો. શાસ્ત્રવાંચન અને રાત દિવસ શ્રમ કર્યા બદલ અભિમાન ન કરો. આખી પ્રભુ વાણી ધ્યાન વગર વાંચી જવા કરતાં એક સુરેહ ધ્યાનથી વાંચવી બેહત્તર છે. થાકો નહિ અને કંટાળો નહિ એવી રીતે વાંચો. આત્માનું આનંદોલ્લસિત ઉડ્ડયન થાય એવી સ્વસ્થતા મળે એ રીતે વાંચો. જો તમે સમજુ વર્ગમાંના હશો તો આ રીતે તમે ખુદાની નજીક પહોંચો છો."

અબ્દુલ બહા એક પત્રનો જવાબ આપે છે કેઃ-

"હે, આત્મબંધુ! જાણ કે બંદગી અનિવાર્ય અને ફરજીયાત છે. માણસ ભેજાંગેપ થઇ ગયો હોય યા ચીટી ન શકે તેવી આફતમાં પડયો હોય તે સિવાય બંદગી નહિ કરવા માટે તેને કંઇ પણ બહાનું નથી." એક સજ્જને લખીને પૂછાવ્યું હતું કે "બંદગી કરવી શા માટે? તેમાં શું ડહાપણ છે? ખુદાએ બધું બરાબર ગોઠવ્યું છે અને તેજ તેનો વહીવટ કરી

રહ્યો છે. માટે પોતાની જરૂરીઆતો જણાવી તેની મદદ માગવાનું કારણ શું છે?"

અબ્દુલ બહાએ જવાબ આપ્યો હતો કે:-"નિર્બળ સબળ પાસે માગે તેમાં અયોગ્ય કંઇ નથી. તે પ્રમાણે ભેટ ઇચ્છનારે સર્વથી મહાન દાતા પાસે માગવામાં ખોટું કંઈ નથી. ખુદા પાસે માગવાથી માણસના હૃદયનો ભાર હલકો થાય છે; તેની દ્રષ્ટિમાં દુરંદેશી આવે છે; આત્મામાં નવચેતન આવે છે. અને પોતાની હસ્તિની સાર્થકતા અનુભવાય છે. જ્યારે તમે એમ જાપ જપો કે તારૂં નામ પાપનિવારક છે ત્યારે તમારો આત્મા પ્રફુલ્લિત થાય છે અને ખુદાના સામ્રાજ્ય તરફ તમારૂં મન આકર્ષાય છે. તેથી તમારી શકિત વિકસે છે. જેમ વાસણ મોટું તેમ તેમાં વધારે પાણી સમાય; જેમ તરસ વધે તેમ પાણી વધારે સ્વાદુ લાગે. બંદગી કરવાનું ડહાપણ અને ભેદ એ છે."

### બંદગી એ પ્રેમની ભાષા:

ઈશ્વર બધાની ખાહેશો જાણે તો છેજ; તો પછી બંદગી કરવાનું કામ શું? એવા સવાલનો જવાબ આપતાં તેઓ કહે છે કે:—

"જો એક દોસ્ત બીજા દોસ્તને ચાહતો હશે તો તે તેમ કહી બતાવશે. જો કે તે જાણે તો છેજ કે તેના પ્યારથી તેનો દોસ્ત અજાણ નથી છતાં તેને કહેવાનું મન થશેજ....ખુદા બધાંનાં અંતરની ખાહેશ જાણે છે, છતાંય બંદગી કરવાનો ઉમળકો કુદરતી છે; પ્યારના કારણથીજ તેવી ઉર્મિ આવે છે.... બંદગી શબ્દમાં નહિ, પણ વિચાર અને વલણમાં હોવી જોઇએ. જો પ્યાર અને સત્કામના કોઇમાં ન હોય તો તે બળાત્કારે આવતાં નથી. સ્નેહ વગરનાં શબ્દો અર્થહીન છે. કોઇ માણસ

તમારી સાથે જરાપણ સ્નેહ કે ખુશી વગર ફરજ પૂરતીજ વાત કરે ત્યારે તેની સાથે વાત કરવી તમને ગમે છે ?" (ફ્રિટ' નાઇટલી રીવ્યુમાં મીસ ઇ. એસ. સ્ટીવન્સે ૧૯૧૧ ના જુનમાં લખેલો લેખ.)

બીજા એક પ્રસંગે તેઓ બોલ્યા હતા —

"ઉંચામાં ઉંચા પ્રકારની બંદગીમાં માણસ ખુદાની મહોબ્બતજ માગે છે. તેને તેની અથવા દોઝખની બીક લાગે છે તેથી નહિ, સ્વર્ગ અથવા તેની પાસેથી કંઇ ભેટ ઇચ્છે છે તેથી નહિ જ્યારે દુનિયામાં એક માણસને બીજા સાથે મહોબ્બત થાય ત્યારે તે પોતાનાં પ્રિય પાત્રનું નામ દીધા વગર રહી શકતો નથી. તે પ્રમાણે ખુદાનો ચાહનાર ખુદાનું નામ દીધા વગર શી રીતે રહી શકે ? આધ્યાત્મિક માણસને ખુદાના નામ સ્મરણ સિવાય બીજા કશાંમાં આનંદ લાગતો નથી." (મીસ આલમા રોબર્ટસન અને બીજા જાત્રાળુઓની ઇ. સ. ૧૯૦૦ ની નવેમ્બર ડીસેમ્બરની નોંધમાંથી)

## સાર્વજનિક બંદગી.

બધાએ એકત્ર થઇને બંદગી કરવાની અગત્યતા ઉપર અબ્દુલ બહા નીચે પ્રમાણે બોલ્યા હતા —

"કોઇ માણસ એમ કહે કે જ્યારે જ્યારે મારૂં દિલ ખુદા તરફ ખેચાય ત્યારે હું તેની બંદગી કરી શકું; ભલે પછી હું શહેરમાં હોઉં, જંગલમાં હોઉં કે ગમે ત્યાં હોઉં. કોઇ ખાસ દિવસે, ખાસ કલાકે લોકો એકઠા થાય ત્યારે તેઓ સાથે બંદગી કરવામાં મારે શા માટે જોડાવું? ધારો કે તે વખતે પ્રાર્થના કરવાની મનોદશામાં હું નહિં હોઉં તો?.. એવો વિચાર કરવામાં કલ્પના ખોટીજ છે, કારણ કે જ્યાં ઘણા લોકો એકઠા

થાય ત્યાં તેનું બળ પણ વધારે હોય છે. છુટા છુટા લડતા સોલ્જરોનું બળ આખાં લશ્કર જેટલું હોતું નથી. જો આધ્યાત્મિક લડાઇમાં બધા સોલ્જરો એકઠા થાય તો તેઓની એકત્ર આધ્યાત્મિક લાગણી એક બીજાને મદદ કરે અને તેઓની બંદગી સ્વીકારાય. (મીસ ઇથેલ જે. રોઝેનબર્ગની યાદીમાંથી)

## આફતોમાંથી છુટકારો.

પયગામ્બરોના કહેવા પ્રમાણે રોગ અને સર્વ જાતની ઉપાધિઓ ખુદાઇ ફરમાનના ભંગને લીધે આવે છે. રેલ, વાવંટોળીઓ, ધરતીકંપ વિગેરે આફતો માટે પણ અબ્દુલ બહા એજ આડકતરૂં કારણ દર્શાવે છે. તે બાબે તેઓ કહે છેઃ-

"વિશ્વના જુદા જુદા ભાગો વચ્ચે સંબંધ હોવાને લીધે એવા બનાવો બને છે. દરેક નાના ભાગનો દરેક મોટા ભાગ સાથે સંબંધ હોય છે. એક ભાગને થતી અસર બધા ભાગોને લાગે છે. એ કારણથી માણસનાં કાર્યો સાથે પણ (બાહ્ય) સંબંધ હોય છે. દાખલા તરીકે ધારો કે બે પ્રજાઓ વચ્ચે તકરાર પડી; પહેલાં તો ફકત મતભેદ હોય છે. સ્થુલ ચીઝોનું કંઇ નહિ; આપણે સ્પર્શ અથવા જોઇ શકીએ તેવું કંઇ નહિ છતાં તેવા મતભેદની અસર સ્થુલ થાય છે. તેનાથી લડાઇ થાય છે અને હજારો માણસો કપાઇ મરે છે. માણસ જ્યારે ખુદા સાથેના કરારનો ભંગ કરે છે ત્યારે તેની સ્થુલ અસર થાય છે અને આફતો આવે છે."

ભૂલનું જે પરિણામ આવે છે તે વૈરસાધક હોતું નથી, પણ તે બોધ અને ઉપાય રૂપ હોય છે. માણસ ખરો રસ્તો ચુકી ગયો હોય તેને ખુદા બુમ પાડીને એ બતાવે છે. જો પરિણામ ભયંકર હોય તો એમ સમજવું કે જે ખોટું કામ કરેલું તેનું પરિણામ

તેના કરતાંય વધુ ભયંકર આવવું જોઈતું હતું; કારણ કે "પાપનું પરિણામ મોત છે."

જેમ અનાજ્ઞાંકિતપણાંનું પરિણામ આફત છે તેમ આફતમાંથી ઉગરવાનું કારણ પણ આજ્ઞાંકિતપણું છે. તેમાં શક કે સંદેહ જેવું કંઇ છેજ નહિ. પ્રભુથી વિમુખ થવાથી આફત આવે છે અને અભિમુખ થવાથી જરૂર સુખ પ્રાપ્ત થાય છે.

આખી માનવ જાત એક જાતનું પ્રાણી હોવાથી એક વ્યક્તિના કલ્યાણનો આધાર તેના એકલા ઉપર નહિ પણ તેના પડોશીઓ ઉપર પણ છે. એકના ખોટાં કામથી ઓછું વત્તું બધાંને સહન કરવું પડે છે. એકના ખરા કામથી બધાને ફાયદા થાય છે. દરેકને પોતાના પડોશીની જવાબદારી ઓછી વત્તી સ્વીકારવી પડે છે અને સર્વોત્તમ પુરૂષને સર્વનો બોજો ઉપાડવો પડે છે. સંતોને વધારે સહન કરવું પડયું છે અને પયગામ્બરોને તેઓથી પણ વધારે. "ઇકાન" ના કિતાબમાં બહાઉલ્લા લખે છેઃ—

"દરેક પયગામ્બર અને તેના અનુયાયીઓને કેટલાં સંકટ સહેવાં પડયાં છે; જેવાં કે રોગ, ગરીબાઇ અને તિરસ્કાર; તેઓના અનુયાયીઓનાં ડોકાં શહેરોમાં ભેટ તરીકે મોકલવામાં આવ્યા હતાં; તે બધું સાંભળ્યું છે."

સંતો અને પયગામ્બરો સજાને લાયક હતા અને બીજા માણસો નહોતા એમ એનો અર્થ સમજવાનો નથી. ખરૂં જોતાં તો તેઓ બીજાઓનાં પાપને ખાતરજ ઘણીવાર દુઃખ વેઠે છે. તેઓની કાળજી જગતના કલ્યાણ માટે હોય છે; પોતાનાં નહિ. માનવ જાતના ખરા પ્રેમીની જીંદગી તે પોતે ગરીબાઇ, રોગ યા

આફતથી બચી જાય તે માટે નહિ પણ ઇન્સાન જાત અજ્ઞાનથી, ભૂલથી અને તેનાં પરિણામોથી બચે તે સારૂ હોય છે. તેઓ જો ધન અને આરોગ્ય માગતા હોય તો તે આખી દુનિયાનું ભલું કરવા માટેજ. અને તે જો તેઓને ન મળે તો પણ પોતાની સ્થિતિને તેઓ ખુશીથી અનુકુળ થાય છે. ખુદાના રાહમાં જે પણ થાય તે સારાંને સારૂજ એવી તેઓને ખાત્રી હોય છે.

અબ્દુલ બહા કહે છેઃ—

"દુઃખ અને દર્દ કંઇ ઉદ્ધઠ આવતાં નથી. આપણને સુધારવા માટે તે પરમ કૃપાળુ તે મોકલે છે, કારણ કે સુખે સોની સાંભરે અને દુઃખે સાંભરે રામ. જેમ એક માણસની ખુબ કસોટી થાય તેમ તેમ તેના સદ્‌ગુણો વધારે દીપી નીકળે."— પારીસમાં થયેલી વાતો પાનું ૪૫.

દોષિતોને બદલે નિર્દોષોએ સહન કરવું એ ઘટના પ્રથમ નજરે અન્યાયી દેખાશે પણ અબ્દુલ બહા આપણને ખાત્રી આપે છે કે અન્યાય ફકત બહારથી દેખાય છે તેજ. આખરે તો સંપૂર્ણ ન્યાયજ જણાશે. તેઓ લખે છેઃ—

"જુલમગારોના ભોગ થઇ પડતાં બાળકો અને દુબળોના આત્માને સ્વર્ગમાં બદલો મળે છે. આ દુનિયાનાં સુખ કરતાં પ્રભુની દયા ખચિત વધારે સુખાવહ છે. મૃત્યુલોકની ઉન્નતિ અને ખીલાવટ કરતાં સ્વર્ગમાં ખુદાની રહેમ મળે તે બેહેતર છે."

### બંદગી અને કુદરતના કાનુન.

બંદગીની અસરકારકતાની વિરૂદ્ધમાં કેટલાકોની એવી દલીલ હોય છે કે જો બંદગીનો ઘટતો જવાબ વાળવામાં આવે

તો કુદરતના સ્થાપિત કાયદામાં દખલ થાય. આ મુશ્કેલ દલીલના ખુલાસા માટે આપણે એક દ્રષ્ટાંત લઇશું. લોઢાના વ્હેર ઉપર લોહચુંબક ધરવામાં આવે તો વહેર તેને ઉડીને વળગશે. તેથી ગુરૂત્વાકર્ષણના કાયદાનો ભંગ થયો? લોઢાના વહેર ઉપર ગુરૂત્વાકર્ષણ પણ ચાલુ રહે છેજ. બન્યુ એમ કે એક બળ કરતાં બીજું મોટું બળ રજુ થયું હતું. તેજ પ્રમાણે બહાઇ માન્યતા એવી છે કે બંદગી એટલું બધું બળ રજુ કરે છે કે જેનો અત્યારસુધી પૂરતો ખ્યાલ આવ્યો નથી. પણ તે ઉપરથી એમ સમજવાનું નથી કે કુદરતનાં બળ કરતાં તેનું બળ વધારે આપખુદ છે. ફરક એ છે કે એ બેઉ પ્રકારના બળોની અજમાયશ અને તપાસ થઇ નથી. આપણી અજ્ઞાનતાને લીધે તે બળોનાં પરિણામ આપણને અગણ્ય અને ભેદી લાગે છે.

બીજી મુશ્કેલી એ છે કે ઘણાકો એમ ધારે છે કે બંદગીનું તે વળી શું બળ? એના ખુલાસા માટે પણ આપણે દ્રષ્ટાંત લઇશું. પાણીના એક મોટા ભંડારને બાંધી દઇને એક દરવાજા આગળ રાખેલું થોડું બળ—સ્લૂસગેઇટ – આખાં ભંડારના પાણીને કાબુમાં રાખે છે; એક સુકાન મોટા મહાસાગરમાં ફરતી સ્ટીમરને કાબુમાં રાખે છે; તે પ્રમાણે બહાઇઓ માને છે કે બંદગીથી ખુદાની અનંત શક્તિમાંથી જવાબો મેળવી શકાય છે. બંદગી કરનારે જરાકજ જોર કરવાનું છે કે જેથી ખુદાઇ મહેરબાનીનો આખો ધોધ છુટો વહેવા માંડે. ખુદાની મહેરબાની મેળવવા જેઓ શીખ્યા છે તેને તેટલું બળ બહુ કામનું થઇ પડે છે.

બહાઈ બંદગી.

જુદા જુદા પ્રસંગ અને સબબ માટે તરેહવાર રીતે બંદગી કરવાનું બહાઉલ્લા અને અબ્દુલ બહાએ શીખવ્યું છે. તેમાં

વિચારની મહત્તા અને આત્માનાં ઉંડાણ દરેક અભ્યાસી પર છાપ પાડે તેવાં હોય છે. પણ જો દરરોજની બંદગીમાં તેનો નિયમિત ઉપયોગ કરવામાં આવે તો તેની અસર બરાબર સમજાશે અને તેનું બળ પણ દેખાઇ આવશે. કમનસીબે જગ્યાના સંકોચને લીધે બંદગીના અમે અત્રે ફક્ત થોડાજ નમુના રજુ કરી શકીએ છીએ. વધુ નમુનાઓ માટે વાંચકે બીજાં પુસ્તકો જોઇ લેવાં.

"ઓ મારા ખુદા? તારૂં સૌંદર્ય મારો ખોરાક અને તારી હસ્તિ મારૂં પાણી બનો. મારી શ્રદ્ધા તે તારી ખાહેશ બનો અને મારાં કાર્યો તારી આજ્ઞાનુસાર થાઓ. મારી સેવા તને સ્વીકાર્ય નીવડો. અને મારાં કામ તારી પ્રશંસાને પાત્ર થાઓ. મને તારા તરફથીજ મદદ મળો અને મારૂં ઘર તે તારૂં પાક મંદીર થાઓ. તુંજ અમૂલ્ય, સત્ત અને પ્રેમાળ છે"—બહાઉલ્લા.

"હે પાક પરવરદેગાર! હે ખુદા! તેં તને જાણવા અને પૂજવા મને સરજાવ્યો છે તેનો હું સાક્ષી છું. મારી કંગાલીયત અને તારૂં સર્વ શકિતમાનપણું, મારી ગરીબી અને તારી દૌલતનું મને ક્ષણે ક્ષણે ભાન રહે છે. તારા સિવાય બીજો કોઇ ખુદા, રક્ષણહાર અને આત્મનિર્ભર તત્ત્વ નથી"—બહાઉલ્લા.

"ઓ મારા ખુદા! ઓ મારા ખુદા! તારાં બંદાઓનાં દિલ એક કર અને તારો મહાન હેતુ તેઓને દર્શાવ. તેઓ તારી આજ્ઞા પાળો અને તારા કાયદામાંજ રહો. ઓ ખુદા! તેઓની કોશિષમાં તેઓને મદદ કર અને તારી સેવા કરવાનું તેઓને બળ આપ. ઓ ખુદા! તેઓને એકલા છોડ નહિ પણ તારાં જ્ઞાનની રોશણીથી તેઓને દોરવ. તારી રહેમથી તેઓનાં દિલ રાજી કર. ખરેખર તુંજ તેઓનો મદદગાર અને પરમેશ્વર છે."—બહાઉલ્લા.

"હે દયાળુ પ્રભુ! તેં સર્વ માણસોને એકજ તત્ત્વમાંથી સરજાવેલાં છે. તારી એવીજ ઇચ્છા છે કે બધાંએ એક કુટુંબવત્ રહેવું. તારી પાક હાજરીમાં તેઓ સઘળા તારા બંદા છે. તારા તંબુમાં બધાં માનવ પ્રાણીઓએ આશરો લીધો છે. તારી ખાણાંની મેજ આગળ સર્વ બેઠાં છે. તારી રોશણીથી તેઓને પ્રકાશ મળે છે.

"ઓ ખુદા! તારી દયા સર્વ ઉપર છે. તે બધાંને માટે જોઇતું તૈયાર કર્યું છે. તુંજ બધાને આશરો આપે છે; જીવન બક્ષે છે; બુધ્ધિ અને શકિત બક્ષી છે અને તારી રહેમના દરિયાવમાં સઘળા ડુબી રહ્યાં છે.

"ઓ કૃપાળુ ભગવાન! અમને બધાંને એક કર. બધા ધર્મો એક થાઓ. બધી પ્રજાઓ એક થાઓ. સર્વ એક બીજાંને કુટુંબીજન જેવાં જુવો અને પૃથ્વીને સર્વનું ઘર માનો. સર્વે સંપી જંપીને જીવતા રહો.

"ઓ ખુદા; માણુસ જાતની એકતાનો વાવટો ફરકાવ."

"ઓ ખુદા, મહાન શાંતિ ફેલાવ."

"ઓ પ્રભુ, દરેકના દિલને પરસ્પર જોડી દે."

"ઓ કૃપાળુ પિતા ખુદ તારા પ્રેમની સૌરભથી અમારાં હૃદય ભરી દે. તારી રાહબર રોશણીનાં તેજ અમારી આંખોમાં આંજ. તારા શબ્દના સંગીતથી અમારાં શ્રવણને તૃપ્ત કર. તારી વિશ્વંભરતાના કિલ્લામાં અમને આશરો આપ."

"તુંજ સર્વશકિતવાન છે; તુંજ ક્ષમાનો સાગર છે. સઘળાં માણસોની ખામીને દરગુજર કરનાર તુંજ એકલો છે."

—અબ્દુલ બહા.

"હે સર્વશકિતવાન? હું તો પાપી છું અને તું માફ કરનાર છે. મારી ખામીઓનો પાર નથી. છતાં તું દયાળુ છે. હું ભુલમાં ગોથા ખાઉં છું પણ તું રહમની રોશણી છે!

"માટે ઓ પાક પરવરદેગાર, મારાં પાપ માફ કર, તારો કૃપાપ્રસાદ આપ, મારા દોષની દરકાર નહિ કર, મને આશરો આપ, તારી ધીરજના ઝરામાં મને ડુબાડી દે અને મારા સર્વ રોગદોગનું નિવારણ કર."

"મને શુધ્ધ અને પવિત્ર કર, તારી પવિત્રતામાંથી મને હિસ્સો આપજે. જેથી દુઃખ દર્દ રહે નહિ; સુખ અને આનંદ ઉતરે, નિરાશા, આશા અને શ્રધ્ધામાં ફેરવાઈ જાય અને ભયને બદલે નિર્ભયતા આવે.

"ખરેખર, માફ કરનાર તુંજ છે અને દયાળુ તુંજ છે; તુંજ ઉદાર છે અને તુંજ પ્રેમાળ છે!"—અબ્દુલ બહા.

"હે કૃપાસાગર ભગવાન! મને એવું હૃદય આપ કે જે તારા સ્નેહના પ્રકાશથી પ્રતિબિંબિત થતા આપના રૂપ બને. મારામાં એવા વિચારો પ્રેર કે જે આ દુનિયાને આધ્યાત્મિક શક્તિથી ગુલાબના બગીચા જેવી કરે.

"તુંજ દયાળુ છે, તુંજ કૃપાળુ છે, તુંજ વિશ્વંભર છે!"—અબ્દુલ બહા.

ઉપર બતાવ્યા તેવા અગત્યના નમુનામાંજ બહાઇ બંદગી સમાઇ જતી નથી. બહાઉલ્લા બોધે છે કે મનુષ્યનું સમગ્ર જીવન બંદગી સમાન થઈ પડવું જોઇએ. પ્રમાણિકપણે કરેલું કામ પણ ભકિત સમાન છે, દરેક વિચાર શબ્દ અને કાર્ય કે જેથી ખુદાની ખુદાઇને અનુલક્ષવામાં આવે અને કોઈનું પણ ભલું કરવા વિષે હોય તે ખરેખરી પ્રાર્થના તેના ખરા અર્થમાં છે.

# પ્રકરણ ૭ મું.

## આરોગ્ય અને ઔષધ.

"ઇશ્વરાભિમુખ થવાથી તન, મન અને આત્માના રોગ ટળે છે"—અબ્દુલ બહા.

### દેહ અને આત્મા.

બહાઇ શિક્ષણ પ્રમાણે શરીર એ આત્માના વિકાસ માટે કામચલાઉ સાધન છે અને તેટલું કામ પૂરૂં થાય કે પછી તેને પડતું મેલવામાં આવે છે. જેમ મરઘીના બચ્ચાંને મોટું થવા માટે ઇંડાના કોટલાંની જરૂર હોય છે અને પછી બચ્ચું તેને ફોડી નાંખી બહાર નીકળે છે તેમ અબ્દુલ બહા કહે છે કે આ શરીર અમર થઈ શકેજ નહિ તે એવાં રજકણો અને જંતુઓનું બનેલું છે કે વખત જતાં તેનો નાશ થાયજ.

શરીર આત્માનું ગુલામ રહેવું જોઇએ. શેઠ નહિ થઇ જવું જોઇએ. ગુલામ તરીકે તે ખુશ, આજ્ઞાંકિત અને મહેનતુ રહેવું જોઇએ, અને તેને નોકરની માફકજ રાખવું પણ જોઇએ, જો તેને સાચવીને નહિ રાખવામાં આવે તો રોગ અને દુઃખ આવશે કે જેથી શેઠ અને નોકર બેઉને સહન કરવું પડે.

### બધામાં જીવન તત્વ એકજ છે.

સર્વ જાતનાં જીવનો અને સ્વરૂપોમાં મુળ તત્વ એકજ છે એ બહાઉલ્લાનો મુખ્ય ઉપદેશ છે. આપણી માનસિક, નૈતિક અને આધ્યાત્મિક સ્થિતિને શારીરીક આરોગ્ય સાથે અને એક વ્યક્તિની તન્દુરસ્તીને સામાજીક તન્દુરસ્તી સાથે, અરે ખુદ

ઝાડ અને જાનવરોની હાલત સાથે પણ એટલો બધો સંબંધ છે કે અરસપરસ બધાં ઉપર સામાન્ય રીતે આપણે ધારીએ છીએ તે કરતાં વધારે અસર થાય છે.

તેથી પયગામ્બરનો એવો કોઈ પણ હુકમ નથી કે જેમાં શારીરિક આરોગ્ય માટે જરૂરત જણાવવામાં નહિ આવી હોય. કેટલાંક શિક્ષણોને તો બીજાં કરતાં તન્દરોસ્તી સાથે વધારે સંબંધ હોય છે.

## સાદું જીવન.

અબ્દુલ બહા લખે છેઃ—

"ચાલુ જમાનાની જીંદગી કેટલી બારીક છે અને આપણે રોજ તેને કેટલી વધારે બારીક બનાવીએ છીએ! માણસની જરૂરીયાતોનો જાણે અંતજ નથી. તેઓ જેમ વધારે એકઠું કરે છે તેમ તેમ તેઓ વધારે મેળવવા લોલુપતા રાખે છે. એમાંથી મુક્તિનો માર્ગ એકજ છે. તે એજ કે દુન્યવી ચીઝો તરફ આંખ બંધ કરવી અને મનને બીજે માર્ગે વાળવું....સંતોષી માણસનું મન શાંત હોય છે અને તેનું હૃદય સ્વસ્થ હોય છે. તે આખી દુનિયાપર રાજ્ય કરતા રાજા જેવો હોય છે. ઓછું ખાવાનું મળે તોય તે સુખથી રહે છે, અને શાંતિથી ઉંઘે છે"— મીરઝા અહમદ સોરાબની ડાયરી, સપ્ટેમ્બર ઓકટોમ્બર ૧૯૧૩ અને ઓગસ્ટ ૧૯૧૪.

માંસાહાર માટે મનાઈ કરવામાં આવી નથી પણ જીવદયા અને શરીરસુખની દ્રષ્ટિએ સાદા વનસ્પતિઆહાર માટે ભલામણ કરવામાં આવે છે. અબ્દુલ બહા ચોક્સ સંજોગોમાં માંસની જરૂરીયાત જણાવવા છતાં એકંદરે એમ કહે છે કેઃ—

"ભવિષ્યની પ્રજાઓએ ફળ અનાજ ઉપર જીવવું જોઇશે. એવો વખત આવશે કે જ્યારે કોઇ માંસ ખાશે નહિ. તબીબી શાસ્ત્ર હજી તેની બચપણીમાં છે. છતાં એટલું તો બતાવી દેવામાં આવ્યું છે કે આપણો કુદરતી ખોરાક તો ભોંયમાંથી ઉગે તેજ છે"—જુલીઆ એમ. ગ્રન્ડીએ અક્કામાં દશ દિવસ રહિ સાંભળેલું તેની યાદીમાંથી.

## દારૂ અને કેફી વસાણાં.

માંદગીમાં ઔષધના સબબ સિવાય બહાઉલ્લા દારૂ અને કેફી વસાણુંની સદંતર મનાઇ કરે છે. અબ્દુલ બહા લખે છે કેઃ—

"અય ખુદાના દોસ્તો, અનુભવથી આપણે જાણીએ છીએ કે તંબાકુ, દારૂ, અફીણ વિગેરે છોડવાથી શરીર કેટલું સુધરે છે, તાકાત અને બુધ્ધિ કેટલી વધે છે અને વ્યવસાયાત્મિકપણું પણ કેટલું વધે છે!"

## સુખભોગ.

બહાઇ ઉપદેશ મિતાહારનો હિમાયતી છે; સન્યસ્તનો નહિ. જીવનમાં સારી અને સુંદર ચીઝોનો ઉપભોગ કરવા ઉત્તેજન અને સલાહ આપવામાં આવે છે. બહાઉલ્લા કહે છેઃ "તમારે માટે જે સરજાવવામાં આવ્યું છે તેનાથી દૂર નહિ રહો. તમારી ફરજ છે કે તમારા મોઢાં ઉપર હર્ષ ખુશાલીની છાપ હોય.

અબ્દુલ બહા કહે છેઃ—

"સર્વ કંઇ માણસ માટે બનાવવામાં આવ્યું છે. માણસ સૃષ્ટિમાં સર્વોત્તમ છે, તે માટે ખુદાનો તેણે આભાર માનવો જોઇએ. સર્વ દુન્યવી ચીઝો આપણે માટે છે.

ઉપકારવૃત્તિથી જીવનને આપણે દૈવી બક્ષીસ તરીકે પીછાણવું જોઇએ. જો જીંદગીથી આપણે કંટાળીએ તો આપણે કૃતઘ્ન કહેવાઇએ, કેમકે આપણું સ્થુલ અને આધ્યાત્મિક અસ્તિત્વ તે તે દયાસાગરના મોજુદ પુરાવા રૂપ છે. માટે આપણે સુખી રહેવું જોઇએ અને આપણો વખત સર્વ ચીજોની કિંમત સમજવામાં અને તેની સ્તુતિ કરવામાં ગુજારવો જોઇએ.

બહાઇ સંપ્રદાયે જુગાર અને લોટરી ખેલવાની મનાઇ કરી છે તે સર્વ પ્રકારની રમતગમતોને લાગુ પડે છે કે નહિ? એવા પ્રશ્નનો જવાબ આપતાં અબ્દુલ બહાએ જણાવ્યું હતું કેઃ—"નહિ, કેટલીક રમતગમતો નિર્દોષ છે અને વખત ગુજારવા ખાતરજ રમવામાં આવે તો તેથી કોઇને નુકસાન થતું નથી. પણ વખત ગુજારવાને માટે રમતો રમતાં રમતાં તેનો એવો ચડસ લાગી જવાની ધાસ્તી છે કે પછી વખતની બરબાદી પણ થવા લાગે, ઇશ્વરના કામમાં વખતની બરબાદી કરવા દેવાનું મંજુર નથી, પણ શારીરીક શકિતઓને સુધારે તેવી રમત ગમતો અને કસરત કરવી ઇચ્છવા જોગ છે."

### સ્વચ્છતા.

અકદસની કિતાબમાં બહાઉલ્લા કહે છેઃ—

"આખી માનવજાતે સ્વચ્છતાનું તત્વ સ્વીકારવું જોઇએ....ગમે તેવા સંજોગોમાં સ્વચ્છ રીતભાત રાખો.... તમારાં કપડાં ઉપર એક પણ ડાઘ દેખાવા નહિ દો.... ચોખ્ખાં પાણીમાં ડુબકી મારો; એકવાર જે પાણી વપરાઇ ગયું હોય તે ફરી વાપરવું નહિ....સ્વર્ગનાં બધાં વ્યકત સ્વરૂપો અમે આ દુનિયામાં ઉતરેલાં જોવા ચાહીએ છીએ; તમારામાંથી તે ઉત્પન્ન થવાં જોઇએ કે જેથી ભાગ્યશાળીઓ ખુશ થાય."

મીરઝા અબ્દુલ ફઝલ "ખહાઇ સાબેતીઓ" નામની પોતાની કિતાબનાં પાનાં ૮૯ માં જણાવે છે કે ઉપર જણાવ્યા તેવાં ફરમાનો બહુ અગત્યના છે. ખાસ કરીને પૌર્વાત્ય દેશોમાં—કે જ્યાં ઘરમાં નહાવા ધોવામાં અને પીવામાં પણ ગંદામાં ગંદાં પાણી વાપરવામાં આવે છે અને અત્યંત ગલીચી જોવામાં આવે છે જેથી અનેક રોગો અને ઉપદ્રવો ઉત્પન્ન થાય છે જે ચાહીએ તો અટકાવી શકાય. ધાર્મિક રૂઢીથી ચલાવી લેવામાં આવતી ઘણી બાબતો પૂર્વના દેશોમાં કે જ્યાં લોકોને ખુદાના પયગામ્બરમાં વધારે શ્રદ્ધા છે તેનાં ફરમાનોથી સુધારી શકાય; પશ્ચિમના દેશો કે જ્યાં સ્વચ્છતા ને ખુદાઇ પવિત્રતા તરીકે સ્વીકારવામાં આવેલી છે ત્યાં પણ અજબ સુધારા કરી શકાય.

## પયગામ્બરી ફરમાનો પાળવાની અસર.

સાદું જીવન, ગૃહસ્વચ્છતા, દારૂ વિગેરે કેફી પદાર્થોનો ત્યાગ, એને લગતાં આરોગ્યવર્ધક ફરમાનો ઉપર ઝાઝી નુકતેચીની કરવાની જરૂર રહેતી નથી. જો કે તેની અત્યંત આવશ્યકતા લોકોને જણાતી નથી. પણ એ ફરમાનો પાળવામાં આવે તો ચેપી રોગો તથા બીજા ઉપદ્રવો જરૂર બંધ પડે. સાધારણ ગૃહસ્વચ્છતામાં બેદરકારી રાખ્યાથી અને વધારે પડતો દારૂ પીવાથી યા અફીણ ખાવાથી ઉત્પન્ન થતી માંદગીઓ તરેહવાર હોય છે. જો આરોગ્યને લગતાં ફરમાનો પાળવામાં આવે તો તેથી વર્તણુક સુધરવાનો પણ મોટો સંભવ છે. દારૂ અને અફીણ શરીર ઉપર અસર કરે તે પહેલાં તો તે અંતઃકરણ ઉપરજ ખરાબ અસર કરે છે એટલે કેફી પદાર્થોથી દૂર રહેવાથી શારીરીક કરતાં આધ્યાત્મિક લાભ વિશેષ છે. સ્વચ્છતા પરત્વે અબ્દુલ બહા કહે છે—

"બાહ્ય સ્વચ્છતાની આધ્યાત્મિકતા ઉપર ભારે અસર છે...સ્વચ્છ અને ડાઘ રહિત શરીરની શુભ અસર માણુસનાં આત્મા ઉપર પણુ થાય છે." (અબ્દુલ બહાના નામાઓ ભાગ ૩ જો પાનું ૫૮૫)

રતિકેલીના સંબંધમાં પણુ જો પયગામ્બરોના ફરમાન પાળવામાં આવે તો તેથી પણુ રોગનું એક મોટું કારણુ દૂર થાય. પીડાકારક ગરમીના રોગ કે જે આજે દોષીત અને નિર્દોષ એવાં હજારો માણુસોની તન્દરોસ્તીનું નખ્ખોદ વાળી રહ્યા છે,-માબાપો અને તેમનાં બાળકોનું—તે પણુ તદ્દન ભુતકાળની ઘટના થઇ રહે.

ન્યાય, અરસપરસ મદદ, પડોશપ્રેમ, વિગેરેને લગતાં પયગામ્બરી ફરમાનો અમલમાં મેલવામાં આવે તો પછી એક બાજુએ ભૂખે મરતા શ્રમજીવીઓનાં ટોળેટોળાં અને બીજી બાજુએ અયશ આરામમાં કાળ વ્યતિક્રમ કરતા થોડાક લહેરી લાલાઓ જોવામાં આવેજ નહિ અને માણુસ જાતનો માનસીક, નૈતિક, અને શારીરીક અધઃપાત થતો ચાલુ રહે નહિ.

મુસા, બુધ્ધ, ખ્રીસ્ત, મહમદ અથવા બહાઉલ્લાએ શારીરીક સ્વચ્છતા માટે સૂચવેલા સાદા ઇલાજોથી રોગનો ફેલાવો એવો અટકે કે જેવો અટકાવ દુનિયાના તબીબો અને જાહેર તન્દરોસ્તી ખાતાંઓ નથી કરી શકયા. જો બધાજ તન્દરોસ્તીના નિયમો પાળતા હોય તો તન્દરોસ્તી પણુ બધેજ જોવામાં આવે. તેને બદલે રોગથી થતાં મોત, બચપણુમાં થતાં મોત, અને આજકાલ જોવામાં આવે છે તેમ યુવા કે પ્રૌઢ અવસ્થામાં નીપજતાં મરણો જોવામાં આવે છે. જો નિયમો પાળવામાં આવે તો પણુ માણુસો પાકટ વૃધ્ધાવસ્થા સુધી જીવે

અને પછી ઝાડ પરથી પાકીને વખતસર પડતાં ફળની પેઠે મરણ પામે.

## તબીબ પયગમ્બર

પણ આપણે એવી દુનિયામાં રહીએ છીએ કે જ્યાં અનંત કાળથી પયગમ્બરોનાં ફરમાન અપવાદ રૂપેજ પાળવામાં આવે છે; જ્યાં ખુદા પ્રત્યેના પ્રેમ કરતાં સ્વાર્થ વધારે વહાલો છે; જ્યાં માનવ જાતના લાભ કરતાં વ્યક્તિગત અને થોડાકોના મર્યાદિત લાભો વધારે જોવાય છે; જ્યાં માનવ જાતના સામાજીક અને આધ્યાત્મિક કલ્યાણ કરતાં દેહભોગ અને જડ વસ્તુઓની માલેકી ઉપર વધારે ધ્યાન અપાય છે. પરિણામે ભયંકર હરિફાઈ અને લડાઈ, ત્રાસ અને જુલમ, અતિ શ્રીમંતાઇ અને અતિ ગરીબી, આવી સ્થિતિ ઉત્પન્ન થઇ છે, જેથી માનસિક અને શારીરીક રોગો ઉત્પન્ન થાય છે. પરિણામે આખું માનવવૃક્ષ રોગિષ્ટ થઈ ગયું છે અને તેનાં પાંદડે પાંદડાંને સહન કરવું પડે છે. બીજાઓના પાપ માટે પવિત્રમાં પવિત્ર માણસોને પણ દુઃખ વેઠવાં પડે છે. માટે દવાની જરૂર છે – આખી માનવજાતને સર્વ પ્રજાઓને અને વ્યક્તિઓને – તેથી પોતાના જેવા અગ્રકાલીનોની માફક બહાઉલ્લા તબીયત જાળવવાનુંજ ફક્ત નહિ પણ બગડી હોય તો સાજા કેમ થવું તે પણ બતાવે છે. તેઓ માણસોના શારિરીક અને માનસીક રોગોની દવા કરનાર એક મહાન ધનવંતરી જેવા અવતર્યા હતા.

## ઔષધોપચાર.

માનસીક અને આધ્યાત્મિક રીતે રોગ સાજા કરી શકાય છે એવી માન્યતા આજે પશ્ચિમના દેશોમાં સજીવન થવા લાગી છે તે નોંધ લેવા જેવી બીના છે. રોગ વિષે જડવાદી ખ્યાલોથી

કેટલાક તો એવા કંટાળી ગયા હતા કે ઓગણીસમી સદીમાં ચાલતા રોગોપચાર સામે ધિક્કાર દર્શાવ્યો છે. છેલ્લે પાટલે બેસી તેઓ પોકારવા લાગ્યા કે સ્વચ્છતાની યા જડ દવાની કંઈજ કિંમત નથી. પણ બહાઉલ્લા જડ તેમજ આધ્યાત્મિક બેઉ પ્રકારના ઉપાયોની સાર્થકતા સ્વીકારે છે. તબીબી શાસ્ત્રને ખીલવવાની ઉત્તેજવાની અને સંપૂર્ણ કરવાની તેઓ હિમાયત કરે છે કે જેથી તેનો સારામાં સારો લાભ લેવાય. બહાઉલ્લાનાં ઘરનાં માણસો માંદા પડતાં ત્યારે ધંધાદારી તબીબને જરૂર બોલાવવામાં આવતા અને પોતાના અનુયાયીઓને પણ તબીબ બોલાવવાની ભલામણ કરતા. "અકદસ"માં તેમણે કહ્યું છે કે તમે માંદા પડો તો હુશિયાર વૈદ્યને બોલાવજો.

કળા અને વિજ્ઞાન તરફ બહાઇઓની એવી વૃત્તિ છે. માણુસ જાતને લાભકર્તા હોય તેવા કળાહુન્નર, ભલે તે જડ હોય, તો પણ તેને માન અને ઉત્તેજન આપવાં ઘટે. વિજ્ઞાનથી માણુસ જડ વસ્તુઓનો પ્રભુ બને છે, અજ્ઞાનથી તે ગુલામ રહે છે. બહાઉલ્લા લખે છે:—

"જરૂરી જણાય ત્યાં તબીબી સારવાર તરફ બેદરકારી બતાવો નહિ; તબીયત સારી થાય એટલે દવા છોડી દેજો. રોગ ઉપર દવા કરતાં ખોરાકનો ફેરફાર વધારે અજમાવજો. જો એકજ વનસ્પતિથી ફાયદો થાય તો પણ દવાના મિશ્રણ ના લેતા. તબીયત સારી હોય તો દવા નહિ લેવી. જરૂર જણાય તોજ લેવી."

અબ્દુલ બહા એક નામામાં લખે છે:—

"હે સત્ય શોધક! રોગ સારા કરવાના બે ઉપાય છે; જડ અને અલૌકિક. પહેલો ઉપાય દવા કરવાનો છે. બીજો ઉપાય

ખુદાની બંદગી કરવાનો છે. બેઉ ઉપાય અમલમાં મેલવા....દવા કંઈ ખરાબ નથી એટલે તેને પણ ખુદાની મહેરબાની જેવી ગણીને સ્વીકારવી; કારણ કે દવાનું શોધન તથા બનાવટ કરવાનું જ્ઞાન પણ ખુદા તરફથીજ મળેલું છે. તે જાતના ઉપચારથી પણ તેના બંદાઓને લાભ થાય છે." (અબ્દુલ બહાના નામાઓ ભાગ ૩ જો પાનું ૫૮૭)

તેઓ ઉપદેશે છે કે જો આપણી જીવવાની રીત અકુદરતી અને બેવકુફીભરી થઇ ગઇ નહિ હોય તો કુદરતી પ્રેરણા અને વૃત્તિ જેમ જંગલી પ્રાણીઓને તેમજ આપણને પણ ખોરાક, ફળ, ભાજીપાલો અને બીજી જાતની દવાઓના બાબમાં વિશ્વાસ પાત્ર સ્ફુરણા કરે. એ વિષય ઉપર થયેલી વાતચીત દરમ્યાન તેમણે જણાવ્યું હતું કે—

"ખોરાક, દવા અને ફળથી સાજા થવાય છે એ તો દેખીતુંજ છે પણ વૈદ્યકશાસ્ત્ર અપૂર્ણ હોવાથી એ વાત હજી પૂરેપૂરી સમજાઇ નથી. વૈદ્યકશાસ્ત્ર સંપૂર્ણતાએ પહોંચ્યા પછી ખોરાક, દવા, સુગંધીદાર તાજાં ફળો અને વનસ્પતિઓ તથા ટાઢાં ઉન્હાં પાણીથી સારવાર કરી શકાશે."

દવા જડ પદાર્થની બનેલી હોય તો પણ સાજાં કરનાર તત્વ તો દૈવીજ હોય છે, કેમકે ખનીજ યા વનસ્પતિનો સરજનહાર તો ખુદાજ છે બધું ખુદા ઉપર આધાર રાખે છે જડ દવા માર્ફતે પણ આપણે ખુદા તરફથી આડકતરી રીતે સ્વર્ગીય સારવાર મેળવીએ છીએ.

### દવા વગરના ઉપચાર.

દવા વગર પણ સાજા થવાના ઘણા ઉપાય છે એમ તેઓ કહે છે. રોગનો જેમ ચેપ હોય છે તેમ તન્દુરસ્તીનો પણ ચેપ

હોય છે; જો કે એ ચેપ ધીમો અને તેની અસર પણ ઓછી હોય છે.

દર્દીની પોતાની મનોદશા ઉપર સાજા થવાનો ઘણો આધાર છે અને મનોદશાનો નિર્ણય કરવામાં સૂચન વધારે અગત્યનો ભાગ ભજવે છે. ભય, ક્રોધ, કંટાળો વિગેરે રોગને વધારનાર છે અને આશા, પ્રેમ, આનંદ વિગેરે તન્દોરસ્તીને લાભકારક છે. બહાઉલ્લા કહે છેઃ—

"સૌથી જરૂરી ચીઝ બધા સંજોગોમાં સંતોષ છે. સંતોષ હોય તો રોગિષ્ટ અને બુરી કલ્પનાઓથી બચાય છે બલાપો કરવો નહિ. તેનાથી દુઃખ વધે છે. અદેખાઇથી શરીર ક્ષીણ થાય છે અને ક્રોધથી કાળજું બળે છે જેમ સિંહથી ડરીને ચાલો તેમ અદેખાઇ અને ક્રોધથી દૂર રહો."

અબ્દુલ બહા કહે છેઃ—

"આનંદથી આપણને પાંખ આવે છે. ખુશાલીના વખતમાં આપણી તાકાત વધારે સજીવ અને બુદ્ધિ વધારે તીવ્ર બને છે. ....પણ આપણે દિલગીરીમાં આવી પડીએ છીએ ત્યારે આપણું બળ હરાઇ જાય છે."

મનોબળથી સાજા કરવાની રીત વિષે અબ્દુલ બહા કહે છેઃ—

"જો એક મજબુત મનોબળવાળો માણસ રોગી ઉપર પોતાનું સમગ્ર ધ્યાન એકત્ર કરે અને રોગી પણ મજબુત શ્રદ્ધાથી માને કે તે માણસનાં મનોબળના ઉપચારથી તે જરૂર સાજો થશે, તો તે બેઉ વચ્ચે જેટલાં પ્રમાણુમાં મનોબળનું સામ્ય તેટલાં પ્રમાણુમાં રોગનિવારણુ થાય. મજબુત માણસ રોગને

સાજો કરવા દરેક પ્રકારની કોશિષ કરે છે અને રોગી માણસ તેના ઉપાયમાં શ્રધ્ધા રાખી તેના ઉપચારને મદદ કરે છે. મનના સંસ્કારથી જ્ઞાનતંતુઓ ઉત્તેજીત થાય છે અને રોગી માણસને સાજો કરવામાં તેજ ક્રિયા કારણરૂપ બને છે."

છતાં એ બધી રીતોની અસર મર્યાદિત છે અને ભારે રોગ ઉપર તે નિષ્ફળ પણ નીવડે.

### પવિત્ર આત્માની શક્તિ.

રોગ નિવારણ કરવા માટે સૌથી મજબુત શક્તિ પવિત્ર આત્માની છે. "એ શક્તિ અજમાવવા માટે પરિચય, હાજરી કે દ્રષ્ટિપાતની જરૂર નથી....રોગ નાનો હોય યા મોટો, શરીરોનો સમાગમ થાય યા ન થાય, રોગી અને વૈદ્ય વચ્ચે પરસ્પર સંબંધ થાય યા નહિ થાય, તો પણ પવિત્ર આત્માની શક્તિથી રોગનું નિવારણ થાય છેજ.

ઇ. સ. ૧૯૦૪ ના અકટોબરમાં મીસ ઇથેલ રોઝેનબર્ગ સાથેની વાતચીતમાં અબ્દુલ બહાએ કહેલું કેઃ—

"પવિત્ર આત્માની શક્તિથી રોગ સાજા કરવા માટે ધ્યાનને ખાસ એકાગ્ર કરવું પડતું નથી; તેમ સમાગમની જરૂર પણ પડતી નથી. પવિત્ર પુરૂષની બંદગી અને ખાહેશજ પૂરતી છે. રોગી પૂર્વના દેશમાં હોય અને વૈદ્ય પશ્ચિમના દેશમાં હોય, તેઓ વચ્ચે જરાય પિછાણ હોય નહિ તો પણ પવિત્ર પુરૂષ જેવો ખુદાની બંદગી કરે છે કે તરતજ રોગી સાજો થઇ જાય છે. આટલી શક્તિ પવિત્ર અવતારોમાં અને આધ્યાત્મિકતાને ઉચે તબકકે પહોંચેલાઓમાં હોય છે."

ખ્રીસ્તે અને તેમનાં પટ્ટશિષ્યોએ આવી રીતે રોગો સાજા કર્યા હતા અને સર્વ જમાનાના પવિત્ર પુરૂષો રોગનિવારણ

એજ પ્રકારે કરતા સાંભળવામાં આવ્યા છે. બહાઉલ્લા ' અને અબ્દુલ બહા બેઉમાં એવી શકિત હતી અને તેમના શ્રધ્ધાળુ અનુયાયીઓ પણ ધારે તો તેવી શકિત મેળવી શકે.

## રોગીની વૃત્તિ.

માનસિક બળથી રોગ સાજા કરવાના સંબંધમાં દર્દીની, વૈદની, દર્દીના દોસ્તોની તથા એકંદરે આખી કોમની મનોવૃત્તિ પણ ચોક્કસ પ્રકારની થવાની જરૂર છે. દર્દીએ પોતાનું દિલ ખુદામાંજ એકત્ર કરવું જોઈએ; તેની ઇચ્છા અને તેની શકિતમાં સંપૂર્ણ ભરૂસો રાખવો જોઇએ. ઇ. સ. ૧૯૧૨ ના આગસ્ટમાં અબ્દુલ બહાએ એક અમેરિકન બાઇને કહ્યું હતું કે: —

"આ બધાં દર્દો નાબુદ થશે અને તમે સંપૂર્ણ શારીરીક અને માનસિક સૌખ્ય ભોગવશો....તમારાં દિલમાં એવી શ્રદ્ધા ઉત્પન્ન થાઓ કે બહાઉલ્લાની રહેમ અને શકિતથી સર્વ ચીજો તમારે માટે આનંદમય થશે. ..પણ તમારે તમારૂં મન તે સર્વ મહિમાવંત તરફ વાળવું જોઇએ. મેરી મેગડેલીને પવિત્ર ઇસુ ખ્રિસ્તમાં જેટલું મન પરોવ્યું હતું તેટલું. - તો તમને શારીરીક અને અલૌકિક સ્વાસ્થ્ય જરૂર પ્રાપ્ત થશે. હું તમને ખુશ ખબર આપું છું કે તમારૂં દિલ સાફ હોવાથી તમે લાયક છો ! .. વિશ્વાસ રાખો, સુખી થાઓ, આશાવંત બનો અને આનંદો...."

જો કે ઉપલા પ્રસંગમાં અબ્દુલ બહાએ સંપૂર્ણ શારીરીક સ્વાસ્થ્યની ખાત્રી આપી છે પણ દરેક રોગી સાથે, જો કે કેટલીકવાર રોગીને પ્રબળ શ્રધ્ધા હોય છે તો પણ; તેમણે એ ઉપાય અજમાવ્યા નથી. અક્કામાં એક જાનાણુને તેમણે કહેલું કે:—

"બંદગી શારિરીક અને અલૌકિક બેઉ પ્રકારના રોગના નિવારણુ માટે લખવામાં આવી છે. દર્દીનું સાજાં થવામાં ભલું થતું હશે તો તે સાજો થશેજ; પણુ કેટલાક દર્દીઓને સાજાં કરવાથી બીજાં અનિષ્ઠો ઉપસ્થિત થાય છે, માટે સર્વજ્ઞ પ્રભુ કેટલીક બંદગીનો જવાબ વાળતો નથી....હે ખુદાના સેવક! પવિત્ર આત્માની શકિત શારિરીક અને અલૌકિક બેઉ પ્રકારના અનિષ્ઠોને દૂર કરનારી છે."

એક રોગીને તેઓ લખી જણાવે છેઃ—

"ખુદાની ખાહેશ એવી રીતે કામ કરે છે કે ઘણીક વાર માણુસ તેનાં કારણુ ઉકેલી શકતો નથી. કેટલીક વાર કારણુ દેખાય છે ખરાં, પણુ ખુદામાં વિશ્વાસ અને શ્રધ્ધા રાખ અને તેની ઇચ્છાને સદંતર આધીન થા. તે દયાળુ, કૃપાળુ અને માયાળુ છે; તારા ઉપર તે પોતાની રહેમ ઉતારશે."

તેઓ બોધ કરે છે કે અલૌકિક સૌષ્ઠવથી શારિરીક આરોગ્ય આવે છે પણુ તેનો આધાર એક વ્યાકતના અંકુશમાં નહિ હોય એવાં ઘણાં કારણુ ઉપર રહેલો છે. એટલે એક વ્યકિત ગમે તેટલું મનોબળ ધરાવે તોય શારિરીક આરોગ્ય મેળવવા ખાત્રી રાખી શકે નહિ. કેટલીક વાર પવિત્રમાં પવિત્ર સ્ત્રી પુરૂષો પણુ બીમારી ભોગવે છે.

છતાંય આધ્યાત્મિક દશાથી પરિણુમતું આરોગ્ય ધારવા કરતાં વધારે બળવાન હોય છે અને ઘણાક બનાવોમાં નાતંદોરસ્તીને દૂર કરે છે. અબ્દુલ બહાએ એક અંગ્રેજ બાનુને કહ્યું હતું કેઃ—

"તમે તમારી શારરીક દુર્બળતા માટે લખ્યું છે. બહાઉલ્લાની રહેમની હું બંદગી કરૂં છું કે તમારો આત્મા બળવાન થાઓ અને તેની માર્ફત તમારૂં શરીર સ્વાસ્થ્ય પણ પુનઃ પ્રાપ્ત થાઓ."

પારીસમાં થયેલી વાતચિત દરમ્યાન તેઓ બોલ્યા હતા કેઃ—

"ખુદાએ માણુસને એટલી બધી શકિતઓ આપેલી છે કે તે તેનામાં વિશ્વાસ રાખી સાજો પણુ થઇ શકે. મગર અફસોસ! માણુસ તે માટે આભાર માનતો નથી. તે બેપર્વાઇ અને અજ્ઞાનની નિદ્રામાં પડયો છે. ખુદાએ બતાવેલી રહેમ તેના ધ્યાનમાં નથી ઉતરતી. રોશણીથી તે વિમુખ થઇને અંધકારવાળા માર્ગે વિચરે છે."

## ( આધ્યાત્મિક ) વૈદ્ય.

ઓછાં યા વત્તાં પ્રમાણુમાં અલૌકિક ઉપચારથી સાજા કરવાની શકિત આખી માણુસજાતમાં છે. પણુ જેમ કેટલાંક માણુસોમાં ગણિત, યા સંગીતનું જ્ઞાન વિશેષ હોય છે તેમ કેટલાંક માણુસોમાં બીજાંને સાજા કરવાની શકિત પણુ વધારે હોય છે. એવા માણુસોએ તો વૈદ્યકનો ધંધો પોતાની જીંદગીનો ધંધો બનાવવો જોઇએ. કમનસીબે હમણુાંના સૈકાઓમાં દુનિયા એટલી બધી જડવાદી બનતી જાય છે કે અલૌકિક ઉપચાર તો અલોપજ થતા જાય છે. બીજી શકિતઓની પેઠે સાજા કરવાની શક્તિ પણુ જેમ બને તેમ વધારે ખીલવવી જોઇએ. ઘણુાકોમાં એવી મોટી શકિત હોય છે પણુ તે ગુપ્ત અને અણુવિકસી રહી છે. માનસિક અને અલૌકિક ઉપચારની સબળતા જેમ જેમ દેખાશે તેમ તેમ વૈદ્યકનો ધંધો ઉમદા થતો જશે અને તેની સાજા કરવાની અસરકારકતા ઘણી વધી જશે. વૈદમાં જેમ

જ્ઞાન અને શકિત વધશે તથા દર્દીમાં જેમ આશા અને શ્રધ્ધા વધશે તેમ તેમ અજબ પરિણામ આવશે.

બહાઉલ્લા તબીબો જોગ એક નામામાં લખે છેઃ—

"આપણો વિશ્વાસ ખુદામાં હોવો જોઇએ. સર્વજ્ઞ, મદદગાર અને સાજા કરનાર તે એક વગર બીજો કોઇ નથી....પૃથ્વી અથવા સ્વર્ગમાં એવું કંઇ નથી કે જેનું તેને જ્ઞાન ન હોય.... હે હકીમ, દર્દીને દવા કરતા પહેલાં તારા ખુદાનું નામ યાદ કર, કે જે કયામતના દિવસનો ધણી છે, અને પછી ખુદાએ તેની સૃષ્ટિ માટે જે નિર્માણ કર્યું હોય તેનો ઉપચાર તરીકે ઉપયોગ કર. મારા જાનના સોગંદથી કહું છું કે જે હકીમે મારી મહોબ્બતનો પ્યાલો ચાખ્યો છે તેની મુલાકાતજ રોગને હઠાવશે; તેના પ્રાણમાં દયા અને આશાજ હશે. તન્દરોસ્તી માટે તેને વળગી રહો; ખુદાએ તેનેજ મુકરર કરેલો છે બધા હુન્નરોમાં હકીમી સર્વોત્તમ છે, કારણ કે મર્દીને પણ જીવન બક્ષનાર ખુદાનું તે મોટું સાધન છે કે જે વડે લોકોના શરીર રક્ષાય છે; માટેજ તેણે હકીમીને સર્વ વિદ્યાઓમાં મોખરે મેલેલી છે. મારા વિજય માટે તમારે આજેજ ઉઠવું જોઇએ. . એમ કહે કે હે ખુદા! તારૂં નામજ મારો ઉપચાર છે. તારૂં સ્મરણ મારો ઇલાજ છે. તારૂં સાન્નિધ્ય મારી આશા છે; તારી મહોબ્બત મારો રંગીલો દોસ્ત છે; તારી દયા મારી દવા છે; તેજ આ લોક અને પરલોકનો મારો મદદગાર છે. તુંજ ખરેખર દાતા, સર્વજ્ઞ અને ડહાપણવાળો છે...."

અબ્દુલ બહા લખે છેઃ—

"જે માણસ બહાની મહોબ્બતમાં મસ્ત થઇ અન્ય સર્વ ભૂલી જાય છે, તેના મોઢેથી પવિત્ર આત્માની વાણી સંભળાશે;

તેનું દિલ તેનાથી ગરકાવ થશે....તેના હોઠેથી મોતીના જેવા શબ્દ ઝરશે જેથી તેના સ્પર્શ માત્રથી રોગદોગ ભાગી જશે."

"હે પવિત્રાત્મા, ખુદાની મહોબ્બતથી ધડકતું તારૂં દિલ તેની ભક્તિથી પૂર્ણ થયેલું તારૂં હૃદય, ખુદા સાથે લગાવ, તેની સત્તા સમજ, તે સચ્ચિદાનંદ, સર્વ સૌરભ સૌષ્ઠવવંતની મદદ માગ. રોગદોગ સાજા કરવામાં તે તને મદદ કરશે....પહેલાં લોકોનાં તન મન સુધાર, પછી ખુદાનું નામ લઇ તેના પ્રેરેલા ઉપચારથી માંદાઓને સાજા કર."

### બધાજ મદદગાર થઈ શકે.

માંદાંઓને સાજા કરવાની બાબત સાથે દર્દી અને હકીમનેજ નિસ્બત નથી પણ સર્વને છે. સેવા, અને બંદગીથી તેમાં બધા મદદ કરી શકે; અને બંદગી તો સૌથી બળવાન ઉપાય છે. બીજાઓને માટે કરેલી બંદગી તો અબ્દુલ બહાના કહેવા પ્રમાણે બહુજ અસરકારક નીવડે છે. દર્દીના દોસ્તોનો વસીલો સીધો અને મજબુત હોવાથી તેઓની તો ખાસ જવાબદારી છે. ઘણા ખરા માંદાઓની સારવાર મોટે ભાગે તેઓનાં માબાપ, મિત્રો અને પડોશીઓ ઉપરજ આધાર રાખે છે.

માંદગીના બનાવમાં કોમના દરેક માણસને પણ સંબંધ રહે છે. વ્યક્તિગત રીતે એ સંબંધ ઝાઝો નહિ દેખાય પણ સામુદાયિક રીતે તો બહુજ વધારે છે. દરેક માણસ ઉપર પોતાનાં સંસારી વાતાવરણની અસર થાય છે; શ્રદ્ધાની, જડવાદની, સદ્‌ગુણની દુર્ગુણની, સુખની અથવા દુઃખની સામાજીક વાતાવરણની સ્થિતિમાં દરેકનો હિસ્સો હોય છે. દુનિયાના હમણાંના સંજોગોમાં દરેક જણ માટે તન્દોરસ્ત થવું શકય નહિ હોય તો પણ જે પવિત્ર આત્માની શક્તિથી તન્દોરસ્તી મળતી હોય તે મેળવવાને

પાત્ર તે થઈ શકે; પોતાનાં શરીર પર અને જેઓના સમાગમમાં તે આવે છે તેઓના શરીર પર સારી અસર થાય તેવાં પગલાં લેવામાં તે મદદ કરી શકે.

માંદાઓને સાજા કરવાની ફરજ સિવાય બહાઇઓ માટે બીજી કોઇ ફરજો માટે વધારે ભારપૂર્વક કહેવામાં આવ્યું નથી. બહાઉલ્લા અને અબ્દુલ બહાએ એ સંબંધમાં સુંદર બંદગીઓ રચી છે.

## સુવર્ણયુગ.

બહાઉલ્લા ખાત્રી આપે છે કે દર્દીઓ, હકીમો અને આખી કોમના એકત્ર સહકારથી અને તન્દરોસ્તીને લગતા જડ, માનસિક કે આધ્યાત્મિક સર્વ ઉપાયો અજમાવતાં સુવર્ણયુગ ઉત્પન્ન કરી શકાય કે જે વખતે ખુદાની સત્તાથી દુઃખને બદલે સુખ અને રોગને બદલે તન્દરોસ્તી દેખાશે. અબ્દુલ બહા કહે છે કે ખુદાઇ પયગામ જો સમજાવવામાં આવે તો બધાં દુઃખ દૂર થાય.

“જ્યારે જડ અને ચેતન જગતનો અરસપરસ સંબંધ થશે, જ્યારે હૃદયો સ્વર્ગીય અને અભિલાષાઓ પવિત્ર બને ત્યારે સંબંધ સંપૂર્ણ થાય. ત્યારપછી શકિત સંપૂર્ણ વ્યકત થશે. શારિરીક અને અલૌકિક રોગો ત્યારે તમામ સારા થઈ જશે.”

## તન્દરોસ્તીનો સદુપયોગ.

તન્દરોસ્તીના સદુપયોગના સંબંધમાં અબ્દુલ બહાએ વોશીંગ્ટનના બહાઇઓ જોગ નીચે પ્રમાણે લખ્યું હતું:—

“જો તન્દરોસ્તીનો ખુદાના કામ માટે સદુપયોગ કરવામાં આવે તો તે પ્રશંસનીય છે. અને જો તે આખી માનવજાત માટે

—ભલે તેઓના ઐહિક લાભ માટે પણ-વાપરવામાં આવે તો તે ભલાં કામ કરવાનું સાધન થઇ પડશે, પણ જો માણસ પોતાની તન્દરોસ્તી અને આબાદીનો ઉપયોગ પોતાની ઇન્દ્રિયોના સુખ ભોગ માટે કરે, પશુ યા શયતાનની માફક જીવે તો તેવા માટે તો તન્દરોસ્તી કરતાં રોગ બહેત્તર છે, અરે કદાચ મોત પણ પસંદ કરવા જોગ થઈ પડે. તારે તન્દરોસ્તી જોઇતી હોય તો ખુદાનું કામ કરવાની ખાહેશથીજ તે માગ. હું આશા રાખું છું કે તું પૂરો દુરંદેશ બને, અડગ નિશ્ચયી થાય, સંપૂર્ણ આરોગ્ય મેળવે, શારિરીક અને અલૌકિક બળ પ્રાપ્ત કરે કે જેથી તું અનંત જીવનના ઝરામાંથી પાન કરી શકે અને ખુદાની કાયમની મદદ મેળવી શકે.



## પ્રકરણ ૮ મું.

### ધર્મોની એકતા.

"અય, દુનિયાના લોકો! આ સૌથી મોટા અવતારની ખાસ મહત્તા એ છે કે અમે ગ્રંથમાંથી મતભેદ, બદી અને કુસંપનું કારણ કાઢી નાખ્યું છે અને જેથી સંપ, એકતા, તથા સહકાર ઉત્પન્ન થાય તેવુંજ બધું લખ્યું છે. તે પ્રમાણે ચાલશે તેઓ ખુશ રહેશે."—બહાઉલ્લાનાં એક નામામાં.

### ઓગણીસમી સદીનો સંપ્રદાયવાદ.

ઓગણીસમી સદીમાં ધાર્મિક એકતાથી દુનિયા જેટલી વિમુખ છે તેટલી તે કદી નહોતી. ઘણા સૈકાઓથી જરથોસ્તીઓ, મુસાઇઓ, ઇસાઇઓ, મુસલમાનો, બુધ્ધો અને બીજાઓ સાથે સાથે રહેતા આવ્યા છે પણ તેઓ તદ્દન એક કોમ જેવા થઇને રહેવાને બદલે માંહોમાંહેમાં ચાલુ મારામારી કરતા અને દુશ્મનાવટ ધરાવતા આવ્યા છે; એટલુંજ નહિ પણ દરેક ધર્મવાળામાં પાછા પોતામાં ભાગો, વિભાગો, અને પેટા વિભાગો પડયા છે અને દરેક સંપ્રદાય બીજા સંપ્રદાયનો વિરોધ કરે છે. છતાં ખ્રીસ્તે તો કહ્યું હતું કે:-"જો તમે પરસ્પર ચાહશો તો તમે મારા શિષ્યો છો એમ જગત જાણશે." મહમદે કહ્યું હતું કેઃ "તમારો આ મજહબ તે એક મજહબ છે ખુદાએ નોઆહને જે મજહબ શીખવ્યો હતો તેજ તમને પણ બતાવ્યો છે કે જે અમે બોધ્યો છે. અમે અબ્રાહમ, મુસા અને ઇસાને કહેવા ફરમાવ્યું હતું કે "આ ધર્મ પાળો અને તેમાં સંપ્રદાયો ના પાડો!" દરેક મહાન ધર્મના સ્થાપકે પ્રેમ અને એકતા શીખવ્યાં હતાં પણ ધર્માંધતા અને અસહિષ્ણુતાને લીધે દરેક સ્થાપકની મૂળ નેમ વિસરાઈ ગઇ છે. બાહ્યાચાર, દંભ, બદી,

ગેરરજુઆત, તકરાર અને તોછડાઇ દાખલ થયાં છે. ઇન્સાન જાતની તવારીખમાં બહાઇ યુગની શરૂઆત વખતે પરસ્પર વિરોધી સંપ્રદાયોની સંખ્યા સૌથી વધારે હતી. તે વખતે એમ લાગતું કે જાણે માણસજાત બધા ધર્મોનો અખતરો કરે છે; બધી માન્યતાઓ, બધી વિધિઓ અને બધી જાતના નીતિવાદો અજમાવે છે.

તેજ વખતે ઘણા માણસો કુદરતના કાયદા અને ધર્મોની માન્યતાઓની બારીક અને નિડર તપાસમાં અને પૃથક્કરણમાં રોકાયા હતા. નવું શાસ્ત્રીય જ્ઞાન મેળવવામાં આવ્યું હતું અને જીવનના સવાલોના નવા ઉકેલ શોધવામાં આવ્યા હતા. વરાળ યંત્રથી ચાલતી આગબોટ, લોહમાર્ગ પર દોડતી ગાડીઓ, છાપખાનાં, ટપાલ, વિગેરે નવી શોધોથી વિચારોનો પ્રચાર થવા લાગ્યો અને જુદા વિચાર તથા આચારના લોકો વચ્ચે સમાગમ વધવા લાગ્યો.

ધર્મ અને વિજ્ઞાન વચ્ચેની લડાઇ વધારે તીવ્ર બની. ખ્રીસ્તી પ્રજામાં પદાર્થવિજ્ઞાને દાખલ કરેલી દલીલથી બાઇબલમાં માન્યતાઓના ધોરણ પર સૈકાઓ સુધી ટકેલો વિશ્વાસ ડગમગવા લાગ્યો. દેવળોમાં અપાતા ઉપદેશોમાં વધારે અને વધારે લોકોને સંશય ઉપજવા લાગ્યો. સંપ્રદાયવાદી સંખ્યાબંધ ધર્મગુરૂઓમાં પણ છુપી કે જાહેર રીતે પોતપોતાના સંપ્રદાયોમાં સંદેહ ઉપજવા લાગ્યો. જુના વિચારો અને માન્યતાઓમાં વધારે અને વધારે અપૂર્ણતાઓ દેખાવા લાગી અને લોકમત ઉભરે ચઢયો. ખ્રીસ્તી મુલકોમાંજ એમ નહિ થયું પણ બધા દેશોમાં અને બધા ધર્મોમાં જુદી જુદી રીતે, ઓછાં કે વધતાં પ્રમાણમાં ભારે સંશયવાદ ઉત્પન્ન થયો,

બહાઉલ્લાનો પયગામ.

જગતમાં એવી વસ્તુસ્થિતિ પ્રવર્તેલી હતી ત્યારે બહાઉલ્લાએ માનવજાતને રણશિંગુ પુંકીને કહ્યું—

"સર્વ પ્રજાઓએ એકધર્મી થવું; સર્વ માણસો બિરાદરો છે. પ્રેમ અને એકતાના બંધન મજબુત થવાં જોઈએ. ધર્મોની ભિન્નતા દૂર થવી જોઈએ: કોમીભેદ નાબુદ થવા જોઈએ.... લડાઈઓ, ખુનરેજી અને કુસંપ બંધ થવા જોઈએ. સર્વ માણસોએ એક જાતના અને એક કુટુંબના હોય તેવા થઈ રહેવું."
(પ્રો. બ્રાઉનને કહેલા શબ્દો)

આ પયગામ મહત્વપૂર્ણ છે. પણ તેનો અમલ કેમ કરવો? હજારો વર્ષથી આ ઉપદેશ પયગમ્બરો આપતા આવ્યા છે, કવિઓ ગાતા આવ્યા છે; સંતો બોધતા અને બંદગી કરતા આવ્યા છે પણ ધર્મોની ભિન્નતા ટળી નથી; ખુનરેજી અને કુસંપ બંધ થયાં નથી. ત્યારે હવે એ ચમત્કાર સાધ્ય થાય એમ માનવાને શું કારણ છે? મનુષ્ય સ્વભાવ જેવો ચાલ્યો આવે છે તેવો ને તેવોજ રહ્યો નથી; અને જગતના અંત સુધી તેવો ને તેવોજ ચાલ્યા કરશે નહિ? બે માણસને કે બે પ્રજાને એકજ ચીજ જોઇતી હશે તો તેઓ ભૂતકાળની પેઠે ભવિષ્યમાં પણ લડશે નહિ? જો મુસા, બુધ્ધ, ખ્રીસ્ત અને મહમદ જેવા આખા જગતમાં એકતા કરાવી નહિ શક્યા તો શું બહાઉલ્લા સફળ થશે? આગલા ધર્મોમાં સંપ્રદાયો પડીને તેના ટુકડા બુકલા થઇ ગયા તો બહાઇ સંપ્રદાયનું પણ તેમ નહિ થાય? બહાઈ ધર્મ આ પ્રશ્નોનો શો જવાબ આપે છે તે આપણે જોઇશું.

## મનુષ્યસ્વભાવ બદલાઇ શકે કે ?

કેળવણી અને ધર્મ એવી માન્યતા પર રચાયેલા છે કે મનુષ્યસ્વભાવ બદલી શકાય છે. કોઇ પણ જીવંત પ્રાણી બદલાયા વગર રહી શકતું નથી એટલું તો આપણે જોયા વગર ખાત્રીથી કહી શકીએ છીએ. ફેરફાર વગરનું જીવનજ નહિ. ખનીજ પદાર્થમાં પણ ફેરફાર થાય છે. એ પ્રમાણે ચઢતાં ચઢતાં મનુષ્યપ્રાણી સુધી આવીશું તો જણાશે કે ફેરફારો સાદા, બારીક કે અતિ બારીક પણ થાય છે તો ખરાજ. સર્વ જાતના પ્રાણીઓમાં બે પ્રકારે ફેરફાર થાય છે. એક ધીમી અને અદૃશ્ય રીતે; બીજો ઝડપથી અને દેખીતો. વિકાસની બારીક અવસ્થામાં આ બીજો પ્રકાર બને છે. ખનીજો જ્યારે પીગળવાની અથવા ઉકળેલી સ્થિતિમાં આવે છે ત્યારે તેનો ફેરફાર દેખાય છે; દાખલા તરીકે એક ઘન પદાર્થ જ્યારે પ્રવાહી બને છે અથવા પ્રવાહી પદાર્થ વાયુ રૂપ બને છે ત્યારે. છોડવાઓના સંબંધમાં જ્યારે બીજ ઉગે છે ત્યારે અથવા કળી ફુટીને પાંદડું થાય છે ત્યારે ફેરફાર દેખાય છે. પ્રાણીઓમાં પણ કીટનો પતંગ થાય ત્યારે અથવા ઇંડાંમાંથી બચ્ચું નીકળે અથવા માતાના ગર્ભમાંથી બાળક અવતરે એ પરિવર્તન દેખાય છે. ઉચ્ચ કોટિએ પહોંચેલા, દ્વિજ થયેલા માણસમાં પણ આપણે રૂપાંતર જોઇ શકીએ. તેનો આચાર અને તેનું ચારિત્ર્ય જુદુંજ જોવામાં આવે છે. આવાં બારીક રૂપાંતર ઘણીવાર એકજ જાતના ઉદ્‌ભિજ કે પ્રાણી વર્ગમાં એક સામટાં થાય છે. દાખલા તરીકે, વસંત રૂતુમાં બધા પ્રકારની વનસ્પતિઓ નવજીવંત બની જાય છે.

બહાઉલ્લા જણાવે છે કે જેમ નાનાં પ્રાણીઓની જીંદગીમાં ઓચિંતા ફેરફાર થાય છે અને તેવી નવી અને વધુ સંપૂર્ણ કોટિમાં પ્રવેશે છે તેમ માણસજાત માટે પણ પુનર્જીવન

મેળવવાનો વખત આવી પહોંચ્યો છે. તવારીખની શરૂઆતથી તે આજ સુધી જે પ્રકારનું મનુષ્યજીવન ચાલ્યું આવ્યું છે તેમાં જરૂર ફેરફાર થશે અને તેઓ નવા પ્રકારના જીવનમાં પ્રવેશશે. નવાં જ્ઞાન પ્રમાણે માણુસના વિચાર બદલાશે. વળી સૂર્ય ઉગવાની આગમચ એક કલાક પર જેમ અંધારૂં રહે છે તેમ હમણુંના અજ્ઞાનની પછી જ્ઞાનનો સૂર્ય પણ ઉગશે. અબ્દુલ બહા કહે છે કે મનુષ્યશકિતનો આ નવો યુગ છે. તેમાં જગતની સર્વ દિશાઓ પ્રકાશથી ભરાઇ જશે અને તે ગુલાબના બગીચા જેવું અને સ્વર્ગીય બની જશે. કુદરત સાથે સરખામણી કરતાં આમાં તથ્ય લાગે છે; કેમજે જુના વખતના પયગામ્બરોએ એકમતે આગાહી કરી છે કે કોઇ મહિમાવંત યુગ થશેજ. હમણું પણ વિચારોમાં ભારે પરિવર્તન થઇ રહ્યાં છે. માનવ સંસ્થાઓ પ્રગતિ કરી રહી છે. આમ જ્યારે બધુંજ બદલાઇ રહ્યું છે ત્યારે મનુષ્યસ્વભાવ નહિ બદલાય એમ કહેવું તે કેવળ નિરાશાવાદજ છે.

### એકતાના પ્રથમ પગલાં.

ધાર્મિક એકતા ઉત્પન્ન કરવા માટે બહાઉલ્લાએ ઉદારતા અને સહિષ્ણુતાની હિમાયત કરી છે. પોતાના અનુયાયીઓને તેમણે સર્વ ધર્મના લોકો સાથે ખુશીથી સમાગમ કરવાની સલાહ આપી છે. પોતાનાં છેલ્લાં વસીયતનામામાં તેમણે લખ્યું છે કેઃ—

"કીતાબ-ઉલ-અકદસમાં તેમણે ટંટા બખેડાની સદંતર મનાઈ કરી છે. આ સર્વોત્તમ જ્ઞાનગ્રંથમાં એ ફરમાન છે કે જે કદી પણ છેકી શકાય તેવું નથી અને જેને તેની બહાલી મળી છે.

"અય, દુનિયાના લોકો! ખુદાનો મજહબ પ્રેમ અને એકતાનો છે, તેને અદાવત અને લડાઇનું કારણ ના બનાવો.... બહાના લોકો હંમેશાં પવિત્ર આજ્ઞા ઉપર નજર રાખશે એવી આશા છે. 'બધી ચીઝો ખુદાની છે!' –સર્વથી મહાન ફરમાન તેજ છે કે જે લોકોના દિલમાં ઘણી રહેલી ધિક્કાર અને તિરસ્કારની આગને પાણીની પેઠે બુઝાવે છે. આ એકજ ફરમાનથી જુદી જુદી જાતો એકત્ર થઇ શકે છે. તેણે ખરેખરૂં સત્યજ દર્શાવ્યું છે; તે ખરા રાહેજ દોરે છે; તે સર્વ શકિતવાન, કૃપાળુ અને સૌન્દર્યનો ભંડાર છે."

અબ્દુલ બહા કહે છેઃ—

"સર્વેએ ચઢતા ઉતરતાપણાંના ભેદ છોડી એક બીજાંના દેવળ અને મસ્જીદમાં જવું; કારણ કે બધેજ એક ખુદાનું નામ ભજવામાં આવે છે; તો પછી ભેદ કયાં રહ્યો? કોઇ શયતાનને તો પૂજતું નથીજ, મુસલમાનોએ ખ્રીસ્તીઓના અને યાહુદીઓનાં દેવળમાં જવું અને ખ્રીસ્તીઓ તથા યાહુદીઓએ મુસલમાનોની મસ્જીદમાં જવું. રૂઢી અને ભેદભાવનાં કારણથીજ તેઓ એક બીજાથી અલગ રહે છે. બાકી, હું તો અમેરિકામાં યાહુદીઓનાં દેવળમાં પણ ગયો હતો કે જે ખ્રીસ્તી દેવળ જેવુંજ હતું અને મેં જોયું કે બધા ખુદાનેજ ભજતા હતા.

"એવી ઘણી જગ્યાઓએ મેં ખુદાઇ ધર્મોના અસલ પાયા વિષે વિવેચન કર્યાં હતાં; પયગામ્બરોની સત્યતાની સાબેતીઓ મેં રજુ કરી હતી. અંધ અનુકરણ બંધ કરવા કહ્યું હતું. બધા આગેવાનોએ એક બીજાનાં દેવળમાં જઈ ખુદાઇ મઝહબોના મૂળ સિધ્ધાંત અને પાયા સમજાવવા જોઇએ. એકત્ર થઇ તેઓએ એક બીજાંના દેવળોમાં સાથે બંદગી કરવી જોઇએ અને ધર્મઝનુન છોડી દેવું જોઇએ."

જો શરૂઆતમાં આવાં પગલાં લેવામાં આવે અને જુદા ધર્મોવાળા અરસપરસમાં ભાઇચારાનો એખલાસ સ્થાપે તો દુનિયાંમાં કેવું અજબ પરિવર્તન થાય! ખરી એકતા માટે આ કરતાં પણ કંઇક વિશેષ કરવાનું છે; કારણ કે સંપ્રદાયવાદના રોગ ઉપર સહિષ્ણુતા એ દવા છે ખરી પણ ખરી કાર્યસાધક નથી. તેથી બધી મુશ્કેલીઓ દૂર થતી નથી.

સત્તાનો સવાલ.

ભુત કાળથી જુદા જુદા ધર્મ પાળતી કોમો એક થઇ શકી નથી તેનું કારણ એ છે કે દરેક સંપ્રદાયવાળા પોતાના સંપ્રદાયના સ્થાપકને સર્વ સત્તાવાન અને તેના કાનુનને ખુદાઇ કાનુન સમાન માને છે. તેથી બીજા કોઇ પયગામ્બરે જરા જુદો ફતવો કાઢયો હોય તો તેને સત્યના દુશ્મન તરીકે ગણવામાં આવતો. દરેક કોમમાં ભાગલાં પડેલાં તે પણ એજ કારણથી. દરેક સંપ્રદાયના અનુયાયીઓએ કોઇ નીચલી પદવીના માણસની સત્તા સ્વીકારેલી હોય છે અને એક મહાન સત્ય ધર્મનો અસલ સ્થાપકે જે પયગામ આપ્યો હોય તેનો અર્થ પેલો એક જણ કહે તે ખરો અને બીજા બધા કરે તે ખોટો એમ ગણાય છે. જ્યાં સુધી આમ ચાલ્યા કરે ત્યાં સુધી એકતા થાયજ નહિ. તેથી બહાઉલ્લા એમ ઉપદેશે છે કે પયગામ્બરો ખુદા તરફથી સત્તાવાર પયગામ લાવનારા હોય છે. દરેકે પોતાના જમાનાના લોકો જેટલું ગ્રહણ કરી શકે તેટલું શિક્ષણ આપ્યું હતું, અને વધુ શિક્ષણ આપવાનું તેઓની પછી થનારા ધર્મગુરૂઓને માથે છોડવામાં આવ્યું હતું. દરેક ધર્મના અનુસરનારાઓએ પોતાના પયગામ્બરોની ખુદાઈ વાણીની અવગણના કરવી નહિ, પણ તે સ્વીકારવી અને એટલું જોવું કે વાસ્તવિક રીતે તેમાં એકતા અને સંપનાં તત્વો છે કે નહિ અને ઇન્સાન જાતમાં

પોતે ઘણું લખ્યું છે અને તે પણ બધું સચોટ અને છટાદાર. એઉને જાહેર વાયેઝો કરવાની મના હોવાથી તથા જીંદગીનો મોટો ભાગ જેલમાં ગુજારવો પડેલો હોવાથી તેઓનો વખત લખવામાં પસાર થયેલો હતો. પરિણામે બહાઇ જ્ઞાનનાં સત્તાવાર અને સંપૂર્ણ લખાણો આપણને મળે છે. તેમના પૂર્વકાલીનોના કરતાં પણ ઘણાં સત્યોના તેઓએ સ્પષ્ટ અને વિગતવાર ખુલાસા કરેલા છે અને અનંત સત્યના સિદ્ધાંતો કે જે આગલા પયગામ્બરો રજુ કરી ગયા હતા તેઓને આજના જમાનાની દુનિયામાં ઉપસ્થિત થયેલા સવાલોને લાગુ પાડવામાં આવ્યા છે કે જેવા બારીક અને અટપટા સવાલ આગલા પયગામ્બરોના વખતમાં ઉભા પણ થયા નહોતા. આ સત્તાવાર લખાણોની મજબુત અસર એ થશે કે ભવિષ્યમાં એ વિષે કંઇ ગેરસમજુતિ ઉભી થશે નહિ અને થશે તો તેનાં ખુલાસા મેળવતાં પણ વાર લાગશે નહિ; જેથી ભૂતકાળની પેઠે સંપ્રદાયવાદીઓને જુદાં જુદાં ટોળામાં વહેંચાઇ જવાનો પણ અવસર રહેશે નહિ.

### બહાઇ શરીયત.

બહાઇ જ્ઞાનની એક બીજી પણ ખુબી છે. પોતાનાં મરણ પૂર્વે બહાઉલ્લાએ એક દસ્તાવેજ તૈયાર કર્યો હતો તેમાં તેમણે જણાવ્યું હતું કે પોતાનાં લખાણોનો અર્થ કરવા માટે સૌથી સત્તાવાર પુરૂષ તેમના બેટા અબ્દુલ બહા છે. તેમના કરેલા અર્થ જાણે બહાઉલ્લાએજ કર્યા હોય એમ સર્વેએ સ્વીકારવા. પોતાનાં વસીયતનામામાં તેઓ કહે છેઃ—

"મારા કિતાબ અકદસમાં જે જ્ઞાન આપવામાં આવ્યું છે તેના ઉપર વિચાર કરો. મારાં અસ્તિત્વના સાગરની ઓટ આવે ત્યારે તમારી નજર, ખુદાએ જેને મુકરર કર્યા છે, તે પ્રાચીન

વૃક્ષની શાખા—સૌથી મહાન શાખા—તરફ દોડાવજો." અને શાખાના નામામાં તેઓ અબ્દુલ બહાનો દરજ્જો સમજાવે છે, તેઓ કહે છે કેઃ—

"અય, લોકો! શાખાનાં વ્યક્તિત્વ માટે ખુદાના શુક્રાના કરો. કારણ કે તે તમારા ઉપર મોટી મહેરબાની છે; તમારા ઉપર મહાન આશીર્વાદ છે;...તેના તરફ નજર દોડાવનારે ખુદા તરફ નજર દોડાવેલી કહેવાશે; તેના પ્રત્યે વિમુખ થનાર મારી ખુબીઓથી વિમુખ થશે, મારી સત્તાનો ઈન્કાર કરનાર અને અવળે રસ્તે ચઢી ગયેલાઓમાં ગણાશે."

બહાઉલ્લાનાં મરણ પછી અબ્દુલ બહાને પોતાનાં ઘરને આંગણે તેમજ પ્રવાસો દરમ્યાન દુનિયાના ઘણા ભાગોના લોકો અને બધી જાતના સંપ્રદાયના લોકોને મળવાના પ્રસંગ પ્રાપ્ત થયા હતા. તેઓ બધાના પ્રશ્ન, શંકા, વાંધા સાંભળતા અને તેના જે ખુલાસા આપતા તે લખાયેલા છે. ઘણાં વર્ષો સુધી તેમણે સીદ્ધાન્તો સમજાવ્યા અને ચાલુ જમાનાના ઘણાં પ્રશ્નોને તે સિદ્ધાન્તો કેવી રીતે લાગુ પડે છે તે બતાવ્યું. અનુયાયીઓમાં જે મતફેર પડયા તે તેમને પુછવામાં આવ્યા છે અને તેનો અધિકારપુર્વક નિર્ણય થયો છે એટલે ભવિષ્યમાં ગેર સમજુતિ ઉભી થવાના સંભવ દૂર થયા છે.

બહાઉલ્લાએ ગોઠવણ કર્યા પ્રમાણે અબ્દુલ બહાના મરણ પછી એક બયતુલ અદલ—દુનિયાના બધા બહાઈઓના પ્રતિનિધિઓની બનેલી એક સભા—ધર્મ પ્રચાર માટે સ્થાપવી અને તેમનાં શિક્ષણોની ગેરરજુઆત થતી અટકાવવી. બહાઈ ઉપદેશના અર્થ અબ્દુલ બહાજ કરે અને તેમના પછી બયતુલ અદલજ કરે. બીજાને તેમ કરવા મના હતી, એમ "અકદસ"

માં લખેલું છે. એક હજાર અથવા હજારો વર્ષ પછી બીજો અવતાર આવશે ત્યાં સુધી બહાઉલ્લા, અબ્દુલ બહા તથા બયતુલ-અદ્લના ઠરાવો, અનુયાયીઓએ સાચવી રાખીને તેમાં જણાવ્યા પ્રમાણે જીવન ગાળતાં, બહાઇ ધર્મનું ગમે તે એક સત્ય લઇ તેના ઉપર સંપ્રદાય સ્થાપવાની કોઇએ કોશેષ કરવી નહિ. છતાં જે એમ કરશે તે નાકીઝ (ઇમાનનો ભંગ કરનાર) લેખાશે.

અબ્દુલ બહા કહે છેઃ—

"ધર્મના દુશ્મનોમાં એક તો તે છે કે જે બહાઉલ્લાના શબ્દોના અર્થ સમજાવવાની કોશેષ કરે છે. તેમ કરવાથી તે પોતાની લાયકાત પ્રમાણે પોતાને અનુકુળ પડે તેવો અર્થ ઉપજાવી પોતાની આસપાસ થોડાંક અનુયાયીઓ એકઠા કરી જુદો સંપ્રદાય સ્થાપશે; તેમ કરી પોતાનો દરજ્જો ચઢાવશે પણ ધર્મમાં ભાગલાં પાડશે."

બીજા નામામાં તેઓ લખે છેઃ—

"આવા લોકો સમુદ્રની સપાટી પર એકઠાં થતાં ફીણ જેવાં છે, પણ શરીયતના સાગરમાંથી એક એવું મોજું આવશે કે જે તે ફીણને કાંઠે ઘસડી લઇ જશે....સ્વાર્થ અને બદઘાનતથી જે બુરા વિચારો ઉપજશે તે નાશ પામશે અને ખુદાની શરીયત સ્થીર અને સલામત રહેશે."

જે લોકો ધર્મને ભુલી જવાજ માગતા હોય તેઓને કોઈ અટકાવી શકે તેમ નથી. અબ્દુલ બહાના કહેવા પ્રમાણે ખુદ ખુદા પણ કોઇ જીવને આધ્યાત્મિક બનવાની ફરજ પાડતો નથી. માણુસની ઇચ્છાશકિત સ્વતંત્ર રહે એ જરૂરી છે પણ શરીયતમાં

તો સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે બહાઇ કોમમાં સંપ્રદાય ઉભા થવા જોઇએજ નહિ.

## ધંધાદારી ધર્માચાર્ય નહિ જોઇએ.

બહાઇ વ્યવસ્થાની એક ખાસ ખુબી એ છે કે તેમાં ધંધાદારી ધર્માચાર્યની જોગવાઈ કરવામાં આવી નથી. ઉપદેશકોના ખર્ચ માટે રાજીખુશીથી ફાળા ભરવાની છુટ છે, અને ઘણા ઉપદેશકો ધર્મપ્રચાર માટે આખું જીવન અર્પણ કરે છે; પણ ખરૂં જોતાં તો ધર્મપ્રચારમાં સઘળા બહાઈઓ પોતપોતાની શકિત અને સંજોગ પ્રમાણે ફાળો આપે એવી ઇચ્છા પ્રદર્શિત કરવામાં આવી છે; પણ અમુક તો અનુયાયીઓ અને અમુક તો ધર્મગુરૂઓજ, એવા વર્ગ પાડવામાં આવતા નથી.

અગાઉના જમાનાઓમાં ધર્માચાર્યોની જરૂર હશે કેમજે લોકો અભણ હોવાથી તેઓને ધાર્મિક ક્રિયાવિધિ કરાવવા અથવાં જ્ઞાન કે ન્યાય મેળવવા તેઓ પર આધાર રાખવો પડયો હશે પણ હવે તો બધાજ કેળવાવા લાગ્યા છે અને જો બહાઉલ્લાના કહેવા પ્રમાણે ચાલે તો તો દુનિયામાં દરેક છોકરા છોકરીએ સંગીન કેળવણી મેળવવી જોઇએ. તેમ થતાં શાસ્ત્રનો અભ્યાસ દરેક પોતેજ કરી લેશે. જ્ઞાનના મૂળ ઝરામાંથી તેઓ પોતેજ જોઇએ તેટલું ખેંચી લેશે. ખાસ વર્ગના ધર્માચાર્યની જરૂર પડે એવી ક્રિયાવિધિઓ બહાઇ પધ્ધતિમાં છેજ નહિ અને ન્યાય આપવાનું કામ તો આજે તે માટે સ્થપાયેલી ખાસ સંસ્થાઓજ કરે છે.

બાળક માટે શિક્ષકની જરૂર છે; પણ ખરા શિક્ષકની નેમ એ હોવી જોઇએ કે વિદ્યાર્થીને શિક્ષક વગર ચાલી શકે એવો લાયક તેને કરવો. તે પોતાની આંખે જોઈ શકે, પોતાને કાને

સાંભળી શકે, અને પોતાના મનથી સમજી શકે એવો વિકાસ તેનો કરવો જોઇએ. તે પ્રમાણે એક પ્રજાની બચગીમાં ધર્માચાર્યની જરૂર છે પણ તેની ખરી ફરજ તો તેના વગર લોકોને ચલાવી લેતાં શીખવવાની છે. ખુદાઇ ચીજો તેઓ પોતે જોઇ, સાંભળી અને સમજી શકે એવી રીતે તેઓને તૈયાર કરવા જોઇએ. હુમણાં ધર્માચાર્યનું કામ તો પતીજ ગએલું હોવાથી બહાઈ શિક્ષણની નેમ એ છે કે માણસોને ખુદા સિવાય બધાથી સ્વતંત્ર કરવા; તેઓને સીધા ખુદા યા તેના અવતાર તરફજ વાળવા. બધા એકજ મૂળ તરફ વળે તો પછી ઉલટા સુલટી વિચારો ઉત્પન્ન ન થાય, ગોટાળો ન સંભવે અને મૂળની મધ્ય બિંદુની નજીક જતાં બધાં એક બીજાંની પણ વધારે નજીક થશે.



## પ્રકરણ ૯ મું.

### સાચી સંસ્કૃતિ.

"અય ખુદાના લોકો! સ્વાર્થમાં રચીપચી રહો નહિ. દુનિયાને સુધારવાનો અને પ્રજાઓને કેળવવાનો ઈરાદો રાખો."—બહાઉલ્લા.

#### ધર્મ એ સંસ્કૃતિનો પાયો છે.

બહાઈ માન્યતા પ્રમાણે માનવજીવનના વ્યક્તિગત અને સામાજીક સવાલો એવા ગુંચવાડાભર્યાં થઈ ગયા છે કે તેનો ફેંસલો કરવાને સાધારણ માણસની બુદ્ધિ શકિતવાન નીવડે તેમ નથી. સૃષ્ટિનો હેતુ અને તેનું સાધ્ય ફક્ત તે સર્વજ્ઞ પ્રભુ જાણે છે. મનુષ્ય જીવનનો હેતુ અને પ્રગતિનો ખરો રસ્તો માણસને તેજ બતાવે છે; પયગામ્બરોએ સુચવેલા માર્ગે ચાલવા ઉપર ખરી સંસ્કૃતિ ઘડાવાનો આધાર રહે છે. બહાઉલ્લા કહે છે કેઃ—

"જગતની વ્યવસ્થા અને શાંતિ માટે ધર્મ એ સૌથી મોટું સાધન છે. તેના પાયા ડગમગવાથી અજ્ઞાન, દુરાચારી અને ઉદ્ધત લોકો જોર પર આવે છે. જેમ જેમ ધર્મના પાયા નબળા પડે તેમ તેમ દુષ્ટોની બેપર્વાઈ વધે અને અરાજકતા ઉભી થાય....

"પશ્ચિમના લોકોની સંસ્કૃતિ જુઓ. તેણે દુનિયામાં કેટલો ખળભળાટ મચાવ્યો, નાશકારક સાધનો એવાં શોધવામાં આવ્યાં છે કે જગતે જેવાં જોયાં યા સાંભળ્યાં નથી. એક

ધર્મના પાયા ઉપર માણુસો સંપ નહિ કરે ત્યાં સુધી એ હિંસાત્મક અનિષ્ઠોનો અંત આવે તેમ નથી.....

"હે બહાઈઓ! જગતના રક્ષણ માટે એક એક પયગામ્બરી ફરમાન બહુ મજબુત થઇ પડશે."—સ્વર્ગીય શબ્દો ઘણાં વરસ અગાઉ લખવામાં આવેલા ઉપલા શબ્દોનું સત્ય યુરોપ અને લગભગ આખી દુનિયાની હમણાંની સ્થિતિ જોતાં માલમ પડે છે. પયગામ્બરી ફરમાનોનો અનાદર અને અધર્મના પ્રચારથી નાશ અને અવ્યવસ્થા ભયંકર હદે જઇ પુગી છે અને હૃદયપલટા વગર-સાચા ધર્મ વગર-સમાજ સુધારણા અશકય થઇ પડી છે.

ન્યાય.

પયગામ્બરી શિક્ષણનો સાર બહાઉલ્લાએ ગુપ્ત રહસ્ય નામની એક નાની કિતાબમાં આપ્યો છે તેમાં દરેક માણુસને સારૂં, શુધ્ધ અને જ્ઞાની હૃદય બનાવવા ઉપદેશવામાં આવ્યું છે. બીજી સલાહ ખરાં સમાજ જીવનના મૂળ સિધ્ધાંતો દર્શાવે છેઃ—

"સૌને ન્યાય વધારે ગમે છે. મને ચાહનાર તેની ઉપેક્ષા કરે નહિ; ન્યાય શકિતથી તું બીજાની કરતાં તારી પોતાની આંખે સારૂં જોઇ શકશે; બીજાના જ્ઞાન કરતાં તારાં પોતાનાં જ્ઞાનથી વધારે જાણી શકશે."

સમાજજીવનનું પહેલું પગલું એ છે કે દરેક જણે ખરાં ખોટાંનો વિચાર કરી યથાર્થ વસ્તુસ્થિતિ સમજવી જોઇએ. આધ્યાત્મિક અને સામાજીક અંધતા તથા સામાજીક પ્રગતિનો મોટો દુશ્મન સ્વાર્થ છે. બહાઉલ્લા કહે છેઃ—

"હે બુદ્ધિશાળી લોકો! આંખ ઉપરનું એક નાનું ઢાંકણુ તમને જગતદર્શનથી અટકાવે છે. તો પછી હૃદય ઉપર લોભનો પડદો પડયો હોય તો શું થાય તે કલ્પી લો....

"હે લોકો! લોભ અને અદેખાઇનું અંધારૂં, જેમ વાદળ સૂર્યના કિરણોને અવરોધે છે તેમ, આત્માની આંખને આવરી રહે છે."

સ્વાર્થમય વિચાર અને આચારથી છેવટે સામાજીક દુઃખ આવી પડે એવાં પયગામ્બરી શિક્ષણનો અનુભવ માણસને લાંબે વખતે થાય છે. અને જો માનવતાનો નાલેશીભરી રીતે અંત નહિ આણવો હોય તો સર્વેએ પારકાની ચીજને પોતાની ચીજ જેટલી અગત્યની ગણવી અને પોતાના લાભને સામાજીક લાભ કરતાં નજીવો ગણવો. આમ થશે તો દરેકના લાભ જળવાશે. બહાઉલ્લા કહે છેઃ—

"હે માનવબાળ! જો તું રહમ ચાહતો હોય તો તારા લાભ પર નહિ પણ બીજાઓનાં લાભ પર પ્રથમ ધ્યાન આપ. જો તારે ન્યાય જોઇતો હોય તો બીજાઓને પ્રથમ ન્યાય આપ."

## સરકાર.

હવે પછીના હજાર અથવા હજારો વર્ષના જમાનાની જ્યાંસુધી બીજો પયગામ્બર આવે ત્યાંસુધી—સાચી સંસ્કૃતિનો પાયો કે જે ઉપર સમાજ બંધારણ ઘડાશે તેના મૂળ સિદ્ધાંતો તદ્દન સ્પષ્ટ રીતે જણાવ્યા પછી સામાજીક બંધારણની વિગતો આપવાની જરૂર બહાઉલ્લા જોતા નથી. સમાજના કાયદા કાનુનો તો સંજોગ સાથ બદલાતાજ રહેશે અને બહાઇ ચળવળમાં તેવી ફેરફેર માટે પૂરતી જોગવાઇ છે. રાજા બંધારણપૂર્વકનો

પોતે ઘણું લખ્યું છે અને તે પણ બધું સચોટ અને છટાદાર. એઉને જાહેર વાયેઝો કરવાની મના હોવાથી તથા જીંદગીનો મોટો ભાગ જેલમાં ગુજારવો પડેલો હોવાથી તેઓનો વખત લખવામાં પસાર થયેલો હતો. પરિણામે બહાઇ જ્ઞાનનાં સત્તાવાર અને સંપૂર્ણ લખાણો આપણને મળે છે. તેમના પૂર્વકાલીનોના કરતાં પણ ઘણાં સત્યોના તેઓએ સ્પષ્ટ અને વિગતવાર ખુલાસા કરેલા છે અને અનંત સત્યના સિદ્ધાંતો કે જે આગલા પયગામ્બરો રજુ કરી ગયા હતા તેઓને આજના જમાનાની દુનિયામાં ઉપસ્થિત થયેલા સવાલોને લાગુ પાડવામાં આવ્યા છે કે જેવા બારીક અને અટપટા સવાલ આગલા પયગામ્બરોના વખતમાં ઉભા પણ થયા નહોતા. આ સત્તાવાર લખાણોની મજબુત અસર એ થશે કે ભવિષ્યમાં એ વિષે કંઇ ગેરસમજુતિ ઉભી થશે નહિ અને થશે તો તેનાં ખુલાસા મેળવતાં પણ વાર લાગશે નહિ; જેથી ભૂતકાળની પેઠે સંપ્રદાયવાદીઓને જુદાં જુદાં ટોળામાં વહેંચાઇ જવાનો પણ અવસર રહેશે નહિ.

### બહાઇ શરીયત.

બહાઇ જ્ઞાનની એક બીજી પણ ખુબી છે. પોતાનાં મરણ પૂર્વે બહાઉલ્લાએ એક દસ્તાવેજ તૈયાર કર્યો હતો તેમાં તેમણે જણાવ્યું હતું કે પોતાનાં લખાણોનો અર્થ કરવા માટે સૌથી સત્તાવાર પુરૂષ તેમના બેટા અબ્દુલ બહા છે. તેમના કરેલા અર્થ જાણે બહાઉલ્લાએજ કર્યા હોય એમ સર્વેએ સ્વીકારવા. પોતાનાં વસીયતનામામાં તેઓ કહે છેઃ—

"મારા કિતાબ અકદસમાં જે જ્ઞાન આપવામાં આવ્યું છે તેના ઉપર વિચાર કરો. મારાં અસ્તિત્વના સાગરની ઓટ આવે ત્યારે તમારી નજર, ખુદાએ જેને મુકરર કર્યા છે, તે પ્રાચીન

વૃક્ષની શાખા—સૌથી મહાન શાખા—તરફ દોડાવજો." અને શાખાના નામામાં તેઓ અબ્દુલ બહાનો દરજ્જો સમજાવે છે, તેઓ કહે છે કેઃ—

"અય, લોકો! શાખાનાં વ્યક્તિત્વ માટે ખુદાના શુક્રાના કરો. કારણ કે તે તમારા ઉપર મોટી મહેરબાની છે; તમારા ઉપર મહાન આશીર્વાદ છે; . તેના તરફ નજર દોડાવનારે ખુદા તરફ નજર દોડાવેલી કહેવાશે; તેના પ્રત્યે વિમુખ થનાર મારી ખુબીઓથી વિમુખ થશે, મારી સત્તાનો ઈન્કાર કરનાર અને અવળે રસ્તે ચઢી ગયેલાઓમાં ગણાશે."

બહાઉલ્લાનાં મરણ પછી અબ્દુલ બહાને પોતાનાં ઘરને આંગણે તેમજ પ્રવાસો દરમ્યાન દુનિયાના ઘણા ભાગોના લોકો અને બધી જાતના સંપ્રદાયના લોકોને મળવાના પ્રસંગ પ્રાપ્ત થયા હતા. તેઓ બધાના પ્રશ્ન, શંકા, વાંધા સાંભળતા અને તેના જે ખુલાસા આપતા તે લખાયેલા છે. ઘણાં વર્ષો સુધી તેમણે સીદ્ધાન્તો સમજાવ્યા અને ચાલુ જમાનાના ઘણાં પ્રશ્નોને તે સિધ્ધાન્તો કેવી રીતે લાગુ પડે છે તે બતાવ્યું. અનુયાયીઓમાં જે મતફેર પડયા તે તેમને પુછવામાં આવ્યા છે અને તેનો અધિકારપુર્વક નિર્ણય થયો છે એટલે ભવિષ્યમાં ગેર સમજુતિ ઉભી થવાના સંભવ દૂર થયા છે.

બહાઉલ્લાએ ગોઠવણ કર્યા પ્રમાણે અબ્દુલ બહાના મરણ પછી એક બયતુલ અદ્દલ—દુનિયાના બધા બહાઈઓના પ્રતિનિધિઓની બનેલી એક સભા—ધર્મ પ્રચાર માટે સ્થાપવી અને તેમનાં શિક્ષણોની ગેરરજુઆત થતી અટકાવવી. બહાઈ ઉપદેશના અર્થ અબ્દુલ બહાજ કરે અને તેમના પછી બયતુલ અદલજ કરે. બીજાને તેમ કરવા મના હતી, એમ "અકદસ"

માં લખેલું છે. એક હજાર અથવા હજારો વર્ષ પછી બીજો અવતાર આવશે ત્યાં સુધી બહાઉલ્લા, અબ્દુલ બહા તથા બયતુલ–અદૂલના ઠરાવો, અનુયાયીઓએ સાચવી રાખીને તેમાં જણાવ્યા પ્રમાણે જીવન ગાળતાં, બહાઇ ધર્મનું ગમે તે એક સત્ય લઇ તેના ઉપર સંપ્રદાય સ્થાપવાની કોઇએ કોશેષ કરવી નહિ. છતાં જે એમ કરશે તે નાકીઝ (ઇમાનનો ભંગ કરનાર) લેખાશે.

અબ્દુલ બહા કહે છેઃ—

"ધર્મના દુશ્મનોમાં એક તો તે છે કે જે બહાઉલ્લાના શબ્દોના અર્થ સમજાવવાની કોશેષ કરે છે. તેમ કરવાથી તે પોતાની લાયકાત પ્રમાણે પોતાને અનુકુળ પડે તેવો અર્થ ઉપજાવી પોતાની આસપાસ થોડાંક અનુયાયીઓ એકઠા કરી જુદો સંપ્રદાય સ્થાપશે; તેમ કરી પોતાનો દરજ્જો ચઢાવશે પણ ધર્મમાં ભાગલાં પાડશે."

બીજા નામામાં તેઓ લખે છેઃ—

"આવા લોકો સમુદ્રની સપાટી પર એકઠાં થતાં ફીણ જેવાં છે, પણ શરીયતના સાગરમાંથી એક એવું મોજું આવશે કે જે તે ફીણને કાંઠે ઘસડી લઇ જશે....સ્વાર્થ અને બદઘાનતથી જે બુરા વિચારો ઉપજશે તે નાશ પામશે અને ખુદાની શરીયત સ્થીર અને સલામત રહેશે."

જે લોકો ધર્મને ભૂલી જવાજ માગતા હોય તેઓને કોઈ અટકાવી શકે તેમ નથી. અબ્દુલ બહાના કહેવા પ્રમાણે ખુદ ખુદા પણ કોઇ જીવને આધ્યાત્મિક બનવાની ફરજ પાડતો નથી. માણસની ઇચ્છાશકિત સ્વતંત્ર રહે એ જરૂરી છે પણ શરીયતમાં

તો સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે બહાઇ કોમમાં સંપ્રદાય ઉભા થવા જોઇએજ નહિ.

## ધંધાદારી ધર્માચાર્ય નહિ જોઇએ.

બહાઇ વ્યવસ્થાની એક ખાસ ખુબી એ છે કે તેમાં ધંધાદારી ધર્માચાર્યની જોગવાઈ કરવામાં આવી નથી. ઉપદેશકોના ખર્ચ માટે રાજીખુશીથી ફાળા ભરવાની છુટ છે અને ઘણા ઉપદેશકો ધર્મપ્રચાર માટે આખું જીવન અર્પણ કરે છે; પણ ખરૂં જોતાં તો ધર્મપ્રચારમાં સઘળા બહાઇઓ પોતપોતાની શકિત અને સંજોગ પ્રમાણે ફાળો આપે એવી ઇચ્છા પ્રદર્શિત કરવામાં આવી છે; પણ અમુક તો અનુયાયીઓ અને અમુક તો ધર્મગુરૂઓજ, એવા વર્ગ પાડવામાં આવતા નથી.

અગાઉના જમાનાઓમાં ધર્માચાર્યોની જરૂર હશે કેમજે લોકો અભણ હોવાથી તેઓને ધાર્મિક ક્રિયાવિધિ કરાવવા અથવા જ્ઞાન કે ન્યાય મેળવવા તેઓ પર આધાર રાખવો પડયો હશે પણ હવે તો બધાજ કેળવાવા લાગ્યા છે અને જો બહાઉલ્લાના કહેવા પ્રમાણે ચાલે તો તો દુનિયામાં દરેક છોકરા છોકરીએ સંગીન કેળવણી મેળવવી જોઇએ. તેમ થતાં શાસ્ત્રનો અભ્યાસ દરેક પોતેજ કરી લેશે. જ્ઞાનના મૂળ ઝરામાંથી તેઓ પોતેજ જોઇએ તેટલું ખેંચી લેશે. ખાસ વર્ગના ધર્માચાર્યની જરૂર પડે એવી ક્રિયાવિધિઓ બહાઇ પધ્ધતિમાં છેજ નહિ અને ન્યાય આપવાનું કામ તો આજે તે માટે સ્થપાયેલી ખાસ સંસ્થાઓજ કરે છે.

બાળક માટે શિક્ષકની જરૂર છે; પણ ખરા શિક્ષકની નેમ એ હોવી જોઇએ કે વિદ્યાર્થીને શિક્ષક વગર ચાલી શકે એવો લાયક તેને કરવો. તે પોતાની આંખે જોઈ શકે, પોતાને કાને

સાંભળી શકે, અને પોતાના મનથી સમજી શકે એવો વિકાસ તેનો કરવો જોઇએ. તે પ્રમાણે એક પ્રજાની બચગીમાં ધર્માચાર્યની જરૂર છે પણ તેની ખરી ફરજ તો તેના વગર લોકોને ચલાવી લેતાં શીખવવાની છે. ખુદાઇ ચીજો તેઓ પોતે જોઇ, સાંભળી અને સમજી શકે એવી રીતે તેઓને તૈયાર કરવા જોઇએ. હમણાં ધર્માચાર્યનું કામ તો પતીજ ગયેલું હોવાથી બહાઈ શિક્ષણની નેમ એ છે કે માણસોને ખુદા સિવાય બધાથી સ્વતંત્ર કરવા; તેઓને સીધા ખુદા યા તેના અવતાર તરફજ વાળવા. બધા એકજ મૂળ તરફ વળે તો પછી ઉલટા સુલટી વિચારો ઉત્પન્ન ન થાય, ગોટાળો ન સંભવે અને મૂળની મધ્ય બિંદુની નજીક જતાં બધાં એક બીજાંની પણ વધારે નજીક થશે.



## પ્રકરણ ૯ મું.



### સાચી સંસ્કૃતિ.

"અય ખુદાના લોકો! સ્વાર્થમાં રચીપચી રહો નહિ. દુનિયાને સુધારવાનો અને પ્રજાઓને કેળવવાનો ઈરાદો રાખો!"—બહાઉલ્લા.

#### ધર્મ એ સંસ્કૃતિનો પાયો છે.

બહાઇ માન્યતા પ્રમાણે માનવજીવનના વ્યક્તિગત અને સામાજીક સવાલો એવા ગુંચવાડાભર્યા થઇ ગયા છે કે તેનો ફેંસલો કરવાને સાધારણ માણસની બુદ્ધિ શકિતવાન નીવડે તેમ નથી. સૃષ્ટિનો હેતુ અને તેનું સાધ્ય ફકત તે સર્વજ્ઞ પ્રભુ જાણે છે. મનુષ્ય જીવનનો હેતુ અને પ્રગતિનો ખરો રસ્તો માણસને તેજ બતાવે છે; પયગામ્બરોએ સુચવેલા માર્ગે ચાલવા ઉપર ખરી સંસ્કૃતિ ઘડાવાનો આધાર રહે છે. બહાઉલ્લા કહે છે કેઃ—

"જગતની વ્યવસ્થા અને શાંતિ માટે ધર્મ એ સૌથી મોટું સાધન છે. તેના પાયા ડગમગવાથી અજ્ઞાન, દુરાચારી અને ઉદ્ધત લોકો જોર પર આવે છે. જેમ જેમ ધર્મના પાયા નબળા પડે તેમ તેમ દુષ્ટોની બેપર્વાઇ વધે અને અરાજકતા ઉભી થાય....

"પશ્ચિમના લોકોની સંસ્કૃતિ જુઓ. તેણે દુનિયામાં કેટલો ખળભળાટ મચાવ્યો, નાશકારક સાધનો એવાં શોધવામાં આવ્યાં છે કે જગતે જેવાં જોયાં યા સાંભળ્યાં નથી. એક

ધર્મના પાયા ઉપર માણસો સંપ નહિ કરે ત્યાં સુધી એ હિંસાત્મક અનિષ્ઠોનો અંત આવે તેમ નથી.....

"હે બહાઈઓ! જગતના રક્ષણ માટે એક એક પયગામ્બરી ફરમાન બહુ મજબુત થઇ પડશે."—સ્વર્ગીય શબ્દો ઘણાં વરસ અગાઉ લખવામાં આવેલા ઉપલા શબ્દોનું સત્ય યુરોપ અને લગભગ આખી દુનિયાની હમણાંની સ્થિતિ જોતાં માલમ પડે છે. પયગામ્બરી ફરમાનોનો અનાદર અને અધર્મના પ્રચારથી નાશ અને અવ્યવસ્થા ભયંકર હદે જઇ પુગી છે અને હૃદયપલટા વગર-સાચા ધર્મ વગર-સમાજ સુધારણા અશક્ય થઇ પડી છે.

## ન્યાય.

પયગામ્બરી શિક્ષણનો સાર બહાઉલ્લાએ ગુપ્ત રહસ્ય નામની એક નાની કિતાબમાં આપ્યો છે તેમાં દરેક માણસને સારૂં, શુધ્ધ અને જ્ઞાની હૃદય બનાવવા ઉપદેશવામાં આવ્યું છે. બીજી સલાહ ખરાં સમાજ જીવનના મૂળ સિધ્ધાંતો દર્શાવે છેઃ—

"સૌને ન્યાય વધારે ગમે છે. મને ચાહનાર તેની ઉપેક્ષા કરે નહિ; ન્યાય શકિતથી તું બીજાની કરતાં તારી પોતાની આંખે સારૂં જોઇ શકશે; બીજાના જ્ઞાન કરતાં તારાં પોતાનાં જ્ઞાનથી વધારે જાણી શકશે."

સમાજજીવનનું પહેલું પગલું એ છે કે દરેક જણે ખરાં ખોટાંનો વિચાર કરી યથાર્થ વસ્તુસ્થિતિ સમજવી જોઇએ. આધ્યાત્મિક અને સામાજીક અંધતા તથા સામાજીક પ્રગતિનો મોટો દુશ્મન સ્વાર્થ છે. બહાઉલ્લા કહે છેઃ—

"હે બુધ્ધિશાળી લોકો! આંખ ઉપરનું એક નાનું ઢાંકણુ તમને જગતદર્શનથી અટકાવે છે. તો પછી હૃદય ઉપર લોભનો પડદો પડયો હોય તો શું થાય તે કલ્પી લો....

"હે લોકો! લોભ અને અદેખાઇનું અંધારૂં, જેમ વાદળ સૂર્યના કિરણોને અવરોધે છે તેમ, આત્માની આંખને આવરી રહે છે."

સ્વાર્થમય વિચાર અને આચારથી છેવટે સામાજીક દુઃખ આવી પડે એવાં પયગામ્બરી શિક્ષણનો અનુભવ માણસને લાંબે વખતે થાય છે. અને જો માનવતાનો નાલેશીભરી રીતે અંત નહિ આણવો હોય તો સર્વેએ પારકાંની ચીજને પોતાની ચીજ જેટલી અગત્યની ગણવી અને પોતાના લાભને સામાજીક લાભ કરતાં નજીવો ગણવો. આમ થશે તો દરેકના લાભ જળવાશે. બહાઉલ્લા કહે છેઃ—

"હે માનવબાળ! જો તું રહમ ચાહતો હોય તો તારા લાભ પર નહિ પણ બીજાઓનાં લાભ પર પ્રથમ ધ્યાન આપ. જો તારે ન્યાય જોઇતો હોય તો બીજાઓને પ્રથમ ન્યાય આપ."

સરકાર.

હવે પછીના હજાર અથવા હજારો વર્ષના જમાનાની જ્યાંસુધી બીજો પયગામ્બર આવે ત્યાંસુધી—સાચી સંસ્કૃતિનો પાયો કે જે ઉપર સમાજ બંધારણ ઘડાશે તેના મૂળ સિધ્ધાંતો તદ્દન સ્પષ્ટ રીતે જણાવ્યા પછી સામાજીક બંધારણની વિગતો આપવાની જરૂર બહાઉલ્લા જોતા નથી. સમાજના કાયદા કાનુનો તો સંજોગ સાથ બદલાતાજ રહેશે અને બહાઇ ચળવળમાં તેવી હેરફેર માટે પૂરતી જોગવાઇ છે. રાજ્ય બંધારણપૂર્વકનો

અને રાજ્યતંત્ર પ્રજાના હાથમાં હોય તો સારૂં એવી તેમણે સલાહ આપી છે પણ તેવું નિશ્ચિત પ્રકારનું ફરમાન નથી. "ખુશ ખબર"માં તેઓ કહે છેઃ—

"લોકસત્તાક રાજ્યબંધારણથી દુનિયાના બધા લોકોને લાભ થાય છે પણ રાજાની મહત્તા ખુદાની એક નિશાનીરૂપ છે. દુનિયાના દેશોમાં રાજાઓ નહિ રહે એવું અમે ઇચ્છતા નથી. મુત્સદ્દીઓ આ બન્નેને એક સ્વરૂપમાં ભેળે તો ખુદા તેઓને મોટો બદલો આપશે."

એક વાર આ લેખકની હાજરીમાં અબ્દુલ બહા નીચે પ્રમાણે બોલ્યા હતાઃ—

"આપખુદ સરકાર ખરાબ છે. અમેરિકાના જેવું પ્રજાસત્તાક રાજ્ય સારૂં છે પણ રાજા સાથેનું લોકસત્તાક રાજ્ય તેના કરતાં પણ સારૂં છે કેમજે તેમાં લોકો તથા રાજા બેઉનાં સારાં તત્ત્વો મિશ્ર થાય છે. રાજાનો જેવો મોભો છે તેવો અમુક વરસ માટે ચુંટાયેલા પ્રમુખનો નથી. રાજ્યસત્તા પિતા પછી પુત્રને મળવી જોઇએ. પ્રજાસત્તાક રાજ્યની કાયમતા અને સ્થિરતા માટે રાજાની જરૂર છે. બાકી જ્યારે જ્યારે પ્રમુખની ચુંટણીનો વખત આવે છે ત્યારે ત્યારે દેશ રાજદ્વારી કજીયા ખખેડામાં ગુંચવાઈ જાય ને તેવી સ્થિતિમાં ન્યાય રહે નહિ.

સઃ—જો રાજા નાલાયક માલમ પડે તો પાર્લામેન્ટ તેને પદભ્રષ્ટ કરી શકે?

જઃ—અલબત્ત, અને નવો રાજા નીમી શકે. બંધારણ પૂર્વકના રાજાને કાયદા ઘડવાની સત્તા નથી. બધો વહીવટ પ્રધાન મંડળ અને પાર્લામેન્ટજ કરે.

સ:—જો રાજા વંશપરંપરાથી ચાલે તો અમીર ઉમરાવો પણ વંશપરંપરાથી નહિ ચાલી શકે?

જ:—દેશની સેવા બજાવે તેને લાયક ઇલકાબ આપવા; પણ એક માણસને તેના બાપની લાયકાત પર—દાખલા તરીકે એક મોટા સેનાપતિના બેટાને-માન આપવાનું કારણ નથી. દેશની સેવા નહિ બજાવનારને ઇલકાબ આપવા જોઇએ નહિ; તેના બાપની સેવાની યાદમાં તેને માન અપાય પણ ઓધ્ધાઓ આપવા માટે તેને પસંદગી અપાય નહિ."

સરકારની ફરજ ન્યાય અને અપક્ષપાતથી કાયદો અમલમાં મુકવાની છે.

અબ્દુલ બહા કહે છેઃ—

"કાયદાની નજરે બધાં માણસને સરખાં ગણવાં. કાયદો તે કાયદો....

"દુનિયાના દરેક દેશમાં જ્યારે સંપૂર્ણ ન્યાયથી રાજ્ય થશે ત્યારે દુનિયા સુંદર બની જશે. ખુદાના દરેક બંદાનો મોભો અને લાયકાત સમાન ગણાશે; માનવજાતની એકતાની સંગીનતા, ખરો ભ્રાતૃભાવ, ત્યારે અનુભવાશે અને સત્યરૂપી સૂર્યનો મહિમાવંત પ્રકાશ સર્વ મનુષ્યાત્માઓને નૂર બક્ષશે."

## રાજકીય સ્વાતંત્ર્ય.

જો કે તેમણે સ્થાનિક, રાષ્ટ્રિય કે આંતરરાષ્ટ્રિય રાજ્ય બંધારણ તરીકે પ્રજાસત્તાક અથવા પ્રતિનિધિત્વવાળાં બંધારણની એક આદર્શ તરીકે હિમાયત કરી છે તો પણ બહાઉલ્લા કહે છે કે દરેક માણસ વ્યક્તિગત રીતે અમુક પ્રકારની ઉંચી લાયકાત ધરાવતો થાય અને સામાજીક વિકાસ પણ અમુક હદે

થયેલો હોય ત્યારેજ તેવું રાજ્યબંધારણ થવું શકય છે. કેળવણી વગરના, સ્વાર્થી અને અણઘડ લોકોને સ્વરાજ્ય આપી દેવું તે આફત સમાન થઈ પડશે. જેઓને ડહાપણથી સ્વાતંત્ર્યનો ઉપયોગ કરતાં નહિ આવડે તેઓને સ્વાતંત્ર્ય આપવાના જેવું જોખમકારક બીજું કંઇ નથી. "અકદસ" માં બહાઉલ્લા લખે છેઃ—

"અમે જોઈએ છીએ કે કેટલાક લોકો સ્વાતંત્ર્ય માગે છે અને તેમ કરવાની શેખી કરે છે, પણ તેઓ અજ્ઞાનમાં છે. તેવાઓને માટે સ્વાતંત્ર્ય એક આગ સમાન થઈ પડશે કે જે બુઝાવી શકાય નહિ. સર્વજ્ઞ પ્રભુની આવી ચેતવણી છે. તમે જાણો છો કે જાનવરોને સ્વાતંત્ર્ય છે. પણ માણસને તો અજ્ઞાન અને દગાબાજીથી રક્ષણ મળે એવા કાયદા હેઠળ રહેવાની જરૂર છે. સ્વાતંત્ર્યથી માણસ વિવેક વિચાર ભૂલી જાય છે; બગડે છે. માણસોને ઘેટાં સમજો તો તેમને માથે ભરવાડની જરૂર હોય છે, એમાં સંશય નથી. ચોકસ સંજોગોમાં સ્વાતંત્ર્યનો વાંધો નથી અને ચોકસ સંજોગોમાં તે નહિ ચાલે. તમે જાણતા હોય તો સમજજો કે મારાં ફરમાનને અનુસરવામાં સ્વાતંત્ર્ય છે. અમે આપેલી પ્રેરણાને અનુસરનારાઓના આત્મા સ્વાતંત્ર્યનો અનુભવ લેશે....લાભકારક સ્વાતંત્ર્ય સાચા પ્રભુની સેવા બજાવવામાં છે; જે તેનો સ્વાદ ચાખશે તે પૃથ્વી અને સ્વર્ગનું રાજ્ય પણ તેને બદલે નહિ ઇચ્છે."

પછાત પડેલી પ્રજાઓની હાલત સુધારવા ખુદાઇ શિક્ષણ રામબાણ ઇલાજ છે. લોકો અને મુત્સદ્દીઓ તે શિક્ષણનો સ્વીકાર કરશે તો બધી પ્રજાઓ બંધનથી મુકત થશે.

રાજા અને પ્રજા.

બહાઉલ્લા પોતાનાં ગુપ્ત રહસ્યમાં ત્રાસ અને જુલમ વર્તાવવાની સદંતર મના કરે છેઃ—

"હે દુનિયાના જુલમગારો! જુલમ કરવાથી તમારા હાથ પાછા ખેંચી લો. કારણ કે અન્યાયને નહિ ચાલવા દેવાની મેં પ્રતિજ્ઞા કરેલી છે."

જેઓને કાયદા કાનુનો ઘડવાની સત્તા છે તેઓએ "મસલેહત ચલાવીને એવી જાતના ઠરાવ કરવા અને તેનો એવી રીતે અમલ કરવો કે જેથી લોકોને આબાદી, સલામતી; કલ્યાણ અને શાંતિ મળે. જો તેમ નહિ કરવામાં આવશે તો કુસંપ અને કજીયા બખેડા થશે."

બીજા હાથ પર પ્રજાએ ન્યાયી સરકારના કાયદાને માન આપવું, અને વફાદાર રહેવું જોઇએ. સારાં દ્રષ્ટાંત અને કેળવણીકારક પધ્ધતિઓ પર તેઓએ ભરોસો રાખવો. પ્રજાની હાલત સુધારવા માટે કદી પણ હિંસાત્મક સાધનોનો આશ્રય લેવો નહિ. બહાઉલ્લા કહે છેઃ

"કોઇ પણ દેશમાં આ કોમનો માણસ વસે તો તેણે તે દેશની સરકારને આજ્ઞાંકિત અને વફાદાર રહેવું."

"હે ખુદાના લોકો; તમારાં (દિલ) મંદિરને પ્રમાણિકતા અને વિશ્વાસુપણાના ગુણથી શણગારો. સારાં કામ અને નીતિથી ખુદાને મદદ કરો, મારી કિતાબોમાં, મારા પત્રોમાં, મારાં લખાણોમાં અને નામાઓમાં ફિતુર અને કજીયા બખેડા કરવાની મેં મના કરી છે. તમારી ઉન્નતિ અમે એ પ્રકારે ઇચ્છીએ છીએ."

## નીમણુક અને બઢતી.

કોઇની નીમણુક કરવા આગમચ તેની લાયકત જોવી. ઉમેદવારની ઉમર, તેની સામાજીક યા આર્થિક હાલત, ખાનદાની કે અંગત સંબંધનો વિચાર કરવો નહિ."

ઇશરાકાતમાં બહાઉલ્લા લખે છે:—

"પાંચમી ઇશિરાકાત એ છે કે રૈયતની હાલત જોઇને ઓધ્ધેદારોને તેઓની લાયકાત તપાસીને નીમવાનું રાજકિય ડહાપણુ વાપરવું. આ બાબતમાં સરદાર અથવા રાજાએ ખાસ ચોંપ રાખવી. સાધનસંપન્ન ફિતુરીઓ વિશ્વાસુ માણસોની જગા નહિ લઇ લે અને વાલીની જગાઓ બિગાડ કરનાર લોકો પચાવી નહિ પડે તે ખાસ જોવું."

જો સામાન્ય રીતે આ સિધ્ધાંતનો અમલ કરવામાં આવે તો સમાજ જીવનમાં આશ્ચર્યકારક ફેરફાર થાય. દરેક માણસને લાયકાત જોઇને જગા આપવામાં આવે તો તે પોતાનું કામ જીવ ઘાલીને કરશે; પોતાના ધંધાનો તે ખાં થશે અને પોતાને તથા જગતને મોટો લાભ કરશે.

## આર્થિક પ્રશ્નો.

ગરીબ અને તવંગરો વચ્ચેના આર્થિક સંબંધ સુધારવાની જરૂર વિષે અબ્દુલ બહા કહે છે કે:—

"સમાજ વ્યવસ્થા એવી થવી જોઇએ કે ગરીબાઇ નાબુદ થાય, દરેક જણ પોતપોતાની સ્થિતિ પ્રમાણે સામાન્ય સગવડો અને સુખ ભોગવે. આપણે જોઇએ છીએ કે જગતમાં કેટલાક અતિશય ધનના બોજા નીચે કચડાય છે અને કેટલાક સાવ ભૂખે મરે છે. કેટલાકો પાસે મહેલ મહાલતો છે ત્યારે ઘણાકોને માથું

મેલવાની પણ જગા નથી. આવી વ્યવસ્થા ખોટી છે અને તેનો ઇલાજ થવોજ જોઇએ. બધાંજ માણસોને સરખાં કરી દેવાય એવો ઉપાય તો થાયજ નહિ. સમાનતા એક જાતનું તૂત છે. તે તદ્દન અવહેવારૂ છે. સમાનતા લાવી નાંખવામાં આવે તો પણ તે ચાલે નહિ. જો સમાનતાની હસ્તિ શકય હોય તો દુનિયાનો નાશ થાય. ચઢતા ઉતરતાપણાનો કાયદો તો રહેશેજ. ખુદાએજ માનવસૃષ્ટિ એવી રચી છે ને!.... ઇન્સાન જાત એક પ્રકારનાં લશ્કર જેવી છે. તેમાં સેનાપતિ, નાયબ સેનાપતિ, હવાલદાર, જમાદાર, સેપાહુ એમ જુદા પ્રકારના અને જુદી ફરજો ધરાવનાર માણસો હોવાનાં. વ્યવસ્થા માટે ચઢતા ઉતરતાપણું તો રાખવુંજ પડશે. બધા સેનાપતિઓ કે બધાજ સેપાહોનું લશ્કર બની શકે નહિ.

"માટે શ્રીમંતાઇ અને ગરીબીની હદ મુકરર કરવી જરૂરી છે ગરીબાઇ ભૂખમરાની હદે પહોંચે ત્યારે જાણવું જોઇએ કે કશો જુલમ થતો હશે. માટે લોકોએ જાગૃત થઇને સામુદાયિક દળદરવાળી સ્થિતિ ઉત્પન્ન થતી અટકાવવી જોઇએ.

"શ્રીમંતોએ પોતાના ધનમાંથી હિસ્સો આપવો, હૃદયને કોમળ બનાવવાં, જીવનની જરૂરીયાતો પણ નહિ મળતી હોય તેવાંઓ માટે તેઓએ પોતાના દિલમાં દયા આણવી.

"બેહદ શ્રીમંતાઇ અને બેહદ ગરીબીને કાબુમાં લાવવા ખાસ કાયદા ઘડવા જોઇએ....સરકારે બધાને સરખો ન્યાય આપવાને ખુદાઇ કાનુન પ્રમાણે ચાલવું જોઇએ. તેમ નહિ કરવામાં આવે ત્યાં સુધી ખુદાનો કાયદો પાળેલો કહેવાશે નહિ."

## જાહેર નાણાં.

અબ્દુલ બહા સૂચવે છે કે બને ત્યાં સુધી દરેક ગામ અને દરેક કસ્બા યા જીલ્લાને પોતપોતાનો આર્થિક વહીવટ સોંપવો અને તેઓએ દેશના સામાન્ય વહીવટ માટે કંઇ હિસ્સો આપવો. આયપતના એક સાધન તરીકે ચઢઉતર આવક વેરા નાંખવો. જે પોતાની જરૂર કરતાં વધારે કમાતો નહિ હોય તેની પાસેથી વેરો લેવો નહિ. વધુ કમાનારો વધુ ખર્ચ કેટલો કરે તે ગણીને તેની વધારાની કમાણી પર વેરો લેવો.

હવે જો કોઇ માણસ માંદગી, યા દુકાળને સબબે કમાઇ નહિ શકે, તો જાહેર નાણાંમાંથી તેનાં કુટુંબનાં પોષણ માટે મદદ આપવી.

બીનવારસી મીલ્કતો, ખાણો, સોના ચાંદીના વેપાર અને મરજીયાત ફાળાથી આયપતના સાધનો થાય અને ખર્ચમાં અપંગ, અનાથનું ભરણપોષણ, કેળવણી, અને જાહેર તન્દરોસ્તીની દેખરેખની; ટુંકમાં, સર્વના સુખસગવડની જોગવાઈ થવી જોઇએ.

## મરજીયાત ફાળો.

ઇ. સ. ૧૯૧૯ માં "સેન્ટ્રલ ઓરગનાઇઝેશન ફોર એ ડયુરેબલ પીસ" ને લખેલા પત્રમાં અબ્દુલ બહા કહે છે કે:—

"બહાઉલ્લાનો એક ઉપદેશ એવો પણ છે કે દરેકે પોતાની મિલ્કતમાંથી બીજાંઓને મરજીયાત હિસ્સો આપવો. કાયદાથી લાવવાની સમાનતા કરતાં આ માર્ગ વધારે સારો છે અને તેમાં સિધ્ધાંત એ છે કે કોઈ માણસે બીજા કરતાં પોતાને

વધારે પસંદગી આપવી નહિ અને પોતાના જાનમાલનો બીજાઓને ખાતર ભોગ આપવો. એ સંબંધી કાયદો કરીને માણસો પાસે તે પળાવવાની બળજબરી કરવી નહિ. પણ ઈરાનના બહાઈઓ કરે છે તેમ લોકોને પોતાની રાજીખુશીથી હિસ્સો આપવા દેવો."

## બધાંઓએ કામ કરવું.

આર્થિક સવાલના સંબંધમાં બહાઉલ્લાનો એક અગત્યનો ઉપદેશ એ પણ છે કે સર્વેએ ઉપયોગી કામમાં રોકાયેલા રહેવું. સામાજીક મધપૂડામાં આળસુ નર ભમરા હોવા જોઈએ નહિ; પરાશ્રયી સશકતો હોવા જોઈએ નહિ.

"તમો દરેક જણે કંઇ પણ કામ ધંધો રોજગાર કરવોજ જોઇએ. તમારાં કામને અમે ખુદાની ભકિત સાથે સમાન ગણ્યું છે. લોકો! ખુદાની રહેમનો વિચાર કરો અને સવાર સાંજ તેનો અહેસાન માનો.

"આળસમાં વખત બરબાદ કરો નહિ; તમને તથા બીજાઓને લાભ થાય એવું કંઇ પણ કામ કરો. આ એક ખુદાઇ ફરમાન છે. જે બેસી રહે છે અને ભીખ માગે છે તે ખુદા સમક્ષ ધિક્કારાય છે. માટે અનાદિ ખુદા ઉપર આસ્થા રાખી કંઇબી કામરૂપી દોરડાંને વળગી રહો."

દુનિયાની કેટલી બધી શકિત આજે બીજા લોકોનાં કામની બરબાદી કરવામાં કજીયા બખેડા અને હરિફાઇમાં ખર્ચાય છે! જો બધાંજ ઉપયોગી કામ કરે; મગજનું યા હાથ મજુરીનું; તો બધાંને સુખ, સગવડ અને ઉંચ જીંદગી ગાળવા માટે જોઇતી સર્વ ચીઝો મળી રહે. ભૂખમરો, લાચારી, ગલીચી,

ઔદ્યોગિક ગુલામી, અને કચડી નાંખનારી મહેનત જેવું કંઇ રહે નહિ.

## ધનનું નીતિશાસ્ત્ર.

બહાઇ શિક્ષણ પ્રમાણે ધન ખરે રસ્તે મેળવવું અને ખરે રસ્તે વાપરવું તે મુનાસીબ અને વખાણવા જોગ છે. સેવા મેળવી હોય તેનો ઘટતો બદલો આપવોજ જોઇએ. તરાઝાતની તકતીમાં બહાઉલ્લા કહે છેઃ—

"બહાઇ લોકોએ કોઇના કામનો બદલો આપવા ના પાડવી નહિ; અકલમંદોને માન આપવું...ન્યાય પૂર્વક બોલવું અને થયેલા લાભની કદરસનાશી કરવી."

નાણાં ઉપર વ્યાજ ખાવાના બાબમાં બહાઉલ્લા ઇશરાકાતના નામામાં લખે છેઃ—

"ઘણા લોકોને નાણાંની જરૂર પડે છે અને જો તે ઉપર વ્યાજ આપવામાં આવે નહિ તો ધંધા રોજગારમાં ભારે ખલલ પડે...વ્યાજ વગર નાણાં ધીરવાં અને તે પણ નાણાં લેનાર પોતાની સગવડે પાછાં વાળે એ શરતે કોઇ પણ નાણાં ધીરવા નીકળે નહિ; માટે બીજા ધંધાઓ ભેળો વ્યાજનો ધંધો પણ ચાલુ રાખવાનું અમે મુકરર કર્યું છે, વ્યાજ ખાવું કાયદેસર અને હલાલ છે. ફક્ત ન્યાયી અને વાજબી રાહે તે લેવું. ખુદાઇ કલમથી વ્યાજની હદ મુકરર કરી શકાતી નથી અને પોતાના બંદાઓની સગવડ માટે તે હુરંદેશ પરવરદેગારે તેમ કર્યું છે. ખુદાના દોસ્તો ન્યાયની રાહે કામ કરશે અને ખુદાનાં પ્યારાંઓ સાથે દયાની નજરથી કામ લેશે,,

"આ બાબતોની તકરારનો ફેંસલો અદાલતોને સોંપાયેલો હોવાથી અદાલતના માણસો જમાના પ્રમાણે ડહાપણથી ઇન્સાફ તોળશે."

## ઔદ્યોગિક ગુલામી નહિ જોઇએ.

અકદસના કિતાબમાં બહાઉલ્લા ગુલામો રાખવાની મના કરે છે અને અબ્દુલ બહા તો ઉદ્યોગોમાં ગુલામી ( industrial slavery ) કરાવવાની પણ મના કરે છે. ૧૯૧૨ ની સાલમાં તેમણે અમેરિકન લોકોને કહેલું કેઃ—

ઇ. સ. ૧૮૬૦ અને ૧૮૬૫ ની સાલમાં તમે ઘરમાંથી ગુલામો છોડી મેલ્યા એ એક કમાલ કામ કર્યું; પણ તેથી પણ વધારે કમાલ કામ તમારે કરવાનું છે. ઉદ્યોગોમાંથી ગુલામી રદ કરો."....

"મુડીવાળાઓ અને મજુરો વચ્ચે લડાઇ તકરારો કરવાથી આર્થિક સવાલનો ફેંસલો આવશે નહિ. પણ તે માટે તો બેઉ બાજુએ ભલી લાગણી બરપા થવી જોઇએ, તોજ કાયમની સારી સ્થિતિ ઉત્પન્ન થાય...

"બહાઇઓમાં પૈસા કઢાવવાની, ભારુતી તથા ગેરવાજબી રીતો, બંડખોર માગણીઓ નથી અને ચાલુ સરકારો સામે બળવા કરાવવાની વાત નથી .

"બીજાઓની મજુરીથી મોટી દોલત એકઠી કરવાનું ભવિષ્યનાં માણસો માટે શકય રહેશે નહિ. શ્રીમંતો ખુશીથી પોતાની પુંજી વહેંચી આપશે. અલબત્ત, એમ થશે પણ તે આસ્તે આસ્તે! લડાઇ કે ખુનરેજીથી એવું પરિણામ કદી આવવાનું નથી." (સ્ટાર ઓફ ધી વેસ્ટ ભાગ ૭ મો નંબર ૧૫ પાનું ૧૪૭)

દોસ્તદારી રીતે મસલેહત કરવાથી, સહકારથી અને વાજબી ભાગીદારી તથા નફાની વહેંચણીથી મુડીવાળાઓ અને મજુરો બેઉના લાભ સારી રીતે જળવાશે. હડતાળ પાડવાની અથવા કારખાનાં બંધ કરવાની રીતો નુકસાનકારક છે. એકલા કામદારો માટેજ નહિ પણ આખી પ્રજા માટે. તેથી તકરારનો નિકાલ કરવાની આવી જંગલી રીતો અટકાવવાના ઉપાય સરકારે શોધવા જોઇએ. ઇ. સ. ૧૯૧૨ ની સાલમાં ન્યુ હેમ્પશાયર (ડબ્લીન) મધે અબ્દુલ બહાએ નીચે પ્રમાણે કહ્યું હતું: –

"હવે હું તમને ખુદાના કાયદા વિષે કહેવા માગું છું. ખુદાઇ કાયદા પ્રમાણે કામદારોને રોજી આપીનેજ પતાવી દેવા જોઇએ નહિ; પણ દરેક કામમાં તેઓને ભાગીદાર લેખવા જોઇએ. મિલ્કતની સામાજીક વહેંચણી કરવાનો સવાલ બહુ મુશ્કેલ છે. મજુરી વધરાવવા માટે હડતાળ પાડવાથી તેનો ફેંસલો નહિ આવે. તે માટે તો આખી દુનિયાની બધી સરકારોએ એકત્ર થઇને એક એસેમ્બલી સ્થાપવી જેમાં બધા દેશોની રાજસભાના સદસ્યો અને અમીરોને ચુંટીને મોકલવા જોઇએ. તેઓએ એવી સત્તા અને દુરંદેશીથી કામ કરવું જોઇએ કે જેથી મુડીવાળાઓને મોટી ખોટ જાય નહિ અને કામદારોને પણ વધારે માંગવાની જરૂર રહે નહિ. તેઓએ તદ્દન મધ્યમ રીતના કાયદા ઘડવા અને પછી જાહેર કરવું કે કામદાર લોકોના હક બરાબર જાળવવામાં આવશે. બેઉ પક્ષની ખુશીથી જ્યારે એવો સામાન્ય કાયદો ઘડવામાં આવે અને પછી જો હડતાળ પડે તો આખી દુનિયાની સરકારોએ સંપ કરીને સામે થવું; નહિ તો યુરોપમાં તો ખાસ કરીને કામનો ઘણો નાશ થશે, અને ભયંકર બનાવો બનશે.

"આખા યુરોપમાં લડાઇ જાગવાના કારણોમાંનુ એક એ કારણ બનશે મીલકતો, ખાણો અને કારખાનાંઓના માલેકોએ પોતાની આવક કામદારો સાથે વહેંચી લેવી અને મજુરી ઉપરાંત નફાનો ચોકસ હિસ્સો તેઓને આપવો કે જેથી તેઓ મન દઇને કામ કરે."

## વારસો હિસ્સો

બહાઉલ્લા દર્શાવે છે કે એક માણસને જીવતાં જીવત પોતાની મિલ્કતનું લેખી વસીયતનામું કરીને પોતાની મરજી પ્રમાણે પોતાની મિલ્કતની વ્યવસ્થા કરવાની છુટ હોવી જોઇએ અને દરેકે વસીયતનામું કરીને તેના મરણ બાદ મિલકતની કેવી રીતે વ્યવસ્થા કરવાની છે તે જણાવવુંજ જોઇએ. કોઇ વસીયતનામું કર્યા વગર ગુજરી જાય તો તેની મિલકતની કીમતની આકારણી કરવી અને સાત જાતના વારસોમાં મુકરર કરેલા પ્રમાણમાં વહેંચવી. મરનારના છોકરાં, ધણી યા ધણીયાણીને, મા, બાપ, ભાઇઓ, બહેનો, અને ગુરૂને અમુક પ્રમાણમાં વહેંચી આપવી. એમાંનું કોઇ નહિ હોય તો તેનો ભાગ જાહેર ત્રિજોરીમાં જાય, કે જેમાંથી તે નાણાંનો વ્યય ગરીબ, અનાથ અને વિધવાઓનાં ભરણ પોષણ માટે અથવા તો જાહેર બાંધકામ માટે થાય. જો મરનાર પાછળ કોઇ વારસ નહિ હોય તો તેની બધી મિલકત સરકારમા જાય.

કોઇ માણસ ચાહે તો પોતાની બધી મિલકત એકજ જણને આપી જાય તે સામે બહાઉલ્લાના કાયદામાં વાંધો નથી; પણ નાવારેસની મિલકત ઘણા જણાને મળે એવી જાતનાં વસીયત કરવાના નમુના બહાઉલ્લાએ ઘડયા છે. તેની અસર બહાઇઓ ઉપર કુદરતી રીતે તેમના વસીયતનામાઓ કરવામાં થશે.

## સ્ત્રી અને પુરૂષની સમાનતા.

બહાઉલ્લા જે એક સામાજીક નિયમને બહુ અગત્યતા આપે છે તે એ છે કે સ્ત્રીઓને પુરૂષોની સમાન ગણી તેઓને હક, કેળવણી અને જીંદગીના અવસરો સમાન મળે એવો બંદોબસ્ત કરવો.

સ્ત્રીઓને બંધન મુક્ત કરવા માટે એક મોટું સાધન કેળવણી છે. છોકરીઓને છોકરાઓની પેઠે કેળવવી. છોકરીઓની કેળવણી વધુ અગત્યની હોવી જોઇએ કેમજે તેઓ ભવિષ્યની પેઢીની માતાઓ અને શિક્ષિકાઓ થવા સર્જાયેલી છે. બાળકો ઉછેરવાનું કામ તેમનું હોવાથી અને કુમળાં ઝાડને જેમ વાળીએ તેમ વળે તેવું હોવાથી છોકરીઓને અચ્છી રીતે કેળવવાની જરૂરજ છે.

પશ્ચિમના દેશોમાં અબ્દુલ બહાને આ સવાલ ઉપર ઘણી વાર બોલવું પડયું હતું. ઇ. સ. ૧૯૧૩ ના જાનેવારીમાં લંડન મધે "વીમેન્સ ફ્રીડમ લીગ" ની સભામાં તેમણે ભાષણ કર્યું હતું કેઃ—

"માણસ જાત સ્ત્રી અને પુરૂષ રૂપી બે પાંખવાળાં પંખી જેવી છે. બેઉ પાંખો સરખી જોરદાર નહિ હોય તો પંખી આકાશમાં ઉડી શકે નહિ. ચાલુ જમાનાના સંજોગ પ્રમાણે સ્ત્રીઓએ જીંદગીની સર્વ બાબતોમાં પુરૂષોની સમાન થવું જોઇએ. તેઓએ સરખા હકો ભોગવવા જોઇએ; મારી એવી ઇંતેજારીભરી ખાહેશ છે અને બહાઉલ્લાનું શિક્ષણ પણ એવુંજ છે.

"કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે સ્ત્રીઓ કરતાં પુરૂષોનું ભેજું વધારે વજનદાર હોય છે. માટે પુરૂષો સ્ત્રીઓથી

ચઢીઆતા છે એવો તેઓ દાવો કરે છે. છતાં દુનિયામાં આપણે જોઈએ છીએ તો માલમ પડે છે કે નાનાં માથાંવાળાં માણસો મોટાં માથાંવાળાં કરતાં વધારે અક્કલ અને સમજશક્તિ ધરાવતાં હોય છે. માટે અક્કલ અને ચઢીઆતાપણાનું માપ માથાનાં કદ કે વજન પર આધાર રાખતું નથી."

"પુરૂષો જ્યારે એવી દલીલ લાવે છે કે અત્યાર સુધી સ્ત્રીઓએ પુરૂષોના જેટલું કરી બતાવ્યું નથી; ત્યારે તેઓ તવારીખનો વિચાર કરતા નથી. જો તવારીખ જોશે તો માલમ પડશે કે બાનુઓએ પણ ભૂતકાળમાં મોટમોટાં કામો કર્યાં છે અને વર્તમાન કાળમાં પણ કરે છે,"

અત્રે અબ્દુલ બહાએ ઝેનોબિયાનું ઉદાહરણ આપ્યું હતું અને મેરી મેગડેલનના નામનો ઉલ્લેખ કરી કહ્યું કે ખુદ ઇસુના શિષ્યોનો વિશ્વાસ ડગી ગયો હતો ત્યારે પણ મેગડેલન મક્કમ રહી હતી. તેમણે આગળ ચલાવ્યું કેઃ—

"આપણા જમાનામાં એક બાનુ નામે કુર્રતુલઐન છે. તે એક મૌલવીનાં બેટી હતાં. બાળના વખતમાં તેમણે એવી હિંમત અને શકિત દર્શાવી હતી કે તેમને સાંભળનારાં બધાં અજબ થતાં. ઇરાનીઓનો જમાનાજુનો બુરખો તેમણે ફેંકી દીધો અને તે વખતે પુરૂષો સાથે વાત કરવી એ અવિવેક ગણાતો તો પણ તેમણે મોટા મોટા કાઝીઓની મિજલસમાં વાદવિવાદ કરી તેઓને હરાવ્યા હતા. ઇરાની સરકારે તેમને કેદ કર્યાં; મહોલ્લાઓમાં તેઓ પર પથરા ફેંકવામાં આવ્યા હતા; એક શહેરથી બીજે શહેર દેશનિકાલ કર્યાં; મોતની ધમકીઓ આપી પણ પોતાની બહેનોને બંધન મુકત કરવાના કામમાં તેમણે અડગતા ત્યજી નહિ. ભારે ધૈર્યથી તેમણે સતામણીઓ સહન કીધી.

કેદમાં પણ તેમણે બીજાઓનાં હૃદય પલટાવ્યાં. એક ઇરાની વઝીરનાં ઘરમાં તેમને કેદ કરવામાં આવ્યાં હતાં તેને તેમણે કહ્યું કે તારે જોઇએ તો મને મારી નાંખ; બાકી સ્ત્રીઓની બંધન મુકિત તું અટકાવી શકવાનો નથી. તેમને એક બાગમાં લઇ જઇ ફાંસો દઈ મારી નાખવામાં આવ્યાં હતાં. ફાંસીને દિવસે જાણે કંઇ ઉત્સવમાં જતા હોય એમ તેમણે સારાં કપડાં પહેર્યાં હતાં; તેમણે એવા શાંતિથી અને હિંમતથી પોતાના દેહનું બલિદાન આપ્યું કે જોનારા આશ્ચર્ય પામ્યા હતા. આજે ઇરાનમાં બહાઇઓમાં એવી હિંમતવાન સ્ત્રીઓ છે કે જેઓ મહાન કવિઓના જેવી અંતર્દષ્ટિ ધરાવે છે. અને લોકોની મેદની સમક્ષ છટાદાર રીતે ભાષણો કરી શકે છે.

"બાનુઓએ આગળ વધવું, સાહિત્ય, કળા, ઇતિહાસ, વિજ્ઞાન વિગેરે શીખવાં કે જેથી મનુષ્યજાત સંપૂર્ણતાને પામે. થોડા વખતમાંજ તેઓ હકો પ્રાપ્ત કરશે. સ્ત્રીઓ જ્યારે ઇંતેજારીથી શીખશે; મરતબાથી રહેશે, શહેરી અને રાજ્યદ્વારી જીંદગી સુધારશે; લડાઇનો વિરોધ કરશે; મતાધિકાર અને સમાન તકો માંગશે; બધી બાબતોમાં આગળ વધશે; ત્યારે તમારાં કપાળ અનંત મહિમાવાનના તેજથી દીપશે.

### સ્ત્રીઓ અને નવો જમાનો.

સામાજીક બાબતોમાં જ્યારે સ્ત્રીઓનું દ્રષ્ટિબિંદુ સમજવામાં આવશે અને તેઓની ખાહેશ બરાબર દર્શાવવામાં આવશે, ત્યારે આપણે અત્યારસુધી જે બાબતો મરદોના હાથમાં છે જેવી કે તન્દરોસ્તી, મિતાહાર, સુલેહ, જીંદગીની કિંમત વિગેરે કે જેની વ્યવસ્થામાં તેઓએ ભારે બેદરકારી દર્શાવી છે, તેમાં ભારે સુધારા થશે અને તેના લાભ પણ અનુભવાશે.

અબ્દુલ બહા કહે છેઃ—

"ભૂતકાળમાં દુનિયા ઉપર પશુબળનું શાસન ચાલ્યું છે. પુરૂષે પોતાનાં ચઢીઆતાં અંગબળ અને બુદ્ધિબળથી સ્ત્રીના ઉપર અમલ બેસાડયો હતો. પણ હવે કાંટો બદલાય છે. પશુબળનું માન ઘટવા માંડયું છે; તેને બદલે ચપળતા, પ્રેરણા અને પ્રેમ તથા સેવા ભાવના આધ્યાત્મિક ગુણો કે જે સ્ત્રીઓમાં વધારે હોય છે તે ચઢીઆતા ગણાવા લાગ્યા છે. માટે નવો જમાનો નરજાતિના ઓછા અને નારીજાતિના મિશ્ર આદર્શવાળો બનશે અથવા બરાબર કહીએ તો સ્ત્રી અને પુરૂષની સંસ્કૃતિની તુલા સમતોલ થશે."

## હિંસાત્મક રીતિઓ નહિ જોઇએ.

સ્ત્રીઓની બંધનમુકિત માટે કોઇપણ પ્રકારની બળજબરી નહિ વાપરવા બહાઉલ્લાએ પોતાના અનુયાયીઓને શીખવ્યું છે. ઇરાન, મિસર અને સીરીયાના બાનુઓએ બહાઈ સંસાર સુધારાના અચ્છાં ઉદાહરણ રજુ કર્યાં છે. એ દેશોમાં બુરખા ઓઢવાનો રીવાજ હતો. બાબે જણાવ્યું કે આ જમાનામાં હવે એ રિવાજ નહિ ચાલે; પણ બહાઉલ્લાએ સલાહ આપી હતી કે જો નીતિનો સવાલ ઉભો થતો નહિ હોય તો લોકો કેળવાય ત્યાં સુધી ચાલુ રૂઢીઓ ભલે ચાલુ રહે. નકામી નાલેશી અને ટંટાફિસાદ કરવાની જરૂર નથી. તેથી કેળવાયેલાં બહાઇ બાનુઓ બુરખાની અગવડ વેઠે છે; તેની જરૂર નથી એમ જાણે છે છતાં ઝનુની લોકોનો વિરોધ ઉશ્કેરાઇને નકામી સાડમારી નહિ થાય તે સારૂ ઘર બહાર નીકળતાં બુરખા ઓઢે છે. કેળવણીનો પ્રચાર થશે અને સાચા ધર્મની અસર થશે એવા વિશ્વાસથી તેઓ રૂઢીને વળગી રહ્યાં છે અને નહિ

કે દરથી. એ દેશોમાં બહાઈઓ બાળકેળવણી, ખાસ કરીને કન્યાકેળવણી પાછળ અને બહાઈ આદર્શના પ્રચાર માટે ઠીક ધ્યાન આપે છે, એમ સમજીને કે જેમ વસંત ઋતુમાં કળીઓ ખરી જઇને પાંદડાં અને ફુલ ફુટે છે તેમ લોકો નવચેતન પ્રગટશે એટલે આપોઆપ જુની રૂઢીઓ પડતી મેલશે.

## કેળવણી.

જગતની શરૂઆત થઇ ત્યારથી પાક પયગામ્બરો કેળવણીની ઉંચ નેમ, મનુષ્યશકિતની ખીલવણી, તાલીમ અને રાહબરી, માટે બોલતા આવ્યા છે, બહાઈ શિક્ષણોમાં કેળવણીની અગત્યતા અને તેની અપાર શકયતાઓ માટે સ્પષ્ઠ કહેવામાં આવ્યું છે. સંસ્કૃતિમાં શિક્ષક સૌથી બળવાન તત્વ છે; તેનું કામ ઉંચામાં ઉંચું છે. કેળવણીની શરૂઆત માતાના ગર્ભથી થાય છે અને વ્યકિતનાં જીવનના અંત સાથે તેનો અંત આવતો નથી. ખરાં જીવનની એ મુખ્ય જરૂરીયાત અને વ્યકિતગત તથા સામાજીક ઉધ્ધારનો પાયો છે. ખરા માર્ગે જ્યારે કેળવણી બધાંજ લેશે ત્યારે જગત બદલાઇને સ્વર્ગસમું થઇ જશે.

આજે ખરેખરો વિનીત માણસ કોઇ ભાગ્યેજ મળે છે. કારણ કે ઘણાખરામાં નાનપણથીજ કંઇને કંઈ ખોટા ધખારા કે ભુલભર્યા ખ્યાલ કે કુટેવ હોય છે. કેટલા થોડાને બચપણમાંથી ખુદાને ચહાવાનું અને તેને ખાતર જીંદગી અર્પણ કરવાનું શીખવવામાં આવે છે? તથા મનુષ્યની સેવા એજ જીવનનું મુખ્ય ધ્યેય હોવું જોઇએ! અને પોતાની શકિત જનકલ્યાણના કામમાંજ વાપરવી જોઇએ! ખરી વિનીતતા તેજ કહેવાય. ગણીત, ભુગોળ, વ્યાકરણ કે ભાષાની ગોખણપટી ખરેખરા ઉમદા અને ઉપયોગી માણસો પેદા કરવામાં ખાસ ભાગ ભજવતી નથી.

કેળવણી સાર્વજનિક હોવા વિષે બહાઉલ્લા કહે છે કેઃ—

"એવું ફરમાવવામાં આવ્યું છે કે દરેક પિતાએ પોતાનાં પુત્ર પુત્રીઓને લખતાં, વાંચતાં અને ગણતાં શીખવવું. ફરમાનની ઉપેક્ષા કરનાર જો શ્રીમંત હોય તો અદાલતે તેની પાસેથી બાળકોની કેળવણીનો ખર્ચ કઢાવવો; જો ગરીબ હોય તો અદાલત પોતે તે ફરજ લઇ લે. અદાલતને આપણે ગરીબોનો આશ્રમ કર્યો છે.

"જેણે પોતાના બેટાને અથવા બીજાં બાળકોને કેળવણી આપી છે તેણે મારાં બાળકોને કેળવ્યાં છે...

"ખેતી વેપાર કે ધંધામાં માબાપો જે કમાય તેનો અમુક ભાગ તેઓએ કોઇ વિશ્વાસુ માણસ પાસે અનામત મેલવો કે જે રકમ તેઓનાં બાળકોની કેળવણી પાછળ ખર્ચાય. અદાલતના સભાસદોની સલાહ પ્રમાણે અનામત રકમને બાળકોનાં કેળવણી ફંડમાં રોકવી."

## સ્વાભાવિક ભિન્નતા.

બહાઇ ખ્યાલ એવો છે કે બાળકનું મગજ કંઇ મીણ જેવું નથી. તેને શિક્ષકની મરજી પ્રમાણે આકાર આપી શકાય નહિ, દરેકને પહેલેથીજ ખુદાએ આપેલું અલગ વ્યકિતત્વ હોય છે કે જે ચોકસ રીતેજ લાભદાયકપણે ખીલે અને તે દરેક માટે રીત પણ જુદીજ હોય છે. કોઇ પણ બે માણસોમાં સરખી શકિત કે બુદ્ધિ હોતી નથી એટલે ખરો શિક્ષક બે સ્વભાવોને એક ઢાળમાં નાખવા કદી કોશિષ કરશે નહિ. તે તો દરેક માનસને તેની રીતેજ ખીલવા દેશે અને તેવી ખીલાવટ માટે એક માળીની પેઠે ઘટતું પોષણ, મદદ, રક્ષણ અને ઉત્તેજન આપશે. કોઇ છોડવાને તડકો જોઇએ; કોઇને છાંયડો જોઇએ; કોઇને પાણી

જોઇએ; તો કોઇને સુકાટ જોઇએ; કોઇને રેતાળ જમીન જોઇએ તો કોઇને કંઈ ગમે તેમ, દરેકની જરૂરીયાત યોગ્ય રીતે પૂરી પાડવી જોઇએ; નહિ તો તેઓની ખીલાવટ સંપૂર્ણ થાય નહિ. અબ્દુલ બહા લખે છે:—

"પયગામ્બરો સ્વીકારે છે કે માણસજાત ઉપર કેળવણીની મોટી અસર છે. પણ તેઓનાં માનસ અને અસલીયાત જુદાંજ હોય છે. એકજ કોમના, એકજ ઉમરના, એકજ જન્મ ભૂમિના, કેટલીકવાર એકજ ઘરનાં અને એકજ શિક્ષકના હાથ હેઠળ શીખેલાં બાળકોનાં માનસ અને સમજશક્તિ પણ આપણે જુદાં જુદાં જોઇએ છીએ. શીપને ગમે તેટલી ઘસો તોય તે ચળકતું મોતી થાય નહિ. કાળો પથ્થર તે કંઈ ઝળકતો હીરો થાય નહિ. કંટાળો કંઇ વૃક્ષ થાય નહિ. એટલે કે કેળવણી મૂળ સ્વભાવ બદલતી નથી....."

## ચારિત્ર્ય ઘડતર.

ચારિત્ર્યઘડતર એ કેળવણીનું એક અગત્યનું અંગ છે. એમાં ઉપદેશ કરતાં ઉપદેશકના આચાર વધારે અસરકારક છે. વિદ્યાર્થીના માબાપ, શિક્ષક, અને સોબત એ ચારિત્ર્ય ઘડતરમાં મુખ્ય ભાગ ભજવે છે.

પયગામ્બરો 'માણસ જાતના મોટા શિક્ષકો છે. તેઓના ઉપદેશ અને જીવનચરિત્રની બાળકોના મન પર છાપ પાડવી જોઇએ. ભવિષ્યની સંસ્કૃતિ ઉત્પન્ન કરવા માટે બહાઉલ્લાએ નીચે પ્રમાણે કહ્યું છે:—

"સર્વ શક્તિવાનની કલમથી જે જ્ઞાન ઉપદેશાયું હોય તે બાળકોને આપો. ખુદાનાં ભજનો તેઓને મોઢે કરાવો અને મશરીક-ઉલ-અઝકારના દિવાનખંડમાં તે ગવડાવો."

## હુન્નર, કળા, ઉદ્યોગ.

કળા, હુન્નર અને ઉદ્યોગ શીખવવાની ઉપયોગિતા વિષે બહાઉલ્લા કહે છેઃ—

"જીવનમાં જ્ઞાન એ પાંખ છે યા ચઢવા માટે સીડી છે. જ્ઞાન મેળવવાની બધાંની ફરજ છે; પણ એવાં શાસ્ત્રો શીખવાં જોઇએ કે દુનિયામાં ઉન્નતિ કરવા કામ લાગે અને નહિ કે જે પોથીમાંનાં રીંગણાં જેવાં હોય. શાસ્ત્રવિજ્ઞાન જાણનારાઓ જગતમાં મોટો હક ભોગવે છે. જ્ઞાન એજ માણસનો ખજાનો છે. માન, ઇજ્જત, આનંદ, સુખ અને આબાદી એ બધું મેળવવાનું સાધન જ્ઞાન છે."

## ગુન્હેગારો સાથેની વર્તણુક.

ગુન્હેગારો સાથે કેવી રીતે વર્તવું જે વિષે અબ્દુલ બહા નીચે પ્રમાણે બોલ્યા હતાઃ—

"સૌથી અગત્યની ચીજ એ છે કે માણસને એવી કેળવણી આપવી કે તેને ગુન્હો કરવાનુ મનજ ન થાય. એટલુંજ નહિ પણ ગુન્હો કરવાના વિચાર માત્રથી તેનું અંતઃકરણ દુખે. તેમ થાય તો સજા કરવા લાયક ગુન્હાઓ બંધ પડે.

"એક માણસ બીજા ઉપર, જુલમ કરે, અને ત્રાસ ગુજારે અને સામો માણસ તેનું વેર લે તો તે નિંદનીય છે. જો અ, બ ની નાલેશી કરે તો બ ને અ ની નાલેશી કરવાનો હક નથી; જો કરે તો તેણે વેર લીધેલું કહેવાય કે જે ચીજ ઠપકાને પાત્ર છે. તેણે બુરાંનો બદલો ભલાઇથી આપવો. પોતાના વેરીને માફ આપવી એટલુંજ નહિ પણ બને તો તેની ઉપર કંઇ ઉપકાર કરવો. વેર લેવાથી શું વળવાનું છે? વેર

લે તો બેઉમાં ફેર શો? જો એકનું કામ નિંદનીય હોય તો બીજાનુંય તેવુંજ ગણાય. ફેર એટલોજ કે એકે પહેલું કર્યું અને બીજાએ પછી કર્યું!

"છતાં આખી કોમને સ્વરક્ષણ કરવાનો હક છે. કોમને ખુની પ્રત્યે અંગત વેર નથી. બીજાની સલામતી ખાતર કોમ તેને સજા યા કેદ કરે છે.

"જ્યારે ખ્રીસ્તે એમ કહ્યું હતું કે તારા જમણા ગાલપર તમાચો મારનાર આગળ તારો ડાબો ગાલ ધર, ત્યારે તેમનો ઉપદેશ એવોજ હતો કે અંગત વેર કદી લેવું નહિ. તેમણે એમ નહોતું કહ્યું કે એક વરૂ ઘેટાંનાં ટોળાંપર તૂટી પડે ત્યારે તેને મારવું નહિ. એવા સંજોગોમાં ખ્રીસ્તે પોતે ઘેટાંનાં ટોળાંમાંથી વરૂને બાહેર મારી કાઢયું હોત....

"કોમોનું બંધારણ ન્યાય ઉપર અવલંબે છે.... ખ્રીસ્તે શીખવેલી ક્ષમાનો અર્થ એવો નથી કે જો બીજી પ્રજાઓ તમારા ઉપર હુમલો કરે, તમારાં ઘર બાળે, તમારો માલ લુંટે, તમારી સ્ત્રીઓની લાજ લુંટે, તમારાં બાળકોની કત્લ કરે તો તમારે ગુપચુપ બેસી રહી તે બધું જોયા કરવું. ખ્રીસ્તનો ઉપદેશ તો બે વ્યક્તિઓએ અરસપરસ કેવી રીતે વર્તવું તેટલા પૂરતોજ છે, એક વસ્તુ કહેવાની બાકી રહે છે; તે એ કે પ્રજાઓ રાત અને દહાડો સજા કરવાને લગતા કાયદા ઘડવામાં મશગુલ રહે છે; કેદખાના બંધાવે છે; સજા કરવાનાં સાધનો શોધ્યા કરે છે, બેડીઓ ઘડાવે છે. દેશનિકાલ કરવાના મથકો રાખે છે; અને ગુન્હેગારોને સતાવીને કે રીબાવીને તેઓને નરમ પાડવા પ્રયત્ન કરે છે; પણ એમ કરવાથી તો ઉલટું ગુન્હેગારોનું ચારિત્ર્ય અવળચંડું બની જાય છે અને તેની નીતિ છેક શિથિલ થઇ

જાય છે. તેને બદલે તો પ્રજાઓએ ઉત્સાહ અને ખંતથી લોકોને કેળવણી આપવી જોઇએ; તેઓનું જ્ઞાન વધારવું જોઇએ કે જેથી તેઓમાં નીતિની લાગણી અને સદાચાર આવે અને દુર્ગુણથી દૂર રહેતાં શીખે, કે પરિણામે ગુન્હા થાયજ નહિ."

વર્તમાનપત્રોની અસર.

વર્તમાનપત્રો કેળવણી અને જ્ઞાનના પ્રચાર માટે અગત્યનાં છે અને જો તેનો સદુપયોગ કરવામાં આવે તો લોકસુધારણામાં તેઓ બળવાન અસર કરે. બહાઉલ્લા એ વિષે લખે છે:—

"ચાલુ જમાનામાં દુનિયાનાં રહસ્ય ઉકલી ગયાં છે અને નજર આગળ આવ્યાં છે; વર્તમાનપત્રોના પાનાં દુનિયાના આયના સમાન દેખાય છે. જુદી જુદી પ્રજાનાં કામોના તેમાં હેવાલ આવે છે....તેઓ અજબ ચીજ છે.

"પણ વર્તમાનપત્રોના તંત્રીઓએ લેખકોએ અહંતા અને સ્વાર્થ છોડીને ન્યાયનાં ભૂષણ થઇ પડવું જોઇએ. કોઇપણ બાબત છાપવા અગાઉ તેની બરાબર તપાસ કરીને તેને લગતી ખરી માહિતિઓ મેળવવી જોઇએ. મારે માટે વર્તમાનપત્રોમાં કેવળ અસત્ય હેવાલોજ લખાયા હતા. મધુર અને સત્ય ભાષણ (યા લખાણ) જ્ઞાનના સ્વર્ગમાં સૂર્ય જેવાં ઉચ્ચ પદે આરૂઢ થાય છે."



# પ્રકરણ ૧૦ મું.

## શાંતિનો માર્ગ.

"ખુદાનો બંદો આજે જગતને આનંદ આપવા, અને બધાંમાં એકતા કરવા આવ્યો છે; ખુદાની ખાહેશ હશે તેમ થશે અને તું દુનિયાને સ્વર્ગ જેવી મહિમાવંત થયેલી પણ જુએ."—બહાઉલ્લા.

### કલહ વિરૂદ્ધ સંપ.

છેલ્લી સદીમાં વિજ્ઞાનીઓએ ઝાડ પાન અને પ્રાણીઓ જીવનકલહમાં કેવાં રોકાયેલાં છે તેનો અભ્યાસ કરવામાં બહુ વખત ગુજાર્યો હતો અને તે સંબંધમાં તારવેલા સિધ્ધાંતો મનુષ્યસમાજની દોરવણી માટે કામ લગાડવા કોશિષ કરી હતી. તેઓના સમજાવવા પ્રમાણે હરિફાઇ અને કલહ તે જીવનની જરૂરીયાતો છે અને ઓલાદ સુધારવા માટે સમાજના નિર્બળ તત્વોનો ઘાતકી સંહાર થઇ જાય તેમાં તેઓને વાંધો દેખાતો નથી. પરંતુ, બહાઉલ્લા કહે છે કે આપણે જો આગળ વધવું હોય તો પ્રાણીવર્ગ તરફ નજર કર્યા વગર, ઉર્ધ્વ દૃષ્ટિ રાખી પયગામ્બરોને આપણાં રાહબર ઉદાહરણ તરીકે લેવા જોઇએ. પ્રાણીઓમાં જે પ્રકારનો જીવનકલહ ચાલે છે તેથી ઉલટુંજ આપણને પયગામ્બરોએ શીખવ્યું છે, એટલે કે આપણે તો એકતા, સંપ અને અનુકંપાના સિદ્ધાંતાનુસાર જીવવાનું છે. એમાં પસંદગીનો સવાલ છેજ નહિ, સારા અને નબળા સિદ્ધાંતોનો મેળ પણ જમાવવાનો નથી. અબ્દુલ બહા કહે છેઃ—

જગતમાં જીવનકલહ અને લાયક હોય તે જીવે એવો નિયમ દેખાય છે પણ બધી મુશ્કેલીનું મૂળ તેજ છે. માણસ

માણુસો વચ્ચે ઝેરવેર હોવાનું કારણ તેજ છે. જગતમાં હિંસા, જુલમ, ત્રાસ, એકબીજાના હકો છીનવી લેવા વિગેરે ઠપકાપાત્ર ગુણો પ્રવર્તે છે. તેજ પ્રમાણે જ્યાં સુધી માણુસ જાતમાં ઐહિક જરૂરીયાતો માટે મારામારી રહેશે ત્યાં સુધી સફળતા અને આબાદી અશકય છે. કુદરત લડાયક છે, જુલમગાર છે કારણ કે તેને ખુદાના ચેતનની ખબર નથી. માટે પ્રાણી વર્ગમાં તેવા ઘાતકી ગુણોએ વાસ કરેલો છે.

"પણ માણુસ જાતમાં તો ખુદાએ રહેમ કરીને પયગામ્બરો મોકલ્યા છે અને પાક કિતાબો માર્ફત સંદેશા અપાવ્યા છે કે જેથી ખુદાઇ જ્ઞાન માર્ફત માણુસ કુદરતની બદી અને અજ્ઞાનરૂપી અંધકારમાંથી મુકત થાય; દૈવી ગુણો મેળવે અને ખુદાઈ લાગણીઓ અનુભવે...

"અફસોસ છે કે હજીય દુનિયાની પ્રજાઓ, અકુદરતી મતભેદ અને ઝેરીલા સિધ્ધાંતો રાખીને સેંકડોવાર લડાઇ કરે છે અને સામાન્ય પ્રગતિને અવરોધે છે. ખુદાઇ સંસ્કૃતિની અવગણનાથી અને પયગામ્બરી શિક્ષણો તરફની બેપર્વાઇથી એ અવરોધ થાય છે."

## સર્વોત્તમ શાંતિ.

દરેક જમાનામાં પયગામ્બરોએ આગાહી કરી છે કે દુનિયામાં શાંતિનો અને માણુસ જાતમાં ભલી લાગણી ફેલાય તેવો વખત આવશે. બહાઉલ્લાએ પણ તેવો વિશ્વાસ દર્શાવ્યો છે અને અબ્દુલ બહા કહે છે કે:- "આ ચમત્કારીક યુગમાં દુનિયા બદલાઇ જશે; માણુસ જાત સુલેહથી રહેશે. કજીયા બખેડા, ખુન ને બદલે સંપ અને જંપ દેખાશે. બધી પ્રજાઓ, કોમો અને દેશોમાં પ્રેમ અને સ્નેહની લાગણી બરપા થશે. સહકાર

અને સંપથી લડાઇ દબાઇ જશે...વિશ્વશાંતિ પ્રસરવાથી જ્ઞાનવૃક્ષ ફળશે અને ફાલશે. સબળ નિર્બળ, શ્રીમંત ગરીબ, વરૂ અને ઘેટાં સિંહુ અને વાછરડાં તથા વાઘ અને બકરાંનો સંબંધ ધરાવતી પ્રજાઓ પ્રેમ, ભ્રાતૃભાવ, ન્યાય અને યોગ્યતાથી રહેવા લાગશે. ખુદાઇ જ્ઞાન, વિજ્ઞાન તથા પ્રાણીમાત્રના અસ્તિત્વનાં રહસ્ય ઉકેલાશે."

## ખોટા ધાર્મિક ખ્યાલ.

સર્વોત્તમ શાંતિ પ્રસારવા માટે, પહેલાં તો કયાં કારણોથી લડાઇઓ થતી આવી છે તે અને બહાઉલ્લા શા ઉપાય દર્શાવે છે તે જોઇએ.

લડાઇનું એક મુખ્ય કારણ ખોટા ધાર્મિક ખ્યાલો છે. બહાઇ ઉપદેશ પ્રમાણે જુદા જુદા ધર્મ અને સંપ્રદાયના લોકો વચ્ચે થતી લડાઇઓ હંમેશાં સાચા ધર્મને માટે નહિ પણ નકલીઆ ધર્મ, ખોટા ખ્યાલ અને ગેરસમજુઆતોથી થતી હતી.

અબ્દુલ બહા પારીસમાં એકવાર બોલ્યા હતા કે:—

"ધર્મથી તો બધાનાં દિલ એક થવાં જોઇએ અને પૃથ્વીની સપાટી પરથી લડાઇઓ નાબુદ થવી જોઇએ, વાતાવરણ આધ્યાત્મિક થવું જોઇએ અને દરેક આત્માને નવચેતન મળવું જોઇએ. જો ધર્મના કારણે અણગમો, તિરસ્કાર, ભેદ વિગેરે ઉત્પન્ન થાય તો બેહેતર છે કે તેવા ધર્મ વગર ચાલે. દવાનો ઉપયોગ રોગ ટાળવામાં છે પણ જો દવા રોગ વધારે તો તે લેવીજ નહિ. જે ધર્મથી પ્રેમ અને એકતા નહિ નીપજે તે ધર્મજ નથી."

બીજે સ્થળે તેઓ કહે છે કે:

"તવારીખી જમાનાથી તે આજ સુધી ઘણા ધર્મોએ એક બીજાને ખોટા કહ્યા છે; એકબીજા વચ્ચે અંતર ઉભાં કર્યાં છે અને ઝેરવેર વધાર્યાં છે. ધાર્મિક લડાઇઓ એક તો ખ્રીસ્તીઓ અને મુસલમાનો વચ્ચે ક્રુઝેડની લડાઈ ૨૦૦ વરસ ચાલી હતી જેમાં પારાવાર ખુનરેજી થઈ હતી. ભારે આફત ફેલાવ્યા પછી યુરોપીયનો અટકયા...."

"એવી તો ઘણી લડાઇઓ થઇ હતી ખ્રીસ્તીઓ અને કેથોલીક સંપ્રદાયવાળાઓ વચ્ચેની લડાઈમાં નવ લાખ પ્રોટેસ્ટંટો માર્યા ગયા હતા. ઘણાઓ જેલમાં મુઆ અને કેદીઓ સાથે પણ કેટલું ઘાતકીપણું અને આ બધું ધર્મને નામે!

"ખ્રીસ્તીઓ અને મુસલમાનો યાહુદીઓને શયતાનની ઓલાદ માનતા. અને તેઓ પર ત્રાસ ગુજારતા. સંખ્યાબંધ યાહુદીઓ માર્યા ગયા હતા. તેઓના ઘરબાર લુંટાઇ પુંકાઇ ગયાં હતાં; તેઓનાં બાળકોને પકડી જઇને ગુલામ બનાવવામાં આવ્યા હતાં. યાહુદીઓનો વારો આવે એટલે તેઓ ખ્રીસ્તીઓ તથા મુસલમાનોને મુસાના કાયદાના ભંગ કરનારો ગણીને વેર લે અને તેઓને હજી પણ બદદુઆ દે છે.

"જ્યારે પૂર્વમાં બહાઉલ્લા રૂપી સિતારો ઉગ્યો ત્યારે તેમણે માણસજાતને એક જાહેર કરી; "તમે બધાં એક ઝાડનાં ફળ છો; એ ઝાડનાં નહિ ખુદાઇ રહમનું ઝાડ છે પણ સેતાનીયતનું ઝાડ નથી." માટે આપણે એક બીજાને ચાહવાં જોઇએ. બધા ખુદાના બંદા છે, સેતાનનું કોઇ નથી. કેટલાકો અજ્ઞાન હોય છે તેઓને જ્ઞાન આપવું જોઇએ. કેટલાકોની નીતિ સડી ગઇ છે તે શુધ્ધ કરવા પ્રયત્ન થવો જોઇએ માંદા માણસને

આપણે ધિક્કારતા નથી, બાળકને આપણે વખોડતા નથી; તેજ પ્રમાણે માનસિક રોગી અને અજ્ઞાનોને આપણે અવગણવા જોઇએ નહિ. તેઓને સ્નેહથી શીખવવું. ખુદાઇ આશ્રય હેઠળ માણસો સંપૂર્ણ સુખ, શાંતિ અને પવિત્રતાથી; રહેતાં શીખે એ પ્રકારે સર્વ કંઇ થવું જોઇએ."

## કોમ અને દેશાભિમાનના ધખારા.

લડાઇનું બીજુ કારણ ખોટું કોમાભિમાન છે. કેટલીક કોમો પોતાને બીજીથી ચઢીયાતી ગણે છે અને "લાયક હોય તે જીતીને જીવે" એ સિધ્ધાંત પ્રમાણે પોતાને લાયક માની લે છે. એ ચઢીયાતાપણાનાં ધખારામાં તેઓ બીજી પ્રજાને લુંટે છે, ચૂસે છે અને નાબુદ કરે છે; એવી હકીકતોથી તવારીખના ઘણુંય પાનાં કાળાં થયાં છે. બહાઇ ખ્યાલ એવો છે કે ખુદાની નજરમાં બધીજ કોમો સરખી છે. બધીજ કોમોમાં પોતાનો વિકાસ કરવાની અંતઃપ્રેરણા રહેલી હોય છે; તે વિકાસને અટકાવ્યા વગર, આખી માણસ જાતને સંપૂર્ણ જીવન ભોગવતી કરી શકાય. અબ્દુલ બહા કહે છેઃ-

"કોમાભિમાન એક ધખારો છે, કેવળ વહેમ છે; ખુદાએ આપણને એકજ કોમના બનાવ્યા છે. સૃષ્ટિની શરૂઆતમાં જમીનના ભાગલાં નહોતાં પડેલાં; કોઇ પણ ભાગ ઉપર કોઇ પણ પ્રજાની માલેકી નહોતી. જ્યારે ખુદા માણસ જાતમાં ભેદ ગણતો નથી ત્યારે માણસે તેમ શા માટે કરવું? તે માટે લડાઇ શા માટે કરવી? ખુદાએ માણસોને એક બીજાનો નાશ કરવા સરજાવ્યા નથી. બધીજ પ્રજાઓ ખુદાઇ બાપની રહેમ એક સરખી ભોગવે છે.

"ફક્ત ખરો ભેદ છે તે ખુદાઇ કાયદા તરફ

આજ્ઞાંકિતપણાની ન્યુનાધિકતાનો છે, કેટલાક મશાલ જેવા છે. તો કેટલાક સીતારા જેવા છે.

"માણસ જાતને ચાહનારાઓ, ગમે તે પ્રજા, ધર્મ કે વર્ણના માણસો હોય તો પણ તેઓ સર્વોત્તમ છે."

રાજ્યદ્વારી અને દેશનું અભિમાન ધરાવનારાઓ પણ એટલાજ નુકસાનકારક છે. હવે વખત આવ્યો છે કે જ્યારે દેશાભિમાન ટળી જઇને વિશ્વપ્રેમ સ્થપાવો જોઇએ. બહાઉલ્લા કહે છે:-

"આગલા જમાનાઓમાં કહેવાયું છે કે માતૃભૂમિને ચાહવી એ એક ધર્મ છે પણ આજનો અવતાર કહે છે કે માતૃભૂમિને ચાહનારાને ધન્યવાદ નહિ પણ આખી માનવ જાતનાં પર પ્રેમ રાખનારાને ધન્યવાદ ઘટે છે. આ ઉપદેશથી આત્માને આગળ ઉડવા માટે તેણે નવી પાંખ આપી છે અને ખોટી નકલ તથા અવરોધો દૂર કર્યા છે."

## દેશ જીતવાની આકાંક્ષા.

ઘણીવાર બીજી પ્રજાઓના મુલક જીતવા માટે લડાઇઓ થઇ છે. જમીનનો મોહ એ હંમેશાં લડાઈનું કારણ રહ્યો છે. આમાં બહાઈ ખ્યાલ એવો છે કે જમીનની માલેકી વ્યકિતગત લોકોની કે પ્રજાઓની નથી પણ આખી માણસ જાતની છે. ખરૂં જોતાં તો જમીન માત્ર ખુદાની છે અને બધા માણસો તેનાં બાળુતો છે

"બેન્ગાઝીની લડાઇના પ્રસંગે અબ્દુલ બહા બોલ્યા હતા કેઃ-

"બેંગાઝીની લડાઇની ખબરથી મારૂં હૃદય શોકાતુર થયુ છે. દુનિયામાં હજી જંગલીપણું ચાલે છે તે જોઇ હું અજબ

થાઉં છું. માણુસો રાત ને દિવસ લડી કેમ શકતા હશે? ખુનરેજી શી રીતે ચલાવી શકતા હશે? અને તે પણ શો લુમખો મેળવવા? જમીનના એક ટુકડા સારૂ! એના કરતાં તો જનાવરોય સારાં છે કે કંઇ વાજબી કારણ વગર તેઓ લડે નહિ. માણુસ જેવું ઉચ્ચ પ્રાણી જમીનના એક ટુકડા સારૂ પોતાના જાત ભાઇઓને મારે અને આફત વરસાવે એ કેટલું ગજબનાક છે! ખુદાની ઉત્તમ સરજત જે માણુસ જાત છે તે જમીન જેવી હલકી ચીજ માટે લડે!

"જમીન એક પ્રજાની નથી, પણ બધી પ્રજાઓની છે. પૃથ્વી તે માણુસનું ઘર નથી પણ કબર છે."

"ગમે તેવો મોટો વિજેતા હોય, ગમે તેટલા દેશોને તેણે જીતીને ગુલામીમાં નાખ્યા હોય પણ તે ઉજડ જમીનોનો એક નાનો ટુકડો-પોતાની કબર-સિવાય તે કશું પોતા માટે રાખી શકવાનો નથી.

"જો લોક કલ્યાણ માટે અને સંસ્કૃતિના પ્રચાર માટે જમીન જોઇતી હોય તો તે તો શાંતિભર્યા માર્ગેથી જોઇએ તેટલી મળી શકે તેમ છે, પણ લડાઇ કેટલાકની મહત્વાકાંક્ષા પોષવા, કેટલાકના ઐહિક લાભ માટે લડવામાં આવે છે. પરિણામે અસંખ્ય પ્રકારની ખાનાખરાબી થાય છે. લાખો સ્ત્રી પુરૂષોનાં હૃદય વિદીર્ણ થઇ જાય છે...

"હું કહું છું કે તમે દરેક જણ પ્રેમ અને એકતા ઉપરજ ખાસ ધ્યાન આપો. લડાઇનો વિચાર આવે ત્યારે શાંતિનો વધુ મજબુત વિચાર કરો. પહેલા વિચારને દબાવી દો. તિરષ્કારના વિચારને પ્રેમના બળવાન વિચારથી દફે કરવો. દુનિયાના સેપાહો મારવા સારૂ તરવાર ખેંચે છે ત્યારે ખુદાના

સેપાહોએ હુસ્તધુનન કરવું જોઇએ. ખુદાની રહેમથી આ રીતે માણસનું જંગલીપણું નાબુદ થશે. દુનિયાની શાંતિ એ અશક્ય આદર્શ નથી. ખુદાની ઇચ્છા હોય તેમાં અશક્ય કંઇજ નહિ હોય. તમે જો દુનિયાની દરેક પ્રજા સાથે મિત્રાચારી ઇચ્છોજ તો તમારો તે વિચાર મજબુત થઇને પ્રચાર પામશે. બીજાઓ પણ તેવુંજ ઇચ્છશે અને આખરે બધાં માણસોના વિચાર પણ તેવા થશે.

### એક ભાષા.

મહાન શાંતિ મેળવવા માટે એક ઉપાય આખી દુનિયામાં એક ભાષાનો પ્રચાર કરવાનો છે. અકદસના કિતાબમાં બહાઉલ્લાએ તેના ઉલ્લેખ કર્યા છે. ઇશરાકાતના નામામાં તેઓ કહે છેઃ—

"છઠ્ઠી ઇશરાક માણસ માણસ વચ્ચે સંપ સ્થાપવાની છે. એકસંપીથી દુનિયાના અમુક અમુક ભાગો ઝળકી ઉઠયા હતા એકસંપ થવાનો મોંથો મોટો ઉપાય એક બીજાના લખાણ અને ભાષા સમજવાનો છે. અત્યાર આગમચ અમારા પત્રોમાં અમે અદાલતખાનાના ટ્રસ્ટીઓને ભલામણ કરી ગયા છીએ કે આખી દુનિયા એ કોઇ એકાદ ચાલુ ભાષા શીખવી અથવા કોઇ નવી ભાષા અને લીપી ઉપજાવવી; તે આખી દુનિયાનાં બાળકોને શીખવવી કે જેથી આ પૃથ્વી એક દેશમાં એક ઘર જેવી થઇ શકે."

બહાઉલ્લાએ દુનિયામાં આ દરખાસ્ત રજુ કરી તેવામાં પોલેંડમાં લુડોવીક ઝેમનહોફ નામનો એક છોકરો જન્મ્યો હતો જે એ કામ સાધ્ય કરવા માટે નિર્માણ થયો હતો. બચપણથીજ તેને એક ભાષાના પ્રચારનો શોખ ઉપજ્યો અને

પછી મહા મહેનત લઇ તેણે "એસ્પેરેન્ટો" નામની ભાષા ઘડી, જે આજે ૩૫ વર્ષથી ચાલે છે અને આંતરરાષ્ટ્રિય ભાષા તરીકે સફળ નીવડી છે. તેનો એક ફાયદો એ છે કે અંગ્રેજી, ફ્રેન્ચ અથવા જર્મન ભાષા શીખતાં જેટલો વખત લાગે તેના વીસમા ભાગ જેટલા વખતમાં તે શીખી શકાય છે. ઇ. સ. ૧૯૧૩ ના ફેબ્રુવારીમાં પારીસમાં "એસ્પેરેન્ટો"ના હિમાયતીઓ તરફથી ખાણાનો મેળાવડો કરવામાં આવ્યો હતો તે પ્રસંગે અબ્દુલ બહાએ કહ્યું હતું કેઃ-

"આજે યુરોપમાં મતભેદ હોવાનું એક કારણ તેની ભાષાની ભિન્નતા છે. આપણે કહીએ છીએ કે આ માણસ જર્મન છે, આ ઇટેલીયન છે, આ અંગ્રેજ છે અને ફ્રેન્ચ છે. તેઓ એકરંગી પ્રજા હોવા છતાં ભાષાએ તેઓને જુદા પાડયા છે; જો એકાદ વધારાની સામાન્ય સહાયકારી ભાષા બધા જાણતા હોત તો તેઓ એક વર્ણના કહેવાત.

"બહાઉલ્લાએ આંતરરાષ્ટ્રિય ભાષાની જરૂર બાબે ૪૦ વર્ષ ઉપર કહ્યું હતું; જ્યાં સુધી તેવી ભાષા ઉત્પન્ન ન થાય ત્યાં સુધી દુનિયાના જુદા જુદા લોકો એકસંપી થશે નહિ; કારણ કે ગેરસમજુતિનાં કારણથી લોકો એક બીજાના સમાગમમાં આવતા અટકે છે, જે દૂર કરવાના ઉપાય તરીકે આંતરરાષ્ટ્રિય ભાષાની જરૂર છે.

"સામાન્ય રીતે પૌર્વાત્યો પાશ્ચિમાત્યોનાં કાર્યો વિષે માહિતિ ધરાવતા નથી અને પાશ્ચિમાત્યો પૂર્વના લોકો સાથે સહાનુભૂતિભર્યા સમાગમમાં આવતા નથી. તેઓના વિચાર એક દાબડામાં પૂરાયેલા છે કે જે ખોલવાની ચાવી આંતરરાષ્ટ્રિય ભાષા છે. જો તેવી ભાષા હોત તો પૂર્વ અને પશ્ચિમના મુલકોની

બધી કિતાબોનું તે ભાષામાં ભાષાંતર થઇ તેનો બધે પ્રચાર થાત, મનુષ્યની પ્રગતિ માટે સામાન્ય ભાષા એક પ્રેરક સાધન થઇ પડે....

"પ્રભુનો ઉપકાર માનો કે ડૉ. ઝેમનહોફે એસ્પેરેન્ટો ભાષા ઉપજાવી છે. આંતરરાષ્ટ્રિય વાણીના વહેવારનું સાધન થવા માટે તેમાં મજબુત તત્વો છે. તેમના ઉમદા પ્રયત્ન માટે આપણે તેમનો આભાર માનવો જોઇએ. કેમજે આ રીતે તેમણે માનવ સમાજની મહાન સેવા બજાવી છે. એના હિમાયતીઓની મહામહેનત અને આત્મભોગથી તે આખી દુનિયાની ભાષા બની શકે; માટે આપણે બધાએ એ ભાષા ભણવી અને જેમ બને તેમ તેનો પ્રચાર કરવો. એટલે સુધી કે આખી દુનિયાની શાળાઓમાં તેનું શિક્ષણ દાખલ થાય. હું ઉમેદ રાખું છું કે ભવિષ્યમાં બધી આંતરરાષ્ટ્રિય કોન્ફરન્સો અને કોન્ગ્રેસોમાં એ ભાષામાં કામ ચાલશે તો લોકોને બે ભાષાજ શીખવાની જરૂર રહેશે. એક પોતાની માતૃભાષા અને બીજી આ સામાન્ય ભાષા કોઇ માણસ પચાસ ભાષા ભણ્યો હોય તો પણ મુસાફરી કરતાં તે કોઇ એવા દેશમાં જઇ પડે કે જેની ભાષા તે જાણતો ન હોય; માટે મને ઉમેદ છે કે એ ભાષાના પ્રચાર માટે તમે બધા તમારાથી બનતી કોશેષ કરશો."

એસ્પેરેન્ટો ભાષાના પ્રચારની હિમાયત કરતી વખતે અબ્દુલ બહા સમજતા હતા કે ભાષાની સર્વ જરૂરીઆતો પૂરી પડે એવી તેની ખીલાવટ થવી જોઈએ. લંડનમાં વાત ચીતના એક પ્રસંગમાં તેઓ બોલ્યા હતા કેઃ—

"એસ્પેરેન્ટો માટે જેટલી મહેનત કરો તેટલી ઓછી છે પણ કોઇ એક માણસથી તે રચી શકાવાની નથી બધા દેશોના

પ્રતિનિધિઓની એક સભા પાસે તે ઘડાવી લેઇએ અને તેમાં જુદી જુદી ભાષાઓમાંના શબ્દો પણ દાખલ કરવા જોઇએ."

હમણાં "લીંગવા કોમીટાટો" નામની એક આંતરરાષ્ટ્રિય સંસ્થાની રાહબરી હેઠળ એ ભાષાની ખીલાવટ થઇ રહી છે અને જુદી જુદી ભાષાઓમાંથી શબ્દો ઉપાડીને તેનો શબ્દકોષ વધારવામાં આવે છે.

પ્રજાસંઘ.

આંતરરાષ્ટ્રિય સુલેહશાંતિ જાળવવા માટે આખી દુનિયાની પ્રજાઓનો એક સંઘ સ્થાપવાની દરખાસ્ત બહાઉલ્લાએ વારંવાર રજુ કરી હતી. ઇ. સ. ૧૮૬૫ માં મહારાણી વિકટોરિયાને એક પત્ર લખીને તેમણે જણાવ્યું હતું કેઃ–

"હે રાજાઓ! તમારા મતભેદ દૂર કરો તો તમને લડવૈયાઓની અને હથિયારની જરૂર પડશે નહિ પણ તમારી પ્રેજા અને તમારા લોકોનાં રક્ષણ પૂરતીજ જરૂર રહેશે....માટે એકત્ર થાઓ અને લોકોને શાંતિ આપો....જો તમારે કોઇની સામે ઉઠવુંજ પડે, તો તેની ઉપર બધા એક સામટાજ ઉલટી પડો, કારણ કે ન્યાય તેમ માગે છે."

પ્રજાસંઘના સંબંધમાં ઇ. સ. ૧૮૭૫ માં અબ્દુલ બહાએ નીચે પ્રમાણે આગાહી લખી હતીઃ—

"દુનિયામાં ખરી સંસ્કૃતિનો વાવટો ત્યારેજ ફરકશે કે જ્યારે કેટલાક મહત્વાકાંક્ષી મોટા રાજાઓ આખી દુનિયામાં શાંતિ ફેલાવવા માટે એક કોન્ફરન્સ ભરવા તૈયાર થશે. પોતાના વિચારને અમલમાં મેલવા માટે તેઓ દુનિયાનાં રાજ્યોમાં સંપ કરાવીને એવા કોલકરાર કરાવશે કે જેનો કોઇ ભંગ કરી

શકે નહિ અને જેને આખી જગતના લોકો પવિત્ર માને તે કરારો મજબુત બને અને ટકી રહે તે જોવાની તેઓ ફરજ સમજશે.

"આવા કોલકરારથી દરેક રાજ્યની હદ નકી કરવામાં આવશે. દરેક સરકારના કાયદા અને કાનુન મુકરર કરવામાં આવશે. બધાં રાજ્યોના વહીવટની ગોઠવણ ચોકસ રીતેજ કરવામાં આવે. દરેક રાજ્યે કેટલું લશ્કર બળ રાખવું તે પણ ઠરાવવામાં આવે. કારણ કે એક રાજ્ય વધારે પડતું લશ્કર ઉભું કરે તો તે બીજાઓને ધાસ્તી સમાન થઇ પડે. આ એકતાનો પાયો એક રાખવો કે સંઘનું એક પણ રાજ્ય તે કોલકરારનો ભંગ કરે તો બધા તેની ઉપર તુટી પડે, અને તેને કાબુમાં લાવે. એટલુંજ નહિ, પણ તે સરકારને ઉથલાવી પાડવા આખી માનવજાત કટિબધ્ધ થાય.

"જગતના રોગી શરીરની આવી દવા કરવામાં આવે તો રોગ આસ્તે આસ્તે સાજો થતો જશે."

આંતરરાષ્ટ્રિય લવાદ.

બહાઉલ્લાએ એક આંતરરાષ્ટ્રિય લવાદ સ્થાપવાની પણ હિમાયત કરી હતી કે જે જુદી જુદી પ્રજા વચ્ચે પડતા મતભેદનો ચુકાદો આપે અને તે માટે તેઓને લડાઇ કરવી પડે નહિ

એ બાબતમાં ઇ. સ ૧૯૧૧ ના આગસ્ટમાં અબ્દુલ બહાએ મોહોન્ક કોન્ફરન્સના સેક્રેટરીને પત્ર લખ્યો હતો કેઃ-

"પચાસ વરસ ઉપર અકદસની ચોપડીમાં બહાઉલ્લાએ વિશ્વશાંતિ સ્થાપવાનું ફરમાન બહાર પાડયું હતું અને તે માટે એક આંતરરાષ્ટ્રિય લવાદ સ્થાપવાનો ઉપાય દર્શાવ્યો હતો કે

જેથી પ્રજાઓના સ્વમાન અને મિલ્કતનો હક, રાજ્યની સરહદ, વિગેરે સવાલનો ફડચો કરવામાં આવે અને પછી જે ઠરાવ કરવામાં આવે તેનો ભંગ કરવાની કોઇ હિંમત કરે નહિ. જો બે પ્રજાઓ વચ્ચે તકરાર પડે તો તેનો ચુકાદો આંતરરાષ્ટ્રિય ન્યાયાધિશ પાસે અપાવવો. જો કોઇવાર કોઇ પ્રજા તે ઠરાવનો ભંગ કરે તો બધી પ્રજાઓએ તેની વિરૂધ્ધ જઇ તેને દબાવી દેવી.

૧૯૧૧ માં પારીસમાં વાતચીત દરમ્યાન તેમણે જણાવ્યું હતું કેઃ–

"દરેક દેશ અને રાજ્યના પ્રતિનિધિઓની એક સર્વોત્તમ ટ્રિબ્યુનલ સ્થાપવી જોઇએ. બધી આંતરરાષ્ટ્રિય તકરારો તેની આગળ રજુ થાય કે જેથી લડાઇનું કારણ રહે નહિ. ટ્રિબ્યુનલનું કામજ એ કે લડાઇ અટકાવવી."

પ્રજાસંઘ સ્થપાવા આગમચ હેગ મધે ઇ. સ. ૧૯૦૦ માં લવાદી અદાલત સ્થપાઇ હતી; તેમાં આંતરરાષ્ટ્રિય કરારો થયા હતા. પણ બહાઉલ્લાએ ઇચ્છયા હતા તેવા નહિ. એવો કોઇ કરાર કરવામાં આવ્યો નહોતો કે જેથી કોઇ પણ બે પ્રજાઓને પોતાના બધાજ સવાલો લવાદને સોંપવાની ફરજ પડે. ખાસ લાભો, સ્વમાન અને સ્વાતંત્ર્યને લગતા સવાલો કરારની બહાર રાખવામાં આવ્યા હતા અને કરાર નહિ પાળે તે પ્રજાનું શું કરવું તેને લગતી શરતો પણ નહોતી કરી. જો બહાઉલ્લાની દરખાસ્તો પ્રમાણે કામ થાય તોજ દુનિયામાંથી લડાઇની ધાસ્તી નાબુદ કરી શકાય.

### લશ્કરની હદ.

અબ્દુલ બહા કહે છે કેઃ–

"દુનિયાની બધી સરકારોએ એકત્ર થઇને શસ્ત્રબંધી ઘટાડવાનો ઠરાવ કરવો. એક રાજ્ય હથિયાર ઘટાડે અને બીજું તેમ કરવા ના પાડે તે ચાલે નહિ. આ સૌથી અગત્યના સવાલમાં તેઓએ એકમતિથી કામ કરવું જોઇએ. તોજ મનુષ્ય સંહાર માટેનાં નાશકારક શસ્ત્રો નાબુદ થાય. જ્યાં સુધી એક પ્રજા પોતાનું લશ્કરી અને કાફલા બળ વધારે ત્યાં સુધી બીજી પ્રજાને હરિફાઇ અને પોતાના માનેલા લાભ માટે તેમ કરવા સાથે તણાવુંજ પડે."

## અપ્રતિકાર.

બહાઉલ્લાના ફરમાનથી બહાઇઓએ પોતાના સ્વાર્થ ખાતર હથિયાર કદી પણ નહિ વાપરવાનો ઠરાવ કરેલો છે. એ ઠરાવને વળગી રહેવા માટે ઇરાનમાં હજારો બાબીઓ અને બહાઇઓ માર્યા ગયા હતા. બાબના શરૂઆતના દિવસોમાં બાબીઓએ પોતાનાં તથા કુટુંબનાં રક્ષણ માટે બહાદુરીથી તરવાર ચલાવી હતી પણ બહાઉલ્લાએ તેઓને તેમ કરવા મના કરી હતી અને અબ્દુલ બહા કહે છે કેઃ—

"બહાઉલ્લાએ જાહેર કર્યું હતું કે તરવારના બળથી સત્યનો પ્રચાર કરવો નહિ. સ્વરક્ષણ માટે પણ તરવાર વાપરવી નહિ. તરવારનું રાજ્ય અને જેહાદ જેવી ચીજજ ન જોઇએ. મારવા કરતાં મરી જવું બેહેત્તર છે. દ્રઢતા અને ખાત્રી રાખીને ખુદાઇ મજહબનો પ્રચાર થવા દેવો. દુન્યવી ચીજોથી નજર દૂર કરીને ખુદાની સેવામાં ધ્યાન રોકવાથીજ સત્યનો જય થશે. ખુદા સિવાય આપણે કોઇને રક્ષણહાર, માનવો નહિ; હથેલી પર જાન રાખીને શહીદ થવા તૈયાર રહેવું....."

બહાઉલ્લાએ પોતાના એક સીતમગરને લખ્યું હતું:-

"યા ખુદા! આ સંપ્રદાયને શસ્ત્રની જરૂર નથી. તેની કોશેષો વિશ્વશાંતિ સ્થાપવા માટે છે. સારાં કામ તેજ તેનું લશ્કર, યા, તેના સરદારો છે. જે ન્યાયી છે તે સુખી છે. . . .

"ઓ પ્રભુ! આ માણસો પોતાની ધીરજ, શાંતિ, સ્વાસ્થ્ય અને સંતોષથી ન્યાયની મૂર્તિરૂપ બન્યા છે. કોઇને મારવા કરતાં પોતે મરવું સારૂં એટલી હદ સુધી તેઓ અપ્રતિકારી થયા છે. તવારીખમાં કદી બન્યું નથી એવું દ્રષ્ટાંત તેઓ રજુ કરી રહ્યા છે.

"સ્વરક્ષણ માટે પણ હાથ પણ ઉગામ્યા વગર તેઓએ મહાન આફતો શી રીતે વેઠી હશે? તેઓની શાંતિ અને સ્વાસ્થ્યનું કારણ શું હશે? ખુદાઇ ફરમાનજ, કે જેની લગામથી તેઓએ આત્મસંયમ મેળવ્યો હતો."

બહાઉલ્લાની અપ્રતિકારની નીતિ, પરિણામે સફળ નીવડી છે. ઇરાનમાં એક એક બહાઇ શહીદ થતાં સો સો નવા બહાઇઓ થયા. બહાઇઓએ પોતાનાં માથાં જે રીતે ખુદાને ચરણે ધર્યાં હતાં તે જોઇ લોકોને લાગ્યું કે મોતનો ડર રાખવાની જરૂર નથી. મોત પાછળ નવું જીવન છે, સંપૂર્ણતા છે, આનંદ છે, કે જેની સરખામણીમાં દુન્યવી ચીજો ધુળ બરાબર છે. શારીરીક રીબામણી હવા જેવી હલકી છે.

## પવિત્ર લડાઇ.

ખ્રીસ્તની પેઠે બહાઉલ્લા પોતાના અનુયાયીઓને અપ્રતિકાર શીખવે છે છતાં આખી પ્રજાને તેઓ એમ ઉપદેશે છે કે

અન્યાય અને જુલમ અટકાવવા તેઓ પ્રતિકાર કરી શકે. વ્યક્તિગત સતામણી સહન કરી લેવી તથા તેનું વેર નહિ લેવું પણ આખી પ્રજાએ પોતાનાં રાજ્યની હદમાં ખુન કે લુટફાટ થવા દેવાં જોઇએ નહિ. સારાં રાજ્યે ગુનેહગારોને સજા કરવીજ જોઇએ તે પ્રમાણે પ્રજાસંઘે પણ કરવું. જો એક પ્રજા બીજી ઉપર જુલમ કરે તો બધી પ્રજાઓએ એકત્ર થઇ પેલીને શિક્ષા કરવી. અબ્દુલ બહા લખે છેઃ—

"કોઇ લડાયક અને જંગલી પ્રજા હુમલો કરીને આપણા લોકોને રહેંસી નાંખે તે વખતે સ્વરક્ષણ કરવું જરૂરી છે." (પેરીસની વાતચીત)

અત્યાર સુધી એમ બનતું આવ્યું છે કે એક પ્રજા બીજી પ્રજા ઉપર આક્રમણ કરે છે ત્યારે બીજાઓ તટસ્થતાથી તે જોઇ રહે છે, અને પોતાને કંઇ નુકસાન થતું હોય તોજ વચ્ચે પડે છે. આક્રમિત થયેલી પ્રજાનેજ માથે પોતાનો બચાવ કરવાની ફરજ પડે છે. તેથી બહાઉલ્લા એમ ઉપદેશે છે કે જે નિરાધાર પ્રજા ઉપર હુમલો થયો હોય તેનો બચાવ કરવા બીજી પ્રજાઓએ પણ લડાઇમાં ઝોકાવવું. આમ થવાનું પરિણામ એ આવશે કે હુમલો કરનાર પ્રજા અગાઉથી જાણી શકે કે તેને કોની કોની સાથે લડવું પડશે; અને એ જાણ માત્રથી ગમે તેવી બહાદુર અને લડાયક પ્રજા પણ લડાઇનો વિચાર પડતો મેલશે. પ્રજાસંઘ સ્થપાતાં લડાઇની ધાસ્તી દૂર થાય છે તે આ કારણથી. પણ પ્રજાસંઘ સંગીન બને અને અસલી આપખુદી દૂર થાય એ બે બનાવ વચ્ચેના

કાળમાં કદાચ લડાઈઓ થાય...અબ્દુલ બહા કહે છે કેઃ—

"કેટલીક વાર લડાઈ પણ સુલેહનું કારણ થઈ પડે છે. અને નાશ તે નવરચનાનું કારણ થઈ પડે છે....તેવી લડાઈ શાંતિનાં સુર ચઢાવવા માટેની પણ હોય. તેવી લડાઈ ન્યાય અને સમાધાની કરાવવા પણ લડાતી હોય. આજે સાચા રાજાની ફરજ વિશ્વશાંતિ ઉપજાવવાની છે કારણ તેજ દુનિયાના માણસોની આઝાદી છે.

## પૂર્વ અને પશ્ચિમનો મેળ.

વિશ્વશાંતિના પ્રચાર માટે પૂર્વ અને પશ્ચિમના દેશોનો મેળ થવો જરૂરી છે. લડાઈઓ બંધ થાય એટલેજ કાયમની શાંતિ આવી જતી નથી પણ દીલોજાન સહકાર અને સંપ ઉપજે તો તે સાધ્ય થશે. પારીસમાં વાતચિત દરમ્યાન અબ્દુલ બહાએ જણાવ્યું હતું કેઃ—

"ભૂતકાળના જમાનાથી તે આજ સુધી આધ્યાત્મિક સત્યનો સૂર્ય તો પૂર્વના દેશોમાંથીજ ઉગતો આવ્યો છે. મુસા, ઇસા, મહમદ, બાબ અને બહાઉલ્લા, બધાજ પૂર્વના દેશોમાં પેદા થયા હતા.

"ખ્રીસ્ત રૂપી સૂર્યનો પ્રકાશ પશ્ચિમના બધા દેશો ઉપર વધારે ઝળકતો પડયો હતો, પોતાની માતૃભુમિ કરતાં તે દેશોમાં તેમનાં શિક્ષણે વધુ પ્રગતિ કરી હતી.

"ચાલુ જમાનામાં પૂર્વને જડાત્મક પ્રગતિની અને પશ્ચિમને આધ્યાત્મિક પ્રગતિની જરૂર છે. જો બેઉ દિશાના લોકો પોત પોતાનાં જ્ઞાનની આપ લે કરે તો બેઉને ફાયદો

થાય. આધ્યાત્મિક રીતે જેવી જેવી સંસ્કૃતિ ઇચ્છવામાં આવે તેવી તેવી ઐહિક પ્રગતિ પણ થાય. છેવટે આખા જગતમાં એટલું બધું ઐક્ય પ્રસરશે કે જે જાણે ખુદાઈ ગુણોના આયના જેવું થઇ પડશે

"આ આદર્શ પાર પાડવા આપણે પૌર્વાત્યોએ અને પાશ્ચિમાત્યોને દિનરાત, તન અને મનથી મહેનત કરવી જોઇએ તો મનુષ્યજાતનાં સુખનો સંભવ સધાય ..ત્યારે જગત્ સ્વર્ગ સમાન થઈ પડશે..."



# પ્રકરણ ૧૧ મું.

## ફરમાનો અને વાયેઓ.

"દરેક જમાનામાં સંજોગો પ્રમાણે ખુદાઇ ફરમાનોમાં ફેરફાર થયા કરે છે; સિવાય કે પ્રેમનો કાનુન કે જે પાણીના અનંત ઝરાની પેઠે સદાકાળ એક સરખો વહેતો રહે છે, તે જાણો."—બહાઉલ્લા.

### સન્યસ્ત જીવન.

મહમદની માફક બહાઉલ્લાએ પણ સન્યસ્ત જીવન ગુજારવાની ના પાડી છે. નેપોલીયન ત્રીજાને લખેલાં પત્રમાં વાંચવામાં આવે છે કેઃ—

"હે સાધુઓ, તમે મઠોમાં અને ગુફાઓમાં એકાંતવાસમાં જઇને રહો નહિ. મારૂં માનીને એકાંતવાસ છોડી દો અને તમારા તથા જનસમુહના આત્માઓનું કલ્યાણ થાય એવાં કામોમાં રોકાઓ.....

"તમે પરણો કે જેથી તમારી જગા તમારો વંશવેલો લે. હમે નાપાકીની વિરૂદ્ધ છીએ અને વફાદારી તમારી ફરજ છે અત્યાર સુધી ખુદાનો રાહ છોડી તમે તમારે રાહે ચાલ્યા છો. માટે હવે બેવફુફી છોડી દો અને ખુદાથી ડરો. માણસ વગર મારૂં નામ સ્મરણ કોણ કરશે? મારા ગુણોનું જ્ઞાન કોણ ફેલાવશે? માટે વિચાર કરો અને જેઓ ગુપ્ત રહે છે અથવા ઉંઘે છે તેઓના જેવા ન થાઓ. ઇસુ પરણ્યો, નહોતો કારણ કે તેને રહેવા ઘર પણ મળ્યું નહિ...તેના આત્માની પવિત્રતા,

તમારી કલ્પનાને આધારે રહી નહોતી, પણ હમારી જાણ મુજબ છે.

...ધન્યવાદ તેઓને છે કે જેઓ જાણે છે!"

ખ્રીસ્તી સંપ્રદાયોએ પોતાના ધર્મગુરૂઓ માટે બ્રહ્મચર્ય અને સન્યસ્ત જીવન સ્વીકાર્યું" એ વિચિત્ર નથી લાગતું? ખ્રીસ્તે પોતે પરણેલા માણસોને શીષ્ય બનાવ્યા હતા; તેઓ બધા લોકોના ઘાડા સમાગમમાં રહી તેઓનાં કલ્યાણનું કામ કરતા હતા.

કુરાનમાં શું કહ્યું છે?:—

"મરિયમના પુત્ર ઇસુ માર્ફત અમે ખુદાઇ વાણી આપી અને તેના અનુયાયીઓના દીલમાં દયાની લાગણી પ્રેરી. પણ સન્યસ્ત જીવન તો તેઓએ પોતેજ શોધ્યું હતું. તેઓને અમે ખુદાનેજ રાજી કરવાની ખાહેશ રાખવા કહ્યું હતું. પણ તે ખાહેશ જેવી રીતે પાળવી જોઇએ તેવી રીતે તેઓએ પાળી નહિ."

ભુતકાળના સંજોગોમાં સન્યાસી જીવન ગમે તેવું વ્યાજબી ગણાયું હશે પણ બહાઉલ્લા કહે છે કે ચાલુ જમાનામાં તે વ્યાજબી નથી. ભકત અને પવિત્ર માણસો લોકોનો સમાગમ છોડી દે; માતપિતા તરીકેની ફરજો અને જવાબદારીઓ ન રાખે તો પરિણામે પ્રજા આધ્યાત્મિકતા-વિહોણીજ બની જાય.

## લગ્ન.

બહાઇ શિક્ષણ એક પત્નીવ્રતને લગતું છે અને લગ્ન ત્યારેજ કરવાં કે જ્યારે વરવહુ તથા તેઓનાં માબાપો પણ રાજી હોય. અકદસના કિતાબમાં તેઓ લખે છેઃ—

"બાબે લખેલાં 'બયાન'માં લગ્ન માટે વરવહુ બેઉની સંમતિની આવશ્યકતા દર્શાવવામાં આવી છે; પણ અમે આખા જનસમુહમાં પ્રેમ અને એકતા ફેલાવવા માગતા હોવાથી માબાપોની સંમતિની જરૂર પણ અમે ઉમેરી છે કે જેથી અદાવત અને કડવાશ ઉત્પન્ન થતાં અટકે."

એ વિષે અબ્દુલ બહા કહે છે:—

"ખુદાઇ કાનુન પ્રમાણે લગ્ન માટે તમારે વર યા વહુની પેસંદગી કરવી અને પછી માબાપની સમંતિ મેળવવી. તમારી પસંદગી આગમચ દખલ કરવાનો તેઓને હક નથી."

આવી સાવચેતીનું પરિણામ એ આવ્યું છે કે ખ્રિસ્તીમાં અને મુસલમાન દેશોમાં વેવાઇ વેવાણોમાં જે બહુ કડવાશભર્યા સંબંધ હોય છે તે બહાઇઓમાં જોવામાં આવતા નથી. તેઓમાં ફારગતીના બનાવ તો કવચિતજ બને છે. બહાઇ લગ્ન કેવું હોય છે?:—

"બહાઇ વિવાહમાં બેઉ પક્ષની સંમતિ હોય છે. બેઉ એક બીજાના ગુણ અને ચારિત્ર્યથી પરિચિત થાય છે. લગ્નગ્રંથિ તેઓને કાયમ માટે બંધનકર્તા હોય છે; સ્નેહ સંબંધ તેઓને હંમેશ માટે ચાલુ રાખવાની નિષ્ઠા રાખવી પડે છે.

"તેથી વરને એમ બોલવું પડે છે કે અમે ખુદાની મરજી પ્રમાણે સંતોષી રહીશું અને વહુ પણ પાછળથી એજ શબ્દો ઉચ્ચારે છે.

"બહાઇ લગ્ન દેહલગ્ન પણ છે અને અને સ્નેહલગ્ન પણ છે; કે જેથી તેઓનો અદ્વૈત સંબંધ ખુદાની બીજી દુનિયાઓમાં પણ ચાલુ રહે અને એક બીજાની આધ્યાત્મિકતા સુધરે."

## ફાર્ગતી.

લગ્નની પેઠે ફારગતીના સંબંધમાં પણ સંજોગાનુસાર પયગામ્બરોના ફરમાન જુદાં જુદાં થયાં છે. એ સંબંધમાં અબ્દુલ બહા કહે છે કેઃ—

"એક બીજા પ્રત્યે તદ્દન અણગમો ઉત્પન્ન થાય અને તેમને છુટાં પડવાની ફરજ પડે તોજ બહાઈ સ્પીરીચ્યુઅલ એસેમ્બ્લીને જણાવીને તેઓએ જુદા રહેવાનું નક્કી કરવું, નહિ તો બહાઇઓએ કદી પણ ફાર્ગતી કરવી નહિ. જુદાં પડયાં પછી તેઓએ ધીરજ રાખી એક વરસ થોભવું; તે દરમ્યાન જો સંપ સમાધાની નહિ થાય તો પછી ફાર્ગતી કરવી....ખુદાનું રાજ્ય સંપ, પ્રેમ, એકતા અને સંમતિ પર ચાલે છે-ખાસ કરીને પતિ પત્નીના સંબંધમાં-માટે બેમાંથી એક પણ જો ફાર્ગતીનું કારણ થઇ પડશે તો તે મોટી આફતમાં આવી પડશે અને તેને જીંદગીભર પસ્તાવાનું રહેશે.

ફાર્ગતીના તેમજ બીજી બાબતોમાં બહાઇઓ પોતાની શરીયત ઉપરાંત દેશના કાયદા પ્રમાણે ચાલવા પણ બંધાયલા છે.

## બહાઇ પંચાંગ.

જુદી જુદી પ્રજાઓમાં જુદાં જુદાં પંચાંગો ચાલે છે; પણ ઇરાનમાં બાબે તેમાં ફેરફાર કરી ચાંદ્ર માસની ગણત્રી પડતી મેલી સૌર વર્ષની ગણત્રી સ્વીકરાવી હતી.

બહાઇ વર્ષ ૩૬૫ દિવસનું ગણવામાં આવે છે જેને નીચે પ્રમાણે ૧૯-૧૯ દિવસનાં ૧૯ મહિનાઓમાં વિભકત કરવામાં આવ્યું છે અને ૪ યા "કબીસાનુંસાલ" હોય તો ૫ દિવસ એમને એમ ઉમેરી દેવામાં આવે. એ મહિનાઓનાં નામો ઇશ્વરના ગુણોનાં નામ ઉપરથી પાડવામાં આવ્યાં છે, અને બહાઇ યુગની શરૂઆત બાબના ઢંઢેરાના વખતથી એટલે કે ઇ. સ. ૧૮૪૪ અને હીજરી સન ૧૨૬૦ થી ગણવામાં આવે છે.

| મહિનો | અરબી નામ | નામનો અર્થ | મહિનાનો પ્રથમ દિવસ |
|---|---|---|---|
| ૧ લો | બહા | ભપકો | તા. ૨૧ મી માર્ચ |
| ૨ જો | જલાલ | મહિમા | તા. ૯ મી એપ્રીલ |
| ૩ જો | જમાલ | સૌન્દર્ય | તા. ૨૮ મી એપ્રીલ |
| ૪ થો | અઝમત | ઝળકાટ | તા. ૧૭ મી મે |
| ૫ મો | નુર | તેજ | તા. ૫ મી જુન |
| ૬ ઠો | રહમત | દયા | તા. ૨૪ મી જુન |
| ૭ મો | કલીમત | શબ્દો | તા. ૧૩ મી જુલાઇ |
| ૮ મો | અસ્મા | નામો | તા. ૧ લી આગષ્ટ |
| ૯ મો | કમાલ | સંપૂર્ણતા | તા. ૨૦ મી આગષ્ટ |
| ૧૦ મો | ઇઝત | પ્રતિષ્ઠા | તા. ૮ મી સપ્ટેમ્બર |
| ૧૧ મો | મશીયત | મરજી | તા. ૨૭મી સપ્ટેમ્બર |
| ૧૨ મો | ઇલ્મ | જ્ઞાન | તા. ૧૬ મી અકટોબર |
| ૧૩ મો | કુદરત | શકિત | તા. ૪ થી નવેમ્બર |
| ૧૪ મો | કોલ | વાચા | તા. ૨૩ મી નવેમ્બર |
| ૧૫ મો | મસાઇલ | સવાલ | તા. ૧૨ મી ડીસેમ્બર |
| ૧૬ મો | શરફ | માન | તા. ૩૧ મી ડીસેમ્બર |
| ૧૭ મો | સુલતાન | રાજકતા | તા. ૧૯ મી જાનેવારી |
| ૧૮ મો | મુલ્ક | સંસ્થિતિ | તા. ૭ મી ફેબરૂવારી |
| | વચગાળાના ૪–૫ દિવસો તા. ૨૬ મી ફેબરૂવારીથી તા. ૧ લી માર્ચ | | |
| ૧૯ મો | ઉલા | મહત્તા | તા. ૨ જી માર્ચ |

ભવિષ્યમાં બધી પ્રજાઓ માટે એકજ સામાન્ય જાતનાં પંચાંગની જરૂર તો પડશેજ; તે માટે બાબે ઉપર મુજબ ગોઠવણ તૈયાર રાખી છે.

## ધર્મસભા.

જે મથકે બહાઈઓની સંખ્યા ૯ થી વધારે હોય ત્યાં જીલ્લામાંના મિત્રોની પ્રવૃત્તિનો સહકાર મેળવવા એક એક ધર્મસભા સ્થાપવાની ભલામણ થઇ છે. જનાબ-ઇ-અસદુલ્લા ફાઝીલે આ પુસ્તકના લખનારને બહાઇ સંસ્થાઓનો નીચે પ્રમાણે ખ્યાલ આપ્યો હતોઃ—

“ધાર્મિક મંડળીઓની મુખ્ય ફરજો નીચે પ્રમાણે હોય છેઃ—

(૧) ભાષણો અને સાહિત્ય માર્ફત બહાઇ શિક્ષણનો પ્રચાર કરવો. જાહેર સભાઓમાં બહાઇ નહિ હોય તેવા લોકોને હાજરી આપવાની સંપૂર્ણ છુટ છે.

(૨) બહાઇ યા બીન-બહાઇ, સર્વ પ્રકારના ગરીબોને મદદ આપવી. કોઇ માણસ મુશ્કેલીમાં આવી પડયો હોય તે ધર્મસભાને મદદ માટે અરજ કરી શકે.

(૩) કેળવણી અને હુન્નરકળાનો પ્રચાર દરેક બહાઇ પોતાનાં બાળકને કેળવે છે કે નહિ તે જોવાની ધાર્મિક મંડળી પોતાની જવાબદારી રાખે છે.

(૪) બહાઇ કાનુનોનું શિક્ષણ ધાર્મિક મંડળી ઉપદેશકો અને પ્રચારકો માર્ફત આ કામ કરાવે છે. જો કોઇ બહાઇ પોતાના સંપ્રદાય પ્રમાણે આચાર નહિ રાખતાં દંભ કરતા હોય

તો ધાર્મિક મંડળી તેઓની ખાસ સભા બોલાવીને વિદ્વાન ઉપદેશકો પાસે તેઓને બોધ અપાવે છે.

(૫) નાણાં એકઠાં કરી તેનો વહીવટ કરવો. જાહેર સભાઓમાં નાણાં એકઠાં કરવામાં આવતાં નથી. તેમ જાહેર પ્રજા પાસે પણ માગવામાં આવતાં નથી. જેઓ ખરા બહાઇ હોય તેઓ પાસેજ લેવામાં આવે છે. ધાર્મિક મંડળી તેના હિસાબ રાખે છે. તેનો ખર્ચ કેમ કરવો તે તે મંડળીજ નક્કી કરે છે. ઘણીકવાર વગર નામે બક્ષીસો મોકલવામાં આવે છે.

(૬) ઉત્સવો કરવા. તે માટે ધાર્મિક મંડળી-એક કમિટિ નીમે છે. ઓગણીસ ઓગણીસ દિવસે મિત્રો ઉત્સવ કરી શકે છે. જે માણસ મિજબાની આપવા માગતો હોય તે કમિટિના ચોપડામાં તારીખ વાર નોંધાવી આપે છે. એક માણસ વરસમાં ત્રણ યા તેથી ઓછી વર્ત્તી મીજબાની આપી શકે. મિજબાની આપનારની વધારે માણસોને જમાડવાની સ્થિતિ ન હોય તો બીજા બહાઇઓ તેને મદદ કરે છે. આખી બહાઇ કોમ માટે સામાન્ય તહેવારો નવરૂઝ અને રીઝવાનના હોય છે.

ધાર્મિક મંડળીના સભાસદો શુધ્ધ આચારવિચારના હોવા જોઇએ અને તેઓ પાસેથી બહાઇઓએ ફરજો સમજવી જોઇએ. ધાર્મિક મંડળીનો સભામાં અબ્દુલ બહાનુ લખેલું-એક નામું બોલવામાં આવે છે કે જેમાં તેમણે ધાર્મિક મંડળીની ફરજો દર્શાવેલી છે.

એ મંડળીની ચુંટણી થવાની હોય ત્યારે કેવા માણસોને ચુંટવા તે સમજાવવા એક બહાઇ જીલ્લામાં ફરે છે. ધાર્મિક મંડળીનો ઉમેદવાર શરીયતનો મક્કમ પાળનાર અને અનુભવી હોવો

જોઇએ. તેના આચાર વિચાર સારા હોવા જોઇએ. મળી સમજીને કામ કરે એવા સભાસદોને ચુંટવામાં આવે છે. કુસંપ પેદા કરે એવાને કોઇ ચુંટે નહિ.

## તહેવારો

બહાઇ સંપ્રદાયમાં દર વરસે ઘણા તહેવારો હોય છે. મીસરમાં એલેકઝાંડ્રીયા મધે ઇ. સ. ૧૯૧૨ માં નવરૂઝના તહેવાર બાબે વિવેચન કરતાં અબ્દુલ બહા બોલ્યા હતા કેઃ—

"ખુદાના પવિત્ર કાનુનો પ્રમાણે રૂતુ રૂતુમાં તહેવારો અને રજાઓ આવે છે; તે દિવસોએ લોકોએ કામધંધા બંધ કરવા.... પ્રજાકીય એકતા દર્શાવવા માટે તે દિવસોએ બધાએ ખાઇ પીને ખુશી આનંદમાં ફરવું અને સભાઓ ભરવી....પવિત્ર દિવસ હોવાથી તેને કેવળજ મોજ શોખમાં ગુજારી દેવો નહિ ..લોકોને ઉપયોગી થઈ પડે તેવી સંસ્થાઓ આ દિવસોએ સ્થાપવી....આજે લોકોને દોરવવા કરતાં કોઇ વધારે સવાબનું કામ નથી. તહેવારને દિવસે બહાઇઓએ સખાવત અને આદર્શનાં કંઇ એવાં સંભારણુ રાખવાં કે જે બધાજ લોકોને લાભકારક થઇ પડે. ટુંકમાં ખુદાની રહેમતનું પ્રદર્શન દરેક વ્યક્તિએ સખાવત વિગેરે કામોથી કરવું."

નવરૂઝ અને રીઝવાન એ બે તહેવારો બહાઇઓમાં સૌથી મોટા છે તેમજ બાબ અને બહાઉલ્લાનાં વરસગાંઠના દીવસો અને બાબના જાહેર થવાનો દીવસ (જે દીવસે પોતે પયગમબરીનો દાવો કર્યો) કે જે દિવસે અબ્દુલ બહાની સાલગ્રેહ પણ પડે છે. તે દિવસો બહાઇઓને માટે ખુશાલી ભર્યા છે અને ઇરાનમાં એ તહેવારો ભારે ધામધુમથી ઉજવવામાં આવે છે. તા. ૨૬ મી ફેબરૂવારીથી તા. ૧ લી માર્ચ સુધીના

૪ દિવસ, પણ મિત્રોને મિજબાની અને ગરીબોને ખાણી પીણી આપવામાં પસાર કરવામાં આવે છે.

બાબ, બહાઉલ્લા અને અબ્દુલ બહાની મરણ તિથિઓ પૂર ગંભીરતાથી ઉજવવામાં આવે છે. તે દિવસે બંદગી કરવામાં આવે છે અને પવિત્ર કલામો પઢવામાં આવે છે.

### અપવાસ.

વરસનો છેલ્લો માહનો અપવાસનો આવે છે. ૧૯ દિવસ સુધી સુર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી ખાવા પીવામાં આવતું નથી; બાળકોને, રોગીઓને, વૃધ્ધોને, ગર્ભવતી યા ધવાડતી સ્ત્રીઓને અને મુસાફરોને અપવાસ કરવાની ફરજ પાડવામાં આવતી નથી.

બહાઇ સંપ્રદાય પ્રમાણે વારંવાર અપવાસો કરવાથી તન્દરોસ્તીને લાભ થાય છે એ પૂરવાર થાય એમ છે પણ અપવાસનો મૂળ હેતુ ખાવું નહિ એટલોજ નથી પણ શારિરીક વિષયો અને વાસનાથી અલગ રહી ખુદામાં ચિત પરોવવાનો છે. અબ્દુલ બહા કહે છેઃ—

"અપવાસ એક સંજ્ઞા છે. તે વિષયવાસનાથી દૂર રહેવા માટે છે; તેની યાદ આપવા અપવાસ ગોઠવવામાં આવ્યા છે. એકલું ખાવું પીવું છોડયાથી આત્મા ઉપર અસર થશે નહિ; માનસિક સંયમ માટે તેની યોજના છે. ખરો નિયમ તો મિતાહારનો છે....બહુ વધારે તેમ છેક ઓછું પણ નહિ ખાવું જોઇએ. ખોરાક વગર જે માણસ નબળો થઇ જાય તો તે ઇશ્વરને માટે શરીર અથવા મગજથી કામ કરવાને માટે લાયક નથી, તે માણસ બરાબર સમજી શકતો નથી"

### સભાઓ.

સંપ્રદાયવાળાઓની સભાઓ વખતો વખત ભરાય તે બાબતને અબ્દુલ બહા અગત્યતા આપે છે. એક નામામાં તેઓ કહે છેઃ—

"ખુદાના દોસ્તોમાં અને માયાળુ પ્રભુની દાસીઓમાં સંપ વધે એવી ખાહેશ રાખવામાં આવી છે. તેમ થયા વગર સંપ્રદાયનો પ્રચાર થાય નહિ એવો સંપ મેળવવા માટે મોટામાં મોટું સાધન ધાર્મિક સભાઓ છે એ બાબત ઘણી મહત્વની છે અને દૈવી મદદ મેળવવાને માટે લોહચુંબક માફક છે."

ધાર્મિક મંડળીઓમાં સંસારી અને રાજ્યદ્વારી બાબતોની ચર્ચા કરવામાં આવે નહિ. ખુદાઇ જ્ઞાનના પ્રચારનીજ નેમ તેમાં રાખવામાં આવી છે. ઈ. સ. ૧૯૧૨ માં ન્યુયોર્ક મધે અબ્દુલ બહાએ ભાષણ કરતાં જણાવ્યું હતું કેઃ—

"બહાઈ સભા દેવ સભા જેવી થવી જોઇએ. તેનો ઝળકાટ તેવો હોવો જોઇએ. તેમાં બેઠેલાઓનાં હૃદય આયના જેવાં સાફ હોવાં જોઇએ. દરેકના દીલ એક તાર ઓફિસ જેવાં હોવાં જોઇએ. તારનો એક છેડો આત્મામાં અને બીજો સભામાં હોવો જોઇએ કે જેથી સ્વર્ગીય સંદેશાઓનો વિનિમય થાય....તમારામાં જેટલો વધારે સંપ, પ્રેમ અને એકતા, તેટલી તમારી શ્રધ્ધા પ્રબળ થશે, ખુદા તમને મદદ કરશે અને જમાલ-ઇ-મુબારક (બહાઉલ્લા) નો તમને ટેકો મળશે.

એક નામામાં તેઓ લખે છેઃ—

"આવી ધાર્મિક મંડળીઓમાં બહારની એલાર પેલાર વાતો કરવી નહિ. ખુદાઇ બાબતને લગતાં લખાણોજ વાંચવા




**Bahai Temple at Wilmette, Illinois.**
**A TEMPLE OF LIGHT.**
( મશરેકુલ અઝકાર ) ચીકાગો.

| | | |
|---|---|---|
| જમીનથી ઘુમ્મટના મથાળા સુધીની ઉંચાઇ | ... | ૧૬૨ ફીટ |
| ભોંયતળીયાનો ઘેરાવો... | ... | ૨૦૨ ફીટ |
| ૧૮ પગથીયાની ઉપરનો ઘેરાવો | ... | ૧૫૩ ફીટ |
| પહેલા મજલાની ઉંચાઇ | ... | ૪૫ ફીટ |
| કાચ ઘુમ્મટ અને બારીના કાચ ( Wire Glass ) | | ૧૯,૫૦૦ સ્કવૅર ફીટ |

થા મોઢે બોલવાં. બધાં પ્રાણીઓમાં ખુદાની હસ્તિ છે એવું જ્ઞાન મળે તેવી ચર્ચા કરવી યા લખાણોમાંથી તેવી શહાદતો શોધવી. સભામાં હાજર થવા જવા પહેલાં શારિરીક અને માનસિક સ્વચ્છતા મેળવવી, અને નમ્ર થઇને જઇ શાંતિથી બેસવું. તકતીઓ કે સુરેહો વંચાતી હોય તે ધ્યાન દઇને ગરબડ કર્યા વગર સાંભળવી અને કોઇને બોલવું હોય તો વિવેકપૂર્વક અને હાજર રહેલાઓની પરવાનગીથી અને તેઓને સંતોષ થાય એવી રીતે છટાથી બોલવું."

### મશરીક-ઉલ-અઝકાર.

બહાઉલ્લા એવી સુચના મેલી ગયા હતા કે તેમના અનુયાયીઓએ ગામેગામ અને શહેરેશહેર પ્રાર્થના ગૃહો બંધાવવા. તેવાં ગૃહોને તેમણે મશરીક-ઉલ-અઝકાર-ઇશ્વર સ્તુતીનું ઉદયસ્થાન-એ નામ આપ્યાં હતાં. તેવાં મકાન નવખુણીયા અને ઉપરથી ઘુમટવાળાં, સુંદર બાંધણીનાં બાંધવાં; તેની આસપાસ પુલઝાડનો બગીચો અને વચ્ચે પાણીનો એક હોજ હોવો જોઇએ. પ્રાર્થના ગૃહની આસપાસ બીજાં મકાનો બાંધવાં. જ્યાં શિક્ષણ આપવાનું, સખાવત કરવાનું, મેળાવડાઓ ભરવાનું વિગેરે કામ બની શકે. ખુદાની બંદગી કરવા માટેની ઇમારત કુદરત અને કળા બેઉ રીતે બને તેટલી સુંદર બાંધવી અને તેની સાથે સમાજોધ્ધારનાં કામ થઈ શકે એવી વ્યવહારૂ ગોઠવણો પણ રાખવી.

ઇરાનમાં આજસુધી બહાઇઓને પ્રાર્થના ગૃહો બંધાવવાની મનાઇ હતી તેથી પહેલી મોટી મશરીક-ઉલ-અઝકાર રશીઆમાં ઇશકાબાદ શહેરમાં બાંધવામાં આવી હતી. બીજી અમેરિકામાં શીકાગો પાસે વીલમેટમાં એક સરોવર કાંઠે બંધાતી હતી. તે વિષે અબ્દુલ બહા લખે છે કે:—

"અમેરિકામાંની મશરીક-ઉલ-અઝકાર માટે જુદા જુદા દેશોમાંથી નાણાં આવે છે તે માટે ખુદાના શુક્રાના કરો.... એશિયામાંના દેશોમાંથી અમેરિકામાં નાણાં મોકલવાનું આવા આદમના વખતથી આજ સુધી કદી બન્યું નથી પણ ખુદાના હુકમથી તેમ થયું છે. દુરદેશ લોકો માટે એ અજબ થવા જેવું છે અને આશા રાખવામાં આવે છે કે ખુદાને માનનારાઓ ઉદારતાથી મોટી રકમ ઉભી કરશે....સૌએ પોતાની ખુશીથી પોતાથી બને તેટલો ફાળો આપવો. જેને બીજા કામમાં પૈસા વાપરવા હોય તેઓ ભલે તેમ કરે. બાકી હમણાં તો મશરીક ઉલ અઝકાર બાંધવી એજ સઉથી અગત્યનું કામ છે મશરીક-ઉલ-અઝકારને નવ ખુણાઓ, અને દરવાજા તેમજ પાણીનો હોજ, રસ્તાઓ, બગીચાઓ અને ઘુમટવાલા બનાવવા અને બાંધણીમાં બહુજ ખુબસુરત હોવા જોઇએ. એ ઇમારતનો ભેદ મોટો છે અને હાલ તેનો ખુલાસો થઇ શકે નહિ પણ તેની બાંધણી એ વખતને માટે બહુ જરૂરી છે. મશરીક ઉલ-અઝકારમાં બીજી જરૂરી ચીજો એ છેઃ—અનાથ બાળકો માટે નિશાળ, ગરીબો માટે દવાખાનું અને હોસ્પીટલ, અશક્ત માટે સ્થાન, અને શાસ્ત્રજ્ઞાન માટે કોલેજ, દરેક શહેરમાં એક મોટી મશરીક ઉલ અઝકાર એજ મુજબની બંધાવી જોઇએ. તેમાં દરરોજ સવારે બંદગી થવી જોઇએ. તેમાં કોઈ વાજીંત્ર રાખવું નહિ. વાજીંત્ર વગર ભજનો ગાઇ શકાશે. પાસેની ઇમારતોમાં ઉત્સવો, ભજનો, સભાઓ, અને ધાર્મિક મંડલીઓ ભરી શકાશે પણ ખુદ મંદીરમાં ભજનો વાજીંત્ર વગરના હોવા જોઇએ અને મશરીક ઉલ અઝકારના દરવાજા દરેક જાતના માણસો માટે ખુલ્લા રાખવા.

જ્યારે એ સંસ્થાઓ એટલે કોલેજ, હોસ્પીટલ, અને



"મશરેકુલ અઝકાર," ઇસકાબાદ ( રૂશીઆ )
ઇસકાબાદ એટલે મોહુબ્બતનું શહેર ( City of Love )

બીજી સખાવતી સંસ્થાઓ સ્થપાશે ત્યારે તેના દરવાજાઓ દરેક જાતો અને કોમોને માટે ખુલ્લા રાખવા. તેમાં કોઇ જાતનો ભેદભાવ રાખવો નહિ. તેની સખાવતોનો લાભ કોઇપણ જાતના માણસને મળવો જોઇએ. કોઇને માટે તાસુલ રાખવો નહિ પણ બધા માટે પ્રેમ રાખવો એ ઇમારતોમાં જે મધ્ય ઇમારત છે તે ઇશ્વર સ્તુતિ અને પ્રાર્થના માટે રહેશે. અને તેમ કરતાં ધર્મ અને વિજ્ઞાનની એકતા થશે, અને બેઉ સાથે મળીને માણસની ઉન્નતિ સાધશે.

## મરણ પછીનું જીવન.

બહાઉલ્લા કહે છે કે આપણું જીવન એક જાતની ગર્ભાવસ્થા છે અને આ દેહ છોડયા પછી આપણે નવા જીવનમાં પ્રવેશીએ છીએ કે જે વધારે સંપૂર્ણ અને વધારે સ્વતંત્ર છે. તેઓ લખે છેઃ—

"જાણજો કે આત્મા આ શરીર છોડયા પછી ખુદાની હાજરીમાં પ્રવેશવા પ્રવાસે પડે છે.... ખુદાની રહેમથી તે એવી સ્થિતિ પ્રાપ્ત કરે છે કે જેનું આપણે વર્ણન કરી શકીએ નહિ. જે આત્મા કોમ અને પ્રજાના ભેદ ભુલીને પ્રયાણ કરે છે તેને ધન્ય છે. તે ખુદાઇ પવિત્ર વાતાવરણમાં પ્રયાસ કરી છેવટે તેનાં સાન્નિધ્યમાં પહોંચે છે. ત્યાં તેને ફિરસ્તાઓ આવી મળે છે. સંતો અને પયગામ્બરો સાથે દોસ્તી થાય છે. વિશ્વમાં ખુદાનું કામ આગળ વધારવા તેને કેટલું સહન કરવું પડયું છે તે વિષે તે તેઓ સાથે વાતચીત કરે છે.

"ખુદાઇ વસ્તીસ્થાન અને અહિંની હસ્તિનો જેને ભેદ સમજાય તે ખુદા નજદીક જવા ઇંતેજાર બને, આત્માનાં સ્વરૂપનું વર્ણન થઈ શકે નહિ. તેમ કરવાની જરૂર પણ નથી. ફકત

કેટલીક ચીઝોજ જાણવી જરૂરી છે. પયગામ્બરો લોકોને ખુદાને રાહે પાડવા અને તાલીમ આપવાજ અવતરે છે.

"લોકોના વિકાસ અને પ્રજાઓના ઉધ્ધારનું કારણ તે ઉર્ધ્વગામી આત્માઓ થઇ પડે છે. તેઓ અસ્તિત્વના ખમણુ રૂપે છે. તે આત્માઓ આપણા કરતાં વધારે ચઢીઆતા હતા અને છે. આ લોક અને પરલોક વચ્ચેનો ભેદ તે ગર્ભસ્થ લોક અને આ લોક વચ્ચેના ભેદ જેવોજ છે."

તેજ પ્રમાણે અબ્દુલ બહા લખે છે કેઃ—

"માણસ આ લોકમાં જે ભેદ ઉકેલી શકતો નથી તેનું ભાન તેને પરલોકમાં થશે, ત્યાં તેને બધાં સત્યોનું રહસ્ય જણાવવામાં આવશે; ત્યારે તે પોતાનાં સંબંધીઓને, ઇષ્ટ મિત્રોને વધારે સારી રીતે ઓળખી શકશે. અલબત્ત, પવિત્ર આત્માઓ કે જેઓ અંતર્દષ્ટિ ધરાવે છે તેઓ તો બધું રહસ્ય જાણી જશે. તેઓ દરેક આત્માનું આત્મતત્ત્વ જાણવા જોવાની બક્ષિશ માંગશે. વળી તે દુનિયામાં તેઓ ખુદાની ખુબી સ્પષ્ટ રીતે જોઈ શકશે અને ખુદાના સર્વ જમાનાના દોસ્તોને સ્વર્ગીય મેળાવડામાં હાજર રહેલા જોશે.

"મૃત્યુલોક છોડયા પછીજ માણસ માણસ વચ્ચેનો ભેદ સમજાશે. એ ભેદ સ્થાનિક નહિ હોતાં; આત્મા અને અંતઃકરણ વચ્ચેનો છે. ખુદાના રાજ્યમાં સ્થળ અને સમયની મર્યાદા હોતી નથી, તે એક બીજી દુનિયા અને બીજુ વિશ્વ છે. નક્કી જાણજો કે ખુદાઇ આલમોમાં આત્માઓ એક બીજાને ઓળખશે અને એકત્ર રહેવા યત્ન કરશે. પણ તે એકતા આત્મિક થશે. આ લોકમાં થયેલો પ્રેમ તથા ગાળેલું જીવન ત્યાં ભુલી જવાતાં નથી."

## સ્વર્ગ અને નરક.

બહાઉલ્લા અને અબ્દુલ બહા એમ કહે છે કે સ્વર્ગ અને નરક સંબંધી જુના ધર્મશાસ્ત્રોમાં આપેલાં વર્ણન સૃષ્ટિની ઉત્પત્તિની બાઇબલમાં આપેલી વાતની માફક અમુક ચિન્હ સુચક છે અને શબ્દાર્થ પ્રમાણેના નથી. તેમના કહેવા પ્રમાણે તો સ્વર્ગ એ સર્વ સંપૂર્ણતા અને નરક એ સર્વ અપૂર્ણતાઓ ભરેલી સ્થિતિ છે. ખુદાઇ ખાહેશ પ્રમાણે ચાલવાની વૃત્તિ તે સ્વર્ગ, તેથી ઉલટું તે નરક. સ્વર્ગ એટલે આધ્યાત્મિક જીવન અને નરક એટલે આધ્યાત્મિક મરણ. આ દેહેજ માણુસ કોઈ વાર સ્વર્ગમાંજ હોય અને કોઇવાર નરકમાંજ હોય. આધ્યાત્મિક આનંદ સ્વર્ગીય છે; તે વગરની સ્થિતિ તે નરકયાતના છે. અબ્દુલ બહા કહે છે:—

"જ્યારે માણસો શ્રદ્ધારૂપી પ્રકાશથી દુરાચારરૂપી અંધકારમાંથી મુકત થઇ સત્યરૂપી સૂર્યના ઝળકાટથી ઝળકે છે, સદ્‌ગુણોથી ઉદાર બને છે; ત્યારે એ સ્થિતિ સર્વોત્તમ અને ખરેખરી સ્વર્ગીય છે. તે પ્રમાણે ખુદાથી અજાણ રહેવું, અજ્ઞાન રહેવું, પશુ જેવા રહેવું, વિષયભોગમાં પડવું; આસુરી લાલસાઓ ધરાવવી, એ બધી આધ્યાત્મિક સજાઓ છે....

"આ લોક છોડયા પછી પરલોકમાં જે બદલો મળે છે તે સંપૂર્ણતાઓનો છે એટલે કે હૃદય અને આત્માની ઇચ્છા તૃપ્તિ થાય છે અને ખુદાનું અનંત સાન્નિધ્ય રહે છે. તેવી સંપૂર્ણતાઓથી વંચિત રહેવું અને અસ્તિત્વની નીચલી કોટિમાં રહેવું એજ પરલોકની સજા છે. મરણ પછી જીવન રહેતું હોવા છતાં દૈવી સંપૂર્ણતાઓ નહિ મળે તો તે જીવન પણ મરણ જેવુંજ રહે છે.

"ખુદાની સાન્નિધ્યમાં પાપીઓ માટે વકાલત થાય તે પણ ખુદાને પસંદ છે. જેઓ પાપ અને નાસ્તિકતામાં ગુજર્યા હોય તેઓની સ્થિતિ બદલાવાનો સંભવ રહે છે ખરો. લાયકાત વગર પણ તેઓને રહેમ મળી શકે છે. જેમ આ લોકમાં આપણે બીજાઓ માટે બંદગી કરી શકીએ છીએ તેમ પરલોકમાં પણ કરી શકીએ....

"આ શરીર સાથે અને છોડયા પછી પણ સંપુર્ણતામાં આગળ વધી શકાય છે પણ દરજ્જામાં નહિ. એક સંપૂર્ણ માણસ કરતાં ચઢીઆતું કોઇ નથી પણ સંપૂર્ણ થયા પછી કોઇ વધુ ગતિ રહેતી નથી. જીવનમાં સંપૂર્ણતા મેળવવા અનેક પ્રગતિ કરવી પડે છે. કોઇ ગમે તેવો વિદ્વાન માણસ હોય તો તેના કરતાંય વધુ વિદ્વાન કોઇ હશે એમ આપણે કલ્પના કરીએ છીએ. માટેજ મનુષ્ય જાતિની સંપૂર્ણતાનો અન્ત ન હોવાથી, આ દેહ છોડયા પછી પણ મનુષ્ય સંપૂર્ણતા મેળવવામાં પ્રગતિ કરી શકે છે."

### આ લોક અને પરલોકનો સંબંધ.

દેહધારી કે દેહવિમુકત માનવ-આત્માઓનો સંબંધ છે એમ બહાઉલ્લા કહે છે. આ લોકના તેમજ પરલોકના સર્વ જીવો એક અખંડ આત્માના અંશો છે અને પરસ્પર આધાર ધરાવે છે. તેઓ વચ્ચેનો આધ્યાત્મિક સંબંધ, અશકય કે અકુદરતી નથી પણ કાયમ અને અનિવાર્ય છે. જેઓની શકિતનો વિકાસ થયેલો હોતો નથી તેઓ આ સંબંધથી અજાણ છે પણ શકિતનો વિકાસ થતાં આત્માની અવિચ્છિન્નતાનું ચોક્કસ ભાન થવા લાગે છે. સંતો અને પયગામ્બરોને તેનું ભાન

હોય છે અને તેઓ તેથી સહજ જોઇ અને જાણી શકે છે. અબ્દુલ બહા કહે છેઃ—

"પયગામ્બરોની દ્રષ્ટિ સ્વપ્નશોધક નથી. તેઓએ આત્માની ખોજ કરી તેનો સ્વાનુભવ મેળવ્યો છે. તેઓ કહે છે કે મેં અમુક વ્યક્તિને અમુક સ્વરૂપમાં જોઇ, મેં તેને અમુક કહ્યું અને તેણે તેનો અમુક જવાબ આપ્યો: આ દ્રષ્ટિ જાગૃત અવસ્થાની છે, નહિ કે નિદ્રાવસ્થાની. એ આત્માની ખોજ છે.

"આધ્યાત્મિક રીતે વિકસેલા આત્માઓ એક બીજાને પરસ્પર સમજી શકે છે અને સ્થળ તથા કાળથી અમર્યાદિત એવો સંબંધ બાંધી શકે છે; જેમાં કલ્પનામિશ્રિત કંઇ હોતું નથી. બાઇબલમાં લખ્યું છે કે તાબોર પહાડ પર મુસા અને એલીઆસ ખ્રીસ્તને મળવા આવ્યા હતા. પણ એ મેળાપ દૈહિક નહિ પરંતુ આધ્યાત્મિક હતો. એવા સંબંધો ખરા હોય છે અને લોકોના વિચાર પર ભારે અસર કરે છે અને તેઓનાં હૃદય આકર્ષે છે."

અસાધારણ માનસિક શક્તિઓનું અસ્તિત્વ સ્વીકારવા છતાં તેઓ તેનો અકાળ વિકાસ કરવા માટે થતા પ્રયત્નને વખોડી કાઢે છે. યોગ્ય વખતે તેનો વિકાસ થઇજ રહેશે. તેઓ કહે છેઃ—

"આ લોકમાં જો માનસિક શક્તિઓ સાથે અટકચાળા કરીશું તો પરલોકમાં આત્માની ગતિને હરકત પહોંચે છે. એ શક્તિઓ ખરી છે પણ સાધારણપણે આ લોકમાં તે વિકસી શકતી નથી. ગર્ભમાં બાળકને આંખ, કાન, હાથ, પગ બધા અવયવો હોય છે પણ ત્યાં તે કામ આપી શકતા નથી. આ

લોકનાં જીવનનો હેતુ હવે પછીનાં વાસ્તવિક જગતમાં જન્મવાની તૈયારી રૂપ છે; અહિંની અણુવિકસી શકિતઓ તે લોકની છે અને તે લોકમાંજ તે કામ આપશે."

મરનારાઓના આત્મા સાથે સંબંધ પાડવાની કોશેષ કરવી નહિ; જીજ્ઞાસા ખાતર પણ નહિ. પડદાની બેઉ બાજુના લોકોની ફરજ છે કે એક બીજાને ચાહવા અને તેઓ માટે બંદગી કરવી. મરનારાઓ માટે બંદગી કરવાનું બહાઇઓને પણ ફરમાન છે. અબ્દુલ બહા કહે છેઃ—

"બીજાઓ માટે બંદગી કરવાનો હક પ્રગતિ પામેલા આત્માને તથા ખુદાના અવતારોને મળે છે. આ દુનિયામાં પોતાના દુશ્મનોને પણ માફ કરાવવા ઇસુ પ્રાર્થના કરતો. અબ્દુલ બહા પણ 'ખુદા એને માફ કરો' એ શબ્દો બોલ્યા વગર કોઇ મરનારનું નામ દેતા નથી. પયગામ્બરોના અનુયાયીઓને પણ બીજાઓને માફ કરાવવા બંદગી કરવાની સત્તા છે. પરંતુ એ ઉપરથી આપણે એમ નથી સમજવાનું કે ખુદા અજાણ રહેતો હશે અને આત્માઓ એક સ્થળે પડયા રહેતા અને સડયા કરતા હશે, એવું કંઇજ નથી છતાં આપણને તેઓ માટે બંદગી કરવાનો હક તો છેજ...

"આ લોકમાં તેમ પરલોકમાં શ્રીમંતો ગરીબોને મદદ કરી શકે. બધીજ દુનિયા ખુદાની સરજેલી હોવાથી તેઓ એક બીજાથી અનાવલંબી નથી. પરલોકમાં ધન શું ? માલ શું ? અને મદદ શું ? પણ જેઓ આધ્યાત્મિક વિકાસ ધરાવે છે તેઓએ અણુવિકસેલા આત્માઓ માટે બંદગી કરવી એજ તેઓની મદદ છે; જે આપવાથી તેઓની પ્રગતિ વધે છે અને અણુવિકસેલા પણ પ્રગતિને પંથે પડે છે."

"આ લોકમાં રહેલા અને પરલોકમાં ગયેલાઓના આત્માઓ જુદી જુદી સ્થિતિમાં હોય છે પણ તેઓ વચ્ચે ભિન્નતા નથી. બંદગીમાં દરજ્જાનું મિશ્રણ થાય છે, સ્થિતિનું પણ મિશ્રણ થાય છે. જેમ તેઓ તમારે માટે બંદગી કરે છે તેમ તમે પણ તેઓ માટે કરો."

આ દુનિયાને આપવામાં આવેલો નવો પયગામ તે સાંભળ્યા વગર ગુજરી ગયેલાઓના આત્માઓને પહોંચાડી શકાય કે નહિ? એવા સવાલનો જવાબ આપતાં અબ્દુલ બહાએ કહેલું કેઃ—

"ખચિત! સાચી બંદગીની અસર પરલોકમાં તો અહિં કરતાં વધારે થાય છે. તેઓથી આપણે અહિં કંઈ છુટા પડી ગયેલા નથી. ખરી અસર થવાનું સ્થાન આ લોક નહિ પણ પરલોકજ છે."

બહાઉલ્લા લખે છેઃ—

"ખુદાના ફરમાન પ્રમાણે જે જીવન ગુજારે છે, તેને માટે તો ફિરસ્તાઓ અને પરલોકવાસીઓ પણ બંદગી કરે છે.

પરલોક પામેલા મિત્ર પ્રત્યે કેટલીક વાર આપણું હૃદય કેમ આકર્ષાય છે? એવા સવાલનો જવાબ આપતાં અબ્દુલ બહાએ કહ્યું હતું કેઃ—

"ખુદાની સૃષ્ટિનો એવો નિયમ છે કે નિબળે સબળનો આધાર લેવો. જે ગતાત્મા તરફ તમે આકર્ષાઓ તેની મારફતે કદાચ તમોને ખુદાની શક્તિ મળતી હોય કે જે શકિત જ્યારે તેઓ દુનિયા ઉપર હતા ત્યારે પણ તમોને તેમની મારફતે

મળતી હોય પણ સર્વ મનુષ્યોને તાકાદ આપનાર એક પવિત્ર આત્મા છે.

## અનિષ્ટનું અસ્તિત્વ નથી.

બહાઇ તત્ત્વજ્ઞાન પ્રમાણે વાસ્તવિક અનિષ્ટનું અસ્તિત્વ નથી. વિશ્વની બહાર અને ખુદાની વિરોધી જો કોઇ બીજી શકિત હોય તો પછી ખુદાને એક, અનંત, અને સર્વ શકિતવાન શી રીતે કહેવાય? જેમ પ્રકાશનો અભાવ યા ન્યુનાધિકતા તે અંધારૂં કહેવાય છે તેમ સારાપણાંની ન્યુનાધિકતા યા અભાવે તે અનિષ્ઠ કહેવાય છે. ખરાબ માણસ એટલે જેના સ્વભાવની સારી બાજુ વિકસી નહિ હોય તે. તે સ્વાર્થી હોય તો તેમાં ખોટું કંઇજ નથી, સ્વાર્થી પ્રેમ પણ સારો અને દૈવી છે; તેનામાં ખુદા પ્રત્યે તથા બીજાઓ પ્રત્યે પ્રેમ નથી એજ તેમાંનું અનિષ્ટ. તે પોતાને ચઢીયાતું પ્રાણી માને છે અને જેમ એક પાળેલા કુતરાંને લાડ લડાવે છે તેમ પોતાના ઉતરતાં જીવન વિભાગને તે પોષે છે. અબ્દુલ બહા એક પત્રમાં લખે છે કે —

"મેં મારા અનુયાયીને એમ કહ્યું છે કે અનિષ્ઠનું અસ્તિત્વજ નથી તે સામે તેં ઇસારો કર્યો છે પણ મેં કહ્યું છે તે ખરૂંજ છે; કારણ કે સત્યથી અજાણ રહી આડે રસ્તે ચઢી જવું એજ મોટામાં મોટું અનિષ્ઠ છે. ભુલ એટલે નેતૃત્વનો અભાવ; અંધારૂં એટલે પ્રકાશનો અભાવ, અજ્ઞાન એટલે જ્ઞાનનો અભાવ, અસત્ય એટલે સત્યનો અભાવ, અંધાપો એટલે દેખતાંપણાંનો અભાવ, બધિરતા એટલે શ્રવણશકિતનો અભાવ; માટે ભુલ, અંધત્વ; બધિરતા, અજ્ઞાન વિગેરેનું અસ્તિત્વ નથી."

ફરી એવણ કહે છે કેઃ—

"સૃષ્ટિમાં અનિષ્ટ કંઇ નથી, બધુંજ સારૂં છે. કેટલાંક માણસોમાં જે ઠપકાપાત્ર ગુણો દેખાય છે તે વસ્તુતઃ તેવા હોતા નથી. કોઇનાં બચપણથીજ તેઓમાં ઇચ્છા ક્રોધ અને મિજાજ તમોએ જોયો હશે, એટલે તમો માનો કે માણસમાં જન્મથીજ સારાં નરસાંનું મિશ્રણ છે પણ કુદરતમાં તેમ નથી. વધારે માગવા કે મેળવવાની ઇચ્છા યોગ્ય રીતે વપરાય તો તે સારી છે. જ્ઞાન મેળવવાની, દયાળુ, ઉદાર અને ન્યાયી થવાની ઇચ્છા પ્રશસ્ય છે. જુલમગારો અને હિંસક પ્રાણીઓ પ્રત્યે તે ક્રોધ કે ગુસ્સો બતાવે તો તે ઇચ્છા પણ સ્તુતિપાત્ર છે. તેમ નહિ કરે તો તે ઠપકાપાત્ર છે.... માણસ જો પોતાના ગુણોનો યોગ્ય રીતે ઉપયોગ ન કરે તો તે ઠપકાપાત્ર થઇ પડે છે. એટલે કે જગતમાં એકલું સારૂંજ સરજાયું છે."

જીવંત તત્ત્વની ખામી એ અનિષ્ઠ છે. જો માણસની ભૌતિક સંપત્તિ પ્રમાણ બહાર વધારે થાય તો સમતોલતા માટે તેની માનસિક સંપત્તિઓ પણ સુધારવી જોઇએ. ખ્રીસ્તે કહેલું કે:—

"હું એટલા માટે આવ્યો છું કે તમોને જીવન મળે; અને તે પણ પુષ્કળ મળે."

બહાઉલ્લાનો સંદેશો પણ એજ છે. જીવન જોઇએ, એવું જીવન કે જે ખરૂં જીવન કહી શકાય, ખુદાનો આ બંદો જગતને નવચેતનથી ભરવા આવ્યો છે; આવો કે જેથી તમે બીજાને પણ નવચેતન આપતા થાઓ.

# પ્રકરણ ૧૨ મું.

## ધર્મ અને વસ્તુવિજ્ઞાન.

"મહમદના જમાઇ અલીએ કહ્યું હતું કે 'વસ્તુ વિજ્ઞાન સાથે જે સંબધ હોય, તે ધર્મ સાથે પણ સંબધ છે.' માણસની બુદ્ધિમાં નહિ ઉતરે તે ધર્મમાં પણ સ્વીકારાવું જોઇએ નહિ. ધર્મ અને વસ્તુવિજ્ઞાન । એક બીજાની સાથેજ ચાલે છે. જે ધર્મ વસ્તુવિજ્ઞાનથી ઉલટો હોય તે સત્ય નથી."—અબ્દુલ બહા.

## ગફલતીને લીધે મારામારી.

બહાઉલ્લાનું એક મૂળ શિક્ષણ એ છે કે ખરૂં વસ્તુ-વિજ્ઞાન અને ખરો ધર્મ એક બીજાને મળતાં હોવાં જોઇએ. સત્ય એકજ હોય; એટલે તકરાર થાય ત્યાં સત્યને લીધે નહિ પણ અસત્યને લીધેજ થાય. કહેવાતાં વિજ્ઞાન અને કહેવાતા 'ધર્મ' વચ્ચે જમાનાઓથી ભયંકર લડાઇઓ થતી આવી છે તેનાં કારણ તપાસીશું તો જણાશે કે અજ્ઞાન, વહેમ, છીલછીલાટ, લોભ, મનનું સંકુચિતપણું, અક્ષમા, જીદ, કે એવાંજ કારણ હશે કે જે વસ્તુવિજ્ઞાન અને ધર્મ બેઉનાં વિરોધી છે. હકસલી કહે છે કે—"જ્ઞાનીઓએ જે મોટાં મોટાં કામ કર્યાં છે તે તેઓની બુદ્ધિનું નહિ પણ તેઓની ધાર્મિક વૃત્તિનું પરિણામ છે. તેઓનાં ધૈર્ય, પ્રેમ, નિઃસ્વાર્થ અને આત્મભોગને લીધે સત્ય તેઓને સ્વાધીન થયું હતુ." ગણિતવેત્તા બુલ કહે છે કે-"ભૂમિતિના સિધ્ધાંતો તે બંદગી, સાંતે અનંતમા મારેલી ડુબકીનું પરિણામ છે." ધર્મ અને વિજ્ઞાનના મહાન પયગામ્બરોએ એક બીજાને કદી વખોડયા નથી. તેઓના નાલાયક અનુયાયીઓએ પાછળથી થયેલા પયગામ્બરોને રીબીને પ્રગતિનો માર્ગ

અવરોધ્યો હતો. તેઓએ આખાં સત્યનો અમુક અંશ જોયો હોય તેનેજ તેઓ સંપૂર્ણ સત્ય માની બીજી ચીજો જોવા તેઓ લક્ષ્યજ નહિ આપે. જો બીજા કોઇ પયગામચી તરફથી વધારે ઝળકતી મશાલ ધરવામાં આવે તો ખુદાનો ઉપકાર માનવાને બદલે તેઓ ગુસ્સે થાય છે. નવો પ્રકાશ તેઓની વ્યાખ્યાને મળતો થતો નથી. તેમાં જુનવાણી રંગો હોતા નથી; તેથી તેઓ તેને બુઝાવી દેવા ચાહે છે કે જેથી બીજાઓ તેના પ્રકાશમાં વળે નહિ ! પયગામ્બરોના શત્રુઓ આવા હોય છે. આંધળા ચેલાઓના આંધળા ગુરૂ. પણ કેટલાક નીચ હોય છે કે જેઓ પોતાના લાભ ખાતર સત્યની સામે લડે છે અને પ્રગતિનો પંથ રોકે છે.

## પયગામ્બરોની સતાવણી.

બધાજ પયગામ્બરોને શરૂઆતમાં ધિક્કારવામાં આવ્યા છે; તેઓને તથા તેઓના શરૂઆતના શિષ્યોને ખુદાને રાહે જતાં જાનમાલનો ભારે ભોગ આપવો પડયો હતો. ઇ. સ. ૧૮૪૪ થી ઇરાનના બાબીઓ અને બહાઇઓની સતાવણી પણ જેવી તેવી થઇ નહોતી. ઘણાઓને ઘાતકીપણે મારી નાખવામાં આવ્યા હતા. ઘણાઓએ કેદ, દેશનિકાલી, ગરીબી અને અપમાનો ભોગવ્યાં હતાં. વિજ્ઞાનના પયગામ્બરોની પણ એજ હાલત થઇ હતી. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એવા શિક્ષણનો પ્રચાર કરવા માટે ગીઓરડાનો બ્રુનોને ઇ. સ. ૧૬૦૦ માં જીવતો બાળી મેલવામાં આવ્યો હતો. થોડાં વરસ પછી ગેલીલીઓને એજ વાત કહેવા માટે સજા કરી હતી. ડાર્વીન તથા મોટમોટા ભુસ્તરવેત્તાઓ એ આ દુનિયા ૬૦૦૦ વર્ષ પૂર્વેજ અને છ દિવસમાંજ રચાઇ નથી એમ કહ્યું તે માટે તેઓને વખોડવામાં આવ્યા હતા. વિજ્ઞાન સામે ધર્મ વાળાઓએ પણ વિરોધ કર્યો છે. કોલંબસનો

વિરોધ કરનારા તેના જમાનાના વિજ્ઞાનીઓજ હતા. વીજળીક શોધ કરનાર ગાલવાનીને તેના પોતાનાજ દોસ્તો હસ્તા હતા. લોહી ફરે છે એવી શોધ કરનાર હાર્વેને તેનાજ ધંધાભાઇઓએ સતાવવામાં બાકી રાખ્યું નહોતું. એન્જીન શોધનાર સ્ટીવન્સનના વખતના ગણીતશાસ્ત્રીઓ એમજ કહેતા કે લોઢાના પાટાપર ગાડી ચાલી શકે નહિ. ઇ. સ. ૧૮૮૨ માં એસ્પેરેન્ટો ભાષાના રચનાર ડૉ. ઝેમનહોફના અનુયાયીઓને પણ શહીદ થવું પડયું હતું.

### સમાધાનીની શરૂઆત.

છેલ્લી અડધી સદીથી હવે જમાનો બદલાયો છે; ગઇ સદીની મતભેદભરી ચર્ચાઓ આજે નાબુદ થઇ છે. આજે શેખીખોર જડવાદીઓ અને નાસ્તિકો રહ્યા નથી. તેમ ધર્મમાં શ્રધ્ધા નહિ રાખે તો નરકની અનંત આગમાં બળવું પડશે એવી ધમકી આપનાર પણ રહ્યા નથી. કોઈ કોઇ વાર તેવા પડઘા સંભળાય છે. પણ તેઓના દિવસ ભરાઇ ગયા છે. જે બાબતો પર તેઓ ચર્ચા કરતા હતા તે ખરૂં વિજ્ઞાન અને ખરા ધર્મ વિષે નહોતી એમ આપણે હવે જોઇ શકીએ છીએ. મગજમાંજ વિચાર થાય છે અને આત્મા નબળો પડતાં શરીર નબળું પડે છે એમ આજે કોણ કહેશે? આપણે સમજીયે છીએ કે મન તદ્દન છુટથી જડ અને ચેતનના પ્રદેશોમાં વિહાર કરી શકે છે. આપણે જે જ્ઞાન મેળવ્યું છે તે હજીય સાગરમાંના જળનાં બિંદુ જેટલું છે. માટે અમે ચમત્કારમાં માનીએ છીએ—પણ કુદરતના કાયદાના ભગના અર્થમાં નહિ. આજે કયો ધર્મગુરૂ કહી શકશે કે મુક્તિ મેળવવા માટે દુનિયા છ દિવસમાં રચાઇ હતી એમ માનવું જરૂરી છે? અથવા જોશુઆ પોતાના શત્રુઓને મારી શકે તે માટે સૂર્ય આથમતો અટકી રહ્યો; એને કોણ ખરૂં માને?

આવી ચીજોની અસર હવે લોકોનાં મનપર થતી નથી, ધર્મમાંથી આવા ગોટાળા દૂર કરવા માટે વિજ્ઞાનીઓનો આભાર માનવો ઘટે છે. તે સાથે વિજ્ઞાનીઓએ ધર્મના પયગામ્બરોનો આભાર માનવો જોઇએ, કેમકે તેઓએ પોતાના આધ્યાત્મિક અનુભવથી જણાવ્યું હતું કે જીવન કંઇ જુદીજ વસ્તુ છે અને દૃશ્ય કરતાં અદૃશ્ય વિશ્વ અતિ વિશાળ છે. બહાઉલ્લાનાં ધર્મશિક્ષણ એવાં છે કે જે વિજ્ઞાન સાથે પણ બંધબેસતાં છે.

## સત્યશોધન.

અબ્દુલ બહા કહે છે:—

"સત્ય શોધવા માટે આપણે પક્ષપાતી વિચારોને છોડી દેવા જોઇએ. જો આપણા મનમાં સ્વાર્થભર્યો હશે તો પછી તેમાં ચેતન શી રીતે પ્રવેશશે? આપણેજ સાચા અને બીજા બધા ખોટા, એવી વલણ એકતાના માર્ગની અવરોધક છે; સત્ય એક હોવાથી આપણે એકવિચારકતા તો કરવીજ પડશે....

"એક સત્ય બીજાં સત્યથી ઉલટું હોય નહિ. ગમે તેવા દીવામાં બળતી રોશણી તો એકજ છે. ગમે તેવા બાગમાં ખીલતું ગુલાબ તો એકજ જાતનું છે. પશ્ચિમમાં કે પૂર્વમાંથી ઝળકે તોય એક તારાનો ઝળકાટ તો સરખોજ છે. સત્યરૂપી ખુદાઇ નુર, ઇસામાં, મુસામાં અને બુધ્ધમાં એકસરખુંજ હતું. એનું નામ તે સત્યશોધન.

"સત્યશોધન માટે આપણે અગાઉ જે કંઇ શીખ્યા હોઇએ તે બધું પણ એક બાજુએ મેલવું જોઇએ; જરૂર પડે તો ઘણુંક આપણે શરૂઆતથીજ શિખવું પડે. કોઇ એક ધર્મ કે કોઇ એક વ્યક્તિના પ્રેમને ખાતર આપણે વહેમમાં રહી

શકીએ છીએ. એ બધાં બંધનથી મુક્ત થયા પછી આપણે ધ્યેયને પહોંચી શકીએ."

### અતકર્યવાદ.

જેમ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન એમ જાહેર કરે છે કે ઇશ્વરના ગુણોનો ખ્યાલ મનુષ્યની બુધ્ધિમાં ઉતરી શકેજ નહિ; તેમ બહાઇ શિક્ષણ પણ તેજ કહે છે. હકસલી અને સ્પેન્સર કહે છે કે આદિકારણ કદી પણ કલ્પી શકાય તેમ નથી. બહાઉલ્લા કહે છે કે ખુદા સર્વજ્ઞ છે પણ તેને કોઈ જાણી શકતા નથી. દૈવી તત્ત્વ જાણવાનો માર્ગ રૂંધાયલો છે. સાંત તત્ત્વ અનંતને શી રીતે સમજી શકે? સાગરનું એક ટીપું અથવા એક રજકણ આખાં વિશ્વને શી રીતે સમજી શકે? પાણીનાં એક ટીપાંમાં અને એક રજકણમાં એટલો બધો ભેદ છુપાયલો છે કે ગમે તેવો વિજ્ઞાનવેત્તા પણ તે ઉકેલી શકે નહિ. રસાયણશાસ્ત્રીઓ અને પદાર્થવેત્તાઓ અણુથી, પરમાણુ, ત્યાંથી "ઇલેક્ટ્રોન" અને "ઇથર" સુધી પહોંચ્યા છે; પણ જેમ શોધ આગળ ચાલે છે, તેમ ભારે મુશ્કેલીઓ ઉભી થાય છે અને અજ્ઞાત તત્ત્વ તો તેટલું અને તેટલુંજ ગુપ્ત અને અતકર્ય રહે છે. ટેનીસન કવિ કહે છે કે એક પુલની રજનો ભેદ જાણી શકાતો નથી તો આખાં વિશ્વનો ભેદ એક માણસ શી રીતે ઉકેલી શકશે? આ રીતે ઇશ્વરી તત્ત્વને લગતું બધું વિવેચન વ્યર્થ અને મૂર્ખાઇભર્યું ઠરે છે.

### ઇશ્વરનું જ્ઞાન.

ઇશ્વર તત્ત્વ નહિ જાણી શકાય તેવું હોય તો પણ તેની ભલાઇ સર્વત્ર દેખાય છે; તેની અસર આપણી બધી શકિતઓને લાગે છે. ચિત્રકારને આપણે નહિ ઓળખતા હોઇએ છતાં જો ચિત્ર

જોઇને ચિત્રકારની બુદ્ધિમતા માટે ખ્યાલ આવી શકતો હોય તો કુદરત અથવા મનુષ્યસ્વભાવ પરથી અથવા જોવામાં કે સાંભળવામાં આવ્યાથી ઇશ્વરના મહિમાનું ભાન થઇ શકે છે.

"આકાશ ઇશ્વરનો મહિમા દર્શાવે છે; અને પૃથ્વી તેની કારીગરી દર્શાવે છે. દિવસ અને રાત તે તેની વાણી અને જ્ઞાનનું ભાન કરાવે છે."—ટેનીસન.

## દિવ્યદર્શનો.

બધી ચીજોમાં ખુદાની ખુબી ઓછી યા વત્તી માલમ પડે છે. દરેક જડ ચીજો સૂર્યના કિરણમાં ઓછી યા વત્તો વ્યકત થાય છે. પણ તેમાં આપણે સૂર્યનું કિરણ યા તેનો રંગ જોઈ શકતા નથી. પણ એક સ્વચ્છ આયનો હોય તેમાં સૂર્યનું કિરણ, તેનો રંગ અને ખુદ સૂર્ય પણ આખો દેખાય છે. તે પ્રમાણે પથ્થર, ફુલ અને પશુ કરતાં માણસ જાતમાં આપણને તેના સરજનહારનું ભાન વિશેષ થાય છે. તેમાં પણ કવિ, સંત, અને બુધ્ધિવાન માણસમાં આપણને ખુદાઇ ખુબીનું વધારે જ્ઞાન મળે છે અને પયગમ્બરો અથવા ધર્મસ્થાપકો એવા સ્વચ્છ આયના જેવા હોય છે કે તેઓમાં ખુદાઇ પ્રેમ અને ડહાપણનું સંપૂર્ણ પ્રતિબિંબ પડયું હોય છે. કેટલાક માણસના હૃદયરૂપી તકતા પર સ્વાર્થ અથવા વહેમના ડાઘા પડયા હોય છે પણ સંતોમાં તેવું હોતું નથી. માટેજ તેઓ મનુષ્યજાતના શિક્ષક થઇ પડે છે. તેઓનાં શિક્ષણથી માનવ જાતની પ્રગતિ થઇ છે. ખુદા માણસોને માણસ મારફત મદદ કરે છે. જે માણસ ઉંચે ચઢે તે નીચલાને મદદ કરે છે અને જે સૌથી ઉંચે ચઢે છે તે બધાને મદદ કરે છે. એ રીતે બધાં માણસો એક બીજા સાથે સંકળાયેલાં છે. એક માણસ ઉંચે ચઢવા લાગ્યો કે બીજાઓ તેને

સાંકળ ખેંચીને તોડી પાડવા મથે છે પણ તે પોતે મજબુત હોય તો બધાને ઉપર ખેંચે છે. તે જેમ ઉંચે ચઢે તેમ તેને દુનિયાનો ભાર વધારેને વધારે લાગવા માંડે છે. પણ તે વખતે તેને વળી તેનાથી પણ ઉંચે ચઢેલાઓની મદદ મળે છે. સૌથી ઉંચે મનુષ્ય જાતના તારણહારો અને પયગામ્બરો હોય છે, તેઓ દરેક એકલા ખુદાની મદદથી આપણાં બધાંના પાપનો બોજો ઉપાડે છે. તે દરેક જણ તેના અનુયાયી માટે રાહ, સત્ય અને જીવન રૂપ હતો. ખુદાની રહેમ તેઓ માર્ફત મળતી. મનુષ્યોધ્ધાર માટે તે દરેકને અગત્યનો ભાગ ભજવવાનું નિર્માણ હતું.

## સૃષ્ટિ.

બહાઉલ્લા કહે છે કે વિશ્વનો આદિકાળ કદી નહોતો. આદિકારણમાં તે હંમેશાંજ રહેલું છે. સરજનહારની સૃષ્ટિ છે અને રહેશે. ગ્રહમાળાઓ રચાશે અને ભાંગશે પણ વિશ્વ તો રહેશેજ. બધી ચીજોની ઘડભાંગ થાય પણ ઘડતરમાં વપરાતાં તત્વો તો રહે છેજ. એક પૃથ્વી, ફુલ કે મનુષ્ય શરીર શુન્યમાથી ઉત્પન્ન થતું નથી. વિખેરાયેલાં તત્વોએ એકત્ર થઇને જે ગુપ્ત હતું તેને દ્રશ્ય કીધું; તેજ પ્રમાણે તે તત્વો પાછા વિખેરાઇ જતાં, દ્રશ્યનો પણ નાશ થશે પણ તેમાં તત્ત્વોનો નાશ થતો નથી. ઘડાય, ભાંગે અને નવાં ઘડાય. સૃષ્ટિ કરોડો અને.અબજો વર્ષથી સરજાઇ હશે એમ બહાઉલ્લા પણ વિજ્ઞાન-વેત્તાઓ સાથે સંમત થાય છે. વિકાસવાદ તે સરજનશકિતનો ઇન્કાર કરતો નથી. જો ભુસ્તરવેત્તા, ખગોળશાસ્ત્રી, રસાયણશાસ્ત્રી અને પદાર્થવેત્તાઓએ આપણી સમક્ષ રજુ કરેલાં જ્ઞાનની આપણે કદરસનાશી કરીએ તો સરજનહાર તરફનો આપણો ભકિતભાવ ઘણોજ વધી જાય છે....જો આપણે મૂળ યોજના જાણીએ, અને પછી તેમાં વિગતોનું જ્ઞાન ઉમેરીએ તો આપણને

બહુજ સુંદર ખ્યાલ આવશે. અબ્દુલ બહા કહે છેઃ—

"એક સૌથી મહાન આધ્યાત્મિક સત્ય એ છે કે આ વિદ્યમાન વિશ્વ અનાદિ અને અનંત છે....સરજનહાર વગર સૃષ્ટિ હોય નહિ, જેનું નામ તેનું અસ્તિત્વ તો ખરૂંજ. જો એવા સમયની કલ્પના કરીએ કે જે વખતે કંઇજ નહોતું ત્યારે તેવી કલ્પનામાં તો ખુદાની હાસ્તિનો પણ ઈન્કાર કરવો પડે. અસત્ તે સત્ હોઇ શકે નહિ, અને અસત્‌માંથી સત્ હોઇ શકે નહિ. માટે ઇશ્વરનું અસ્તિત્વ અનાદિ અને અનંત છે; તેમજ વિશ્વનું પણ છે. એકાદ ગૃહ નવો પેદા થાય કે છુટો પડી જાય તો પણ બીજા ગૃહો તો રહે છે અને હોય છે. ગૃહોને આદિ અને અંત હોય છે; જે રચાય તે ભાંગેજ. કેટલાંક જલદી અને કેટલાંક ધીમે ધીમે..."

## મનુષ્યની ઉત્પત્તિ.

મનુષ્ય જાતને એક બુદ્‌બુદ્‌માંથી અત્યારના જેવી બનતાં લાખો વર્ષો નીકળી ગયાં હશે એમ જીવનવિજ્ઞાની કહે છે; બહાઉલ્લા તે સ્વીકારે છે. માણસ વાનર ઉપરથી ઉતરી આવ્યો છે તે કથન કરતાં આ વાત જુદીજ છે. ગર્ભસ્થ મનુષ્ય મત્સ્યાકારનું પણ એકવાર હોય છે પણ તે મત્સ્ય નથી. તે પ્રમાણે શરૂઆતના વિકાસમાં માણસ નીચલાં પ્રાણીઓનાં જેવો દેખાતો હશે પણ આખરે તો તેનામાં મનુષ્ય શકિતઓજ વિકસવાની હોય છે. અબ્દુલ બહા કહે છેઃ—

"એટલું તો સ્પષ્ટ છે કે આપણી પૃથ્વીનો ગોળો તેની હમણાંની સ્થિતિમાં આસ્તે આસ્તે તૈયાર થયો છે. હમણાં છે તેવો તે એકદમ થઇ ગયો નહોતો; જેમ માણસ ગર્ભાવસ્થામાંથી વિકસે છે, તેમ મનુષ્યજાત પણ પૃથ્વીના વિકાસ સાથે જુદા જુદા

તબક્કાઓમાંથી પસાર થઇ વિકસી છે. તેમ થતાં જરૂર લાંબો વખત લાગ્યો હશે .. પણ શરૂઆતથીજ તે જુદી જાત હતી.... તેના જે અવયવો નાબુદ થયા છે તેનાં કંઇ ચિન્હ તેનામાં રહી ગયાં છે એમ કબુલ કરીએ તો પણ તેની અસલીયાતમાં ખામી આવતી નથી. ગમે તેવા આકારોમાંથી પસાર થતાં થતાં પણ માણસ તે માણસની જાતનોજ હતો અને નહિ કે કોઇ ઇતર પ્રાણીના વર્ગનો."

આદમ અને હવાની કથા વિષે તેઓ કહે છેઃ—

"જો એ વાતને આપણે તેના પ્રચલિત અર્થમાં લઇએ તો તે અસાધારણ છે અને બુદ્ધિ તેનો સ્વીકાર કરી શકતી નથી. જે ગોઠવણ, જે વિગત, બુધ્ધિવાન માણસના ધ્યાનમાં ઉતરતી નથી, તે માટે ખુદામાં તેવું આરોપણ થઇજ કેમ શકે? કે જે ખુદાએ અનંત વિશ્વો ખાસ પધ્ધતિસર અને સંપૂર્ણ સ્વરૂપમાં રચ્યાં છે?...."

"માટે આદમ અને હવાની ફળ ખાઇને રહેવાની અને સ્વર્ગમાંથી હાંકી કઢાયાની વાત અમુક સંજ્ઞા તરીકે લેખાવી જોઇએ. તેમાં દૈવી રહસ્ય સમાયેલું છે અને તેના ચમત્કારીક અર્થ થઇ શકે."

## શરીર અને આત્મા.

શરીર અને આત્મા, મરણ પછી ચાલુ રહેતું જીવન વિગેરે સંબંધી બહાઈ શિક્ષણ માનસશાસ્ત્રને મળતું આવે છે. મરણ એટલે નવો જન્મ. શારીરીક કેદખાનામાંથી છુટી વધારે મોટી જીંદગીમાં પ્રવેશવું તે. મરણ પછીના જીવનની પ્રગતિ અમર્યાદીત છે. એમ કહેવામાં આવ્યું છે.

મરણ પછી જીવન ચાલુ રહેવાના સંબંધમાં વૈજ્ઞાનિક પુરાવાઓ એકત્ર થતા જાય છે. માનસસંશોધન મંડળીવાળા મી. એફ. ડબ્લ્યુ. એચ. માયર્સ "માનવ વ્યક્તિત્વ"ના સંબંધમાં લખે છે કેઃ—

"અવલોકન, અનુભવ અને અનુમાનથી કેટલાક શોધકો સાથે મને પણ લાગ્યું છે કે પૃથ્વી પરનાં જીવંત માનવોના મનોજ એક અદૃશ્ય સાંકળથી સંકળાયેલાં નથી પણ પ્રેતાત્માઓ સાથે પણ તેવો સંબંધ ચાલુ રહે છે...."

"અનેક ભ્રમ, મોહજાળ, અને શંકા સંદેહોમાંથી પણ મરણ પછી જીવન ચાલુ રહે છે એમ માનવાને કારણો મળે છે... મને એમ માનવાને કારણ છે કે મરણ પછી પણ જ્ઞાનપ્રાપ્તિ માટે વિકાસ અને પ્રગતિ ચાલુ રહે છે. તેમનો પ્રેમ, સંબંધ ચાલુ રહે છે. કુમાર્ગે પડેલા આત્માનો ઉધ્ધાર કરવા પ્રગતિમાન આત્માઓ પ્રયત્ન કરે છે. કોઇને આગમાં બળવાનું નથી. આત્મ જ્ઞાન એજ બદલો યા સજા છે. પરલોકમાં પ્રેમ એ જીવનનું સંજીવની છે. દરેકનો મનોમનનું સંબંધ જોડાયેલો છે. ઘણું પણ પ્રેતાત્માઓ આપણને જવાબ આપે છે, આપણી પ્રેમાળ બંદગીથી તેઓ આગળ વધે છે."

બહાઈશિક્ષણ અને આ વૈજ્ઞાનિક કથન વચ્ચે વિચિત્ર સામ્ય છે.

### મનુષ્યજાતની એકતા.

"તમે બધાં એક ઝાડનાં ફળ છો; એક શાખાનાં પાંદડાં છો; એક બગીચાના ફુલ છો." એમ બહાઉલ્લાએ કહ્યું છે. "કીર્તિવંત તે પુરુષ નથી કે જે દેશભક્ત છે પણ કીર્તિવંત તે છે કે જે

મનુષ્ય માત્રને ચાહે છે." મનુષ્ય તથા સર્વે પ્રાણીઓ પ્રત્યે પ્રેમ રાખવો એ મુખ્ય શિક્ષણસૂત્ર છે. આમાં પણ ધર્મ અને વિજ્ઞાનની સંમતતા છે. વિજ્ઞાનનો વિકાસ એજ દર્શાવે છે કે વિશ્વના દરેક ભાગ એક બીજા સાથે સંકળાયેલા છે. ખગોળ શાસ્ત્રીઓ, પદાર્થવેત્તાઓ રાસાયણીકો અને જીવન તથા માનસશાસ્ત્રીઓ બધા આખરે એકજ અનુમાન ઉપર આવે છે પદાર્થવેત્તા દરેક અણુનો પરસ્પર સંબંધ સ્થાપે છે અને માનસ શાસ્ત્રી દરેક આત્માનો તેવો સંબંધ દર્શાવે છે. "પરસ્પર મદદ" નામની ચોપડીમાં પ્રિન્સ ક્રોપોટકીને પણ સ્પષ્ટ દર્શાવ્યું છે કે જીવન નભાવવા માટે ઉતરતાં પ્રાણીઓમાં પણ પરસ્પર સહાયનો સિધ્ધાંત આવશ્યક છે; તો મનુષ્યજાતમાં તો "દરેક સર્વને માટે" અને "સર્વ દરેકને માટે" એ સિધ્ધાંત તેની આબાદી માટે ઘણોજ જરૂરી છે.

## એકતાનો યુગ.

હમણાંના બધાં ચિન્હો ઉપરથી લાગે છે કે માણસજાત પોતાની તવારીખના નવયુગના પ્રભાતમાં પ્રવેશે છે. અત્યાર સુધી મનુષ્યજાત સ્વાર્થ અને જડવાદને વશ હતી; તે હવે કંઇક વધારે સાધ્ય તરફ પ્રગતિ કરવા લાગી છે. જુનવાણી વિચારો અને રૂઢીઓની કેદમાંથી બહાર પડીને પ્રેમ અને સત્યના સુંદર પ્રદેશમાં વિહાર કરવાને તલપાપડ થઇ રહી છે. પાંખ આવેલાં ગરૂડનાં બચ્ચાંની પેઠે તે ખડકપર સ્થિત નહિ રહેતાં સ્વાતંત્ર્ય રૂપી આકાશમાં ઉડવા લાગશે. અબ્દુલ બહા કહે છેઃ—

"પણ તે એક પાંખે ઉડી શકશે નહિ. એકલા ધર્મની પાંખે ઉડશે તો તે વહેમના ખાબોચીયામાં પડશે અને એકલાં વિજ્ઞાનની પાંખે ઉડશે તો જડવાદની કલણમાં ખુંચી પડશે."

મનુષ્યજાતના ઉચ્ચ જીવન માટે ધર્મ અને વિજ્ઞાન બેઉની સંમતતાથી રચાતાં જ્ઞાનની જરૂર છે. માટે દરેક બાળકને એકલાં હુન્નરકળાનું શિક્ષણ નહિ આપતાં મનુષ્યના વિકાસ માટે ખુદાના ફરમાનથી પયગામ્બરોએ શીખવેલા પ્રેમ પાઠો પણ પઢાવવા. ત્યારે ખુદાઇ અમલ શરૂ થશે. સ્વર્ગની પેઠે પૃથ્વીમાં પણ તેની ખાહેશ પ્રમાણે થશે; ત્યારેજ મહાન શાંતિ અને તેને પરિણામે થતી આબાદી આખી દુનિયામાં ફેલાશે. અબ્દુલ બહા કહે છે કેઃ—

"ધર્મમાંથી વહેમો, દંતકથાઓ, મુર્ખ માન્યતાઓ વિગેરે કાઢી નાખીને તેને વિજ્ઞાનની સાથે સંમત બનાવવામાં આવશે ત્યારે દુનિયામાં એક એવું અજબ બળ ઉત્પન્ન થશે કે જે સર્વ મતભેદો, કલહો, કુસંપો વિગેરેને નાબુદ કરશે અને સર્વ ખુદાઇ પ્રેમની પ્રબળતાથી એક બીજાં સાથે હૃદય પૂર્વક જોડાશે."

( આ પ્રકરણમાં "પારીસમાં થયેલી વાતચીતો" નામની ચોપડીમાંથી ઘણુખરા ઉતારા ટાંકવામાં આવેલા છે. )



# પ્રકરણ ૧૩ મું.

## બહાઇ ચળવળથી પૂર્ણ થયેલી આગાહીઓ.

"બહાઉલ્લાના અવતાર વિષે: એ તેજ હતા કે જેમને ખુદા મોકલશે એવી આગાહી બાઇબલ, ગોસ્પેલ અને કુરાન જેવાં ધર્મશાસ્ત્રોમાં કરવામાં આવી હતી."—અબ્દુલ બહા.

### ભવિષ્યવાણીનો અર્થ.

ભવિષ્યવાણીના અર્થ કરવા સૌથી વધારે મુશ્કેલ છે અને તેમાં સૌથી વધારે મતભેદ પડે છે. તેનું કારણ એ છે કે ભવિષ્યવાણી એવા શબ્દોમાં આપવામાં આવે છે કે તે જ્યારે ફળીભુત થાય ત્યારેજ તેનો અર્થ સમજાય અને તે પણ તેઓથીજ સમજાય કે જેઓ હૃદયના ચોખ્ખા હોય. ડેનીયલને શું કહેવામાં આવ્યું હતું તે જુઓ:—

"પણ, ઓ ડેનીયલ, તું તારૂં બોલવું બંધ કર; જોઇએ તો કયામતના દિવસ સુધી તારી ચોપડી બંધ રાખ: બધા દોડાદોડ કરશે અને જ્ઞાનનો વધારો થશે.. અને મેં તે સાંભળ્યું પણ તેનો અર્થ સમજ્યો નહિ એટલે મેં કહ્યું: 'હે પ્રભુ, આ બધાંનો નતીજો શું આવશે?' અને તેણે કહ્યું, 'ડેનીયલ, તું તારે રસ્તે જા; કારણ કે કયામતના દિવસ સુધી એ શબ્દો ગુપ્ત રાખવામાં આવશે."—ડેનીયલ ૧૨, ૪-૧૦.

જ્યારે ખુદાએ પોતાના પયગાંમ્બરોને મોઢે કહાવેલી ભવિષ્યવાણીનો અર્થ તે પયગામ્બરોને પણ સમજવા દીધો નહિ ત્યારે આપણે એવીજ વકી રાખવી કે ખુદા જે પયગામ્બર પાસે તેનો અર્થ સમજાવવા માગતો હશે તેના

આગમન સુધી આપણે રાહ જોઈ બેસી રહેવું. ભવિષ્ય વાણીઓના ખોટા અર્થ પણ આગલા જમાનાઓમાં બહુ થયા છે અને ઈશ્વરવાદીઓએ પણ ખૂબ તરંગો કર્યા છે, તે માની લેવાની ઉતાવળ કરવી નહિ. વળી કોઇ પોતેજ પયગામ્બર હોવાનો દાવો કરતો નીકળે, તો તેની પણ બરાબર તપાસ લેવી. તે ઢોંગી હશે તો પકડાઇ જશે અને કંઇ નુકસાન થવાનું નથી પણ લયાનત તો તેને છે કે જે ખુદાના કોઇપણ વખતે અને અવતારમાં આવેલા ખરા પયગામ્બરને પોતાનાં આંગણેથી પાછો કાઢે છે. બહાઉલ્લાના આચાર અને વાણી ઉપરથી જણાય છે કે પવિત્ર શાસ્ત્રોમાં જે પયગામ્બરની આમદની આગાહી કરવામાં આવી હતી તે તેઓજ હતા. ભવિષ્યવાણીના ભેદ ઉકેલવાની શકિત તેમની હતી. તે વિષે આપણે તપાસમાં ઉતરીશું.

## પ્રભુનો અવતાર.

છેલ્લા દિવસોમાં પ્રભુનો અવતાર થયો એમ બધા પયગામ્બરો કહેતા આવ્યા છે અને તેઓ વિષે અનેક ગુણગાન ગવાયા છે. પ્રભુ જ્યારે સર્વવ્યાપીજ હોય તો પછી તેનો અવતાર થવો એટલે શું? હા, તે સર્વવ્યાપી છે ખરો; પણ તે દેખાતો નથી, સંભળાતો નથી, અને અનુભવાતો નથી; સિવાય કે તે પોતે સાકાર સ્વરૂપમાં વ્યકત થાય અને મનુષ્યવાણીમાં બોલે. માટે ખુદાએ પોતાનાં વ્યકિતત્વ માટે હંમેશાં મનુષ્ય સ્વરૂપનું સાધન પસંદ કર્યું છે. લોકોને મળીને તેઓ સાથે વાત કરવા માટે ખુદાએ પયગામ્બર રૂપી પાત્ર પસંદ કર્યાં હતાં. ખ્રીસ્તીઓએ ઇસુના ચહેરામાં ખુદાનું નુર જોયું; તેની વાણીમાં ખુદાની વાણી સાંભળી. કયામતને દિવસે ખુદા પોતે પધારશે એનો અર્થ એજ કે તે મનુષ્ય સ્વરૂપે અવતરશે અને

તેની છેવટની પધરામણી આગમચ બીજા પયગામ્બરો તેને માટે માર્ગ સરળ કરી રાખે છે.

ખ્રીસ્તને લગતી ભવિષ્યવાણી.

ખુદાના રાજ્ય વિષે કરવામાં આવેલી ભવિષ્યવાણી યાહુદીઓ સમજી નહિ શકયા માટે તેઓએ ખ્રીસ્તને સ્વીકાર્યો નહિ. અબ્દુલ બહા કહે છે:—

"કોઇ તારનાર તો હવે પછી અવતરવાનો છે એમ યાહુદીઓ હજી માને છે. અને તેવો અવતાર જલદી થાય તે માટે તેઓ ખુદાની બંદગી કરે છે. ઇસુ અવતર્યો તેને તેઓએ ધિક્કાર્યો અને મારી નાખ્યો અને કહ્યું કે "અમે જેની રાહ જોઇએ છીએ તે નથી. કેમજે તેના અવતાર વખતે ચોક્સ ચમત્કાર થવા જોઇએ. તે કોઇ અજાણ્યા શહેરમાં જન્મશે. દાઉદના તખ્ત ઉપર બેસશે અને લોહદંડ તથા તરવારથી તે રાજ્ય કરશે. તે પયગામ્બરોના કાનુનને પૂર્ણતા આપશે. તે પૂર્વ અને પશ્ચિમના દેશોને જીતશે અને યાહુદીઓનાં નામની ઇજત વધારશે. તે એવી શાંતિ પ્રસારશે કે હિંસક પ્રાણીઓ પણ માણસ પ્રત્યેનું વેર ભુલી જશે. વાઘ બકરી એક આરે પાણી પીશે....

"યાહુદીઓ આમ ધારતા, બોલતા પણ તેનો અર્થ સમજતા નહિ.

"હવે તમને હું તેનો અર્થ સમજાવું છું તે સાંભળો. ખ્રીસ્ત નાઝરેથમાં જન્મ્યો હતો પણ તે સ્વર્ગમાંથીય અવતર્યો હતો. તે મરીયમને પેટે જન્મ્યો હતો પણ તેનો આત્મા, સ્વર્ગથી ઉતર્યો હતો. તેની તરવાર તે તેની જીભ હતી; જે વડે તે સાચાંથી જુઠાંને, ખરાંથી ખોટાંને, શ્રધ્ધાળુઓથી અશ્રદ્ધાળુઓને

અને પ્રકાશથી અંધારાને જુદાં પાડતાં હતાં. તેનો બોલ તે તરવારની ધાર જેવો હતો. તેનું તખ્ત તે સ્વર્ગીય તખ્ત હતું; જે ઉપર તે કાયમને માટે બિરાજે છે. તેણે મુસાની ભવિષ્યવાણીને સંપૂર્ણ કરી હતી. તેના ઉપદેશે પૂર્વ અને પશ્ચિમના દેશોને જીત્યા, જે યાહુદીઓએ તેને પિછાણ્યો તેઓની ઇજ્જત તેણે વધારી. તેની સાથે નમ્ર વર્ગના સ્રી પુરૂષો જોડાયાં હતાં, પણ તેના સંપર્કથી તે મશહુર બની ગયાં. એક આરે પાણી પીતાં વાઘ અને બકરી તે લડયાં કરતી જુદી જુદી પ્રજાઓ. તે ખ્રીસ્તના જીવનનું અનુકરણ કરી પ્રેમાળ અને ઉદાર બની શાંતિમાં રહેવા લાગી."

ખ્રીસ્તને લગતી ભવિષ્યવાણીનો ઘણા ખ્રીસ્તીઓ આ અર્થ કબુલ કરે છે પણ પાછળથી થતા પયગામ્બરો પ્રત્યે તેઓ પુરાણા યાહુદીઓના જેવીજ વલણ અખ્ત્યાર કરે છે અને ચમત્કારો માગે છે.

## બાબ અને બહાઉલ્લાને લગતી ભવિષ્યવાણી.

બહાઇઓ ભવિષ્યવાણીનો એવો અર્થ કરે છે કે જે આગાહીઓ "છેવટના વખતને માટેની" તથા "છેવટના દિવસો" બદલતી તથા "પ્રભુના અવતાર" ને લગતી તેમજ "અનન્ત પિતા" ને માટેની છે તે ખાસ કરીને ઇસુ ખ્રીસ્તને માટેની નહિ પણ બહાઉલ્લાના અવતાર વિષે ઇસારો કરનારી છે. દાખલા તરીકે આઇઝેયાની ભવિષ્યવાણી નીચે પ્રમાણે છે.—

"જે લોકો અંધારાંમાં અટવાતાં હતાં તેઓએ એક મોટો પ્રકાશ જોયો છે. જેઓ મૃત્યુના છાયાવાળા મુલકમાં રહે છે તેઓ ઉપર પ્રકાશ પડયો છે...કારણ કે તેં તેઓની ધુસરી તોડી છે; તેના જુલમગારની લાકડી ભાંગી છે....બધી લડાઇઓમાં

હાહાકાર થાય છે અને કપડાં લોહીથી રંગાય છે પણ હમણાં એક બાળક અવતર્યો છે તેને માથે હકુમતનો બોજો પડશે. તેનું નામ જમાલ-ઇ-મુબારક પડશે, તે ખુદા કહેવાશે; સુલેહ શાંતિનો શહેનશાહ કહેવાશે, સલાહકાર કહેવાશે. તેનાં રાજ્ય અને શાંતિને હદ હશે નહિ.... ખુદાઇ ખુબીથી આ બધું થશે."

આ ભવિષ્યવાણી ઇસુને લાગુ પાડવામાં આવી છે અને તે ઘણી ખરી તેમને લાગુ પાડી શકાય છે પણ તે સંપુર્ણ રીતે અને ઉપયુકતપણે બહાઉલ્લાને લાગુ પડે છે. ક્રાઇસ્ત તે પ્રકાશ આપનાર અને તારનાર હતો છતાં તેના આવી ગયા પછી ૨૦૦૦ વર્ષ થવા આવ્યાં છે તોય દુનિયા અજ્ઞાનરૂપી અંધારામાં અટવાયા કરે છે. યાહુદીઓ અને બીજી પ્રજાઓ જુલમગારના દંડા હેઠળ ડસકાં ભરે છે. પણ બહાઇયુગ શરૂ થયા પહેલાં થોડાજ દાહેકામાં પૂર્વ અને પશ્ચિમના દેશોમાં સત્યનો પ્રકાશ થયો; ખુદાના પિતૃત્વ અને મનુષ્યના ભ્રાતૃત્વનો સંદેશો આખાં જગમાં ફેલાઇ ગયો. જબરી લશ્કરી આપખુદ સત્તાઓ તુટી પડી, પ્રજાસંઘ સ્થપાયો જે દલિત પ્રજાને રાહત આપવાની આશા આપે છે. હમણાં જે મહાન યુરોપીયન લડાઇ થઇ ગઇ એજ આગની જવાળા. રાજ્ય કારભાર કેવી રીતે સ્થાપવા અને ચલાવવા તે વિષે બહાઉલ્લાએ પુષ્કળ પ્રચારકામ કર્યું હતું. એજ રાજ્યોનો બોજો તેમણે ઉપાડેલો કહેવાય કે જે ક્રાઇસ્તે ઉપાડયો નહોતો. બહાઉલ્લા પોતાને ઘણીવાર ખુદાના અવતાર તરીકે ઓળખાવતા હતા જ્યારે ઇસુ તો પોતાને ખુદાનો બેટોજ કહેવડાવતો હતો. બહાઉલ્લા કહેતા કે મારૂં કામ જગતમાં શાંતિ પ્રસારવાનું છે; પણ ક્રાઇસ્ત બોલતો કે હું સુલેહ સ્થાપવા નહિ પણ તરવાર આપવા આવ્યો છું અને બન્યું પણ તેમજ કે

ખ્રીસ્ત યુગમાં સંપ્રદાયોની અને ધર્મોની લડાઇ પુષ્કળજ થઇ હતી.

## ખુદાની બહાઇ.

બહાઉલ્લા એટલે ખુદાની બહાઇ. એ ખિતાબજ એવો છે કે જે હિબ્રુ પયગામ્બરોએ વારંવાર વાપર્યો છે. દાખલા તરીકે આઇઝેયાના ૪૦ મા પ્રકરણમાં આમ લખ્યું છે:—

"ધીરજ રાખો, ધીરજ રાખો, હે લોકો; એમ ખુદા કહે છે. જેરૂસલેમને દીલાસો આપો કે તેની લડત ખતમ થઇ છે; તેના અન્યાયને ક્ષમા કરવામાં આવ્યો છે; કારણ કે પોતાનાં પાપ માટે તેને ખુદાની રહેમ મળી છે. અરણ્ય રૂદન કરનારાઓ, ખુદા માટે માર્ગ કરો. તેમને માટે દરેક પહાડ પર્વત નીચો પડશે; વાંકા હશે તે સીધા થશે. ડુંગરાળ પ્રદેશ સપાટ થશે. ખુદાની બહાઇ જાહેર થશે અને સર્વ દેહધારીઓ એકત્ર થશે."

આગલી ભવિષ્યવાણીની પેઠે આ વાણી ખ્રીસ્ત અને જોન બેપટીસ્ટના સંબંધમાં થોડીઘણી ખરી પડી હતી. કેમજે ઇસુના વખતમાં જેરૂસલેમની લડાઇઓ પૂરી થઇ નહોતી; ત્યાર પછી તો તે સૈકાઓ સુધી ચાલવાની હતી. પણ બાબ અને બહાઉલ્લાના સંબંધમાં એ વાણી વધારે લાગુ પડે છે. કારણ કે જેરૂસલેમ માટે સારો દિવસ આવ્યો છે. તે હવે સુલેહમાં રહેશે અને તેનું ભવિષ્ય વધારે ખાત્રીદાયક બન્યું છે.

બીજી ભવિષ્યવાણીઓમાં કહેવામાં આવ્યું છે કે ઇઝરાયેલનો તારનાર પૂર્વમાં અવતરશે-તે પ્રમાણે બહાઉલ્લા ઇરાનમાં-પાલેસ્ટાઇનની પૂર્વમાં જન્મ્યા હતા, અને પાક જમીન પર આવીને તેઓ ચોવિસ વરસ વસ્યા હતા. જો તેઓ

સ્વતંત્ર રીતે ત્યાં ગયા હોત તો એમ કહેવાત કે તેઓ હંજ કરવા ગયા હતા પણ તેઓ ત્યાં એક દેશનિકાલ કેદી તરીકે ઇરાનના શાહ અને તુર્કસ્તાનના સુલતાનના મોકલવાથી ગયા હતા.

## ખુદાનો દિવસ.

ખુદાનો દિવસ એટલે કયામતનો દિવસ એવો અર્થ થાય છે પણ પયગામ્બરનો પણ દિવસ હોય છે. તેમાંના શિક્ષણો પ્રભાતના કિરણની પેઠે લોકોનાં હૃદય ઉપર પ્રકાશ નાખે છે અને સૂર્યની જેમ તેઓ પોતાની અસરની મધ્યાનની કક્ષાએ પણ પહોંચે છે; પછી તે ઝાંખટ પકડે છે; તેઓના શિક્ષણના ખોટા અર્થ થવા લાગે છે અને પછી ભૂલાઇ જાય છે. એટલે અજ્ઞાનરૂપી રાત પડે છે જે પસાર થયા પછી વળી પાછો સૂર્ય ઉગે છે. પણ ખુદાનો દિવસ એવો છે કે જે કદી પૂરો થતો નથી અને રાત પડતી નથી અને આ લોક તથા પરલોકના આત્માઓ ઉપર પ્રકાશે છે. ખરૂં જોતાં કોઇ આધ્યાત્મિક સૂર્યનો અસ્ત થતો નથી. ઇસા, મુસા અને મહમદ તથા બીજા પયગામ્બરો રૂપી સૂર્યો હજી તેવાને તેવા પ્રકાશે છે, પણ વાદળાંઓએ તેઓને ઢાંકયા છે અને તે વાદળાં બહાઉલ્લા વિખેરશે અને પાછો પ્રકાશ આવશે અને જન મન આલ્હાદ પામશે.

## અબ્દુલ બહાને લગતી ભવિષ્યવાણી.

આઇઝેયા, જેરીમીઆ, ઇઝીકીએલ અને ઝેકારીઆની આગાહીઓમાં એક માણસનો "શાખા" એ રીતે ઉલ્લેખ થયો છે. ખ્રીસ્તીઓ તે ખ્રીસ્તને લાગુ પાડે છે પણ બહાઇઓ તે અબ્દુલ બહાને લાગુ પાડે છે. ઇરાનમાં કુટુંબના વડીલ પુત્રને

સૌથી મોટી શાખા કહેવામાં આવે છે અને અબ્દુલ બહા તે બહાઉલ્લાના વડીલ પુત્ર હોવાથી તેમને તેઓ એ ખેતાબ લાગુ પાડે છે. તેઓ પોતે લખે છે કે:—

"અબ્દુલ બહા તે ખુદાની શરીયતના મધ્યબિંદુ સમાન છે; વૃક્ષની શાખા સમાન છે. ખરૂં અગત્યનું તો ઓડજ છે..."

શાખાને લગતી સૌથી લાંબી આગાહી આઇઝેયાના ૧૧ માં પ્રકરણમાં નીચે પ્રમાણે છે:—

"જેસીના થડમાંથી એક ડાળું ફુટશે; જેના ઉપર ખુદાઇ આત્મા, સર્વજ્ઞનો આત્મા અને પ્રભુનો ભય આશ્રય લેશે, સદાચાર તેનો કમરપટો હશે અને શ્રદ્ધા તેની લગામનો અછોડો બનશે....વાઘ બકરી એક આરે પાણી પીશે....હિંસક પ્રાણીઓ પ્રતિકાર ભુલી જશે....અને એક બાળકથી તેઓ દોરવાશે. અને તેઓ કોઇને ઇજા કરશે નાહ....આખી દુનિયામાં ખુદાઇ જ્ઞાન ફેલાશે....એસીરીયા, ઇજીપ્ત, પાથરોસ, કુશ, એલામ, શીનાર, હમથ અને દરિયાના ટાપુઓમાંથી પોતાના લોકોને એકત્ર કરવા ખુદા હાથ પ્રસારશે. પ્રજાઓ માટે વાવટો લગાવશે; ઇઝરાયેલ અને જુડાના, દુનિયાને ચારે ખુણે વિખરાયેલાં માણસોને તે એકઠા કરશે."

ઉપલી આગાહી તથા બીજી આગાહીઓના સંબંધમાં અબ્દુલ બહા લખે છે કે:—

"આ અનુપમ શાખાના દિવસમાં જે એક મહાન બનાવ બનશે તે એ કે બધી પ્રજાઓ માટે ખુદાનો વાવટો ફરકાવવામાં આવશે એટલે કે બધી પ્રજાઓ એક થશે, ધાર્મિક મતભેદ,

ટળી જશે. દેશાભિમાન અને કોમાભિમાન નાબુદ થશે. બધા એક કોમ, એક પ્રજા અને એક ધર્મના થશે. આ પૃથ્વી બધાનું એક સામાન્ય વતન બનશે. બધાં વચ્ચે સુલેહ સંપ રહેશે. દુનિયાને ચારે ખુણે વિખેરાયેલા યાહુદીઓ પાછા પાક ઝમીન (પેલેસ્ટાઇન) પર આવી વસશે.

"ખ્રીસ્તના યુગમાં આ બધું બન્યું નથી પણ આ યુગમાં તેમ બનશે. બહાઉલ્લાના વખતમાં ઇઝરાયેલો પણ પાક ઝમીન પર આવી વસવા લાગ્યા છે...એટલી મોટી સંખ્યામાં કે આયંદે પાલેસ્ટાઇન તેઓનું ઘર-વતન બની જશે."

ઉપલું લખાણ લખાયા પછી પાલેસ્ટાઇન તુર્કોના હાથમાંથી ગયું છે અને મિત્રરાજ્યોએ તેને યાહુદીઓનું ધામ બનાવવાની રાજ્યનીતિ સ્વીકારી છે.

મહાન લડાઇ પછી પ્રજાસંઘ સ્થપાયો છે અને શસ્ત્રબંધી ઘટાડવા આંતરરાષ્ટ્રિય કોંગ્રેસ પણ ઉભી થઇ છે. આ બધાં એવાં ચિન્હો છે કે જે આખી દુનિયામાં શાંતિ પ્રસરવાને લગતી આગાહીને પૂર્ણ કરવા લાગ્યાં છે.

કયામતનો દિવસ.

ઇસુ ખ્રીસ્તે પોતાના એક દૃષ્ટાંતમાં કયામતના દિવસ માટે ઇસારો કર્યો હતો. તે દિવસને તેમણે કાપણીના દિવસની ઉપમા આપી હતી કે જ્યારે ઘઉંને કોઠીમાં ભરવામાં આવશે અને બીજા છોડવાઓને બાળી મેલવામાં આવશે.

"દુનિયાને અંતે એવું બનશે. મનુષ્યપુત્ર પોતાના ફિરસ્તાઓને મોકલશે, તેઓ બધાં વિરોધી તત્ત્વોને અને અન્યાયીઓને એકઠા કરીને સળગતી ભઠ્ઠીમાં નાંખશે જ્યાં

તેઓ દાંત કચકચાવીને રડશે. પણ નીતિવાનો પિતા-ખુદા-ના રાજ્યમાં સૂર્યની પેઠે ઝળકશે." –મેથ્યુ, ૧૩, ૪૦-૪૩.

સત્તાવાર બાઇબલમાં કયામતના દિવસ માટે થતા ઇસારાથી ઘણાએ એમ માને છે કે કયામતને દિવસે આ દુનિયાનો એકદમ નાશ કરવામાં આવશે પણ તે માન્યતા ભૂલભરી છે. એનું ખરૂં ભાષાંતર "યુગને આખરે" એવું થવું જોઇએ. ખ્રીસ્તે બોધ કર્યો છે કે ખુદાનું રાજ્ય જેમ સ્વર્ગમાં છે તેમ પૃથ્વીપર પણ સ્થપાશે. તેમના એક દ્રષ્ટાંતમાં વાડીનો (દુનિયાનો) માલીક આવે છે પણ તે વાડીનો નાશ કરતો જણાવાયો નથી. વાડીમાં મોસમસર ફળ ઉતારે તેવા ખેડુતોને તે તે આપે છે. આ પૃથ્વીનો નાશ કરવામાં આવનાર નથી પણ તેને નવચેતનથી ભરવામાં આવનાર છે. એક બીજા પ્રસંગે ઇસુ એમ કહે છે કે માનવપુત્ર તેના મહિમા ઉપર અભિષિકત થશે. સેંટપીટર તેને યુગપરિવર્તન તરીકે દેખાડે છે. માટે કયામતનો દિવસ એટલે ખુદાના અવતારનું આગમન—કે જે વખતે નીતિમાનોનું રાજ્ય સ્થપાશે. અને દુષ્ટોને ભારે દંડ થશે.

બહાઇ અર્થ એવો છે કે દરેક અવતારનું પ્રગટ થવું તે કયામતના દિવસ સરખું છે અને જે દિવસે બહાઉલ્લા જન્મ્યા તે સૌથી મોટો કયામતનો દિવસ થઇ ગયો....જેઓ ખુદાને પામવા ચાહે તેઓ તેનું શરણુ લે અને જેઓ પોતાનો રસ્તો ખુદાના રાહ કરતાં વધુ પસંદ કરશે તેઓ સ્વાર્થ, પ્રમાદ અને વૈરના દોઝખમાં પડશે.

### મહા પુનરૂત્થાન.

કયામતનો દિવસ તેજ મહા પુનરૂત્થાનનો પણ દિવસ છે કે જે દિવસે સર્વ મૃત શરીરો સજીવન થઇ ઉઠશે. સેંટ

પોતે એ વિષે કોરીન્થીયનોને પત્રમાં લખ્યું હતું કે:—

"જુઓ, હું તમને એક ભેદ બતાવું છું, આપણે બધા ઉંઘી રહીશું નહિ તે પહેલાં પળવારમાં છેલ્લું રણશિંગું પુંકાશે અને મુડદાંઓ સુંદર દેહે સજીવ થશે. દુષ્ટો પાક બનશે અને ફાની બંદો અમર થશે. આનો અર્થ બહાઉલ્લા "ઇકાર્ન"ના કિતાબમાં એમ સમજાવે છે કે—

"જીવન એટલે શ્રદ્ધામય જીવન અને મૃત્યુ એટલે શ્રદ્ધા વગરનું જીવન. આ અર્થ નહિ સમજવાથી લોકોએ મુખ્ય રાહબર તથા જમાલ ઇ-મુબારકને અનુસરવા ના પાડી. ઇસુએ એક પ્રસંગે કહ્યું હતું કે તમારે પુનર્જીવન મેળવવું પડશે; બીજે પ્રસંગે કહ્યું હતું કે પુનર્જન્મ મેળવ્યા વગર તમે ખુદાના રાજ્યમાં પ્રવેશી શકશો નહિ. દેહથી જન્મેલા તે દેહ છે, આત્માથી જન્મેલા તે આત્મા છે. આનો અર્થ એવો છે કે ઇસુના પવિત્ર આત્મા અને દૈવીજ્ઞાનના જળથી શુદ્ધ હૃદયી થયા વગર કોઇ સર્વોત્તમ રાજ્યમાં પ્રવેશી શકે નહિ.... સારાંશ એ કે દરેક અવતારના પ્રાગટયથી જેઓના આત્મામાં નવચેતનની સ્પુરણા થશે; તેઓ જીવેલા કહેવાશે અને સ્વર્ગમાં જશે, પણ બીજાઓ અશ્રદ્ધા રૂપી આગમાં બળશે. તમે જો ખુદાઇ જ્ઞાનનો આસ્વાદ લો તો સમજી શકશો કે હૃદયનુ જીવન છે તે ખરૂં જીવન છે દેહનું જીવન તે જીવન નથી. એ જીવન પછી મરણ નથી.. ખરો શ્રદ્ધાળુ તો આ લોકની પેઠે પરલોકને પણ માનશે પણ જો જીવનનો અર્થ દેહનું જીવવું ગણવામાં આવે તો તેનું તો મરણ છેજ."

બહાઇ માન્યતા પ્રમાણે પુનરૂત્થાન એટલે અક્ષરશઃ 'મુડદાંનું' સજીવન થઇને ઉઠવું એમ નહિ દેહનો તો નાશ થયો

તે થયોજ. તેના અણુએ અણુ છુટા પડી ગયેલા તે પાછા તેજ શરીરમાં જોડાવાના નથી.

પુનર્જન્મ એટલે વ્યક્તિના જીવનમાં આત્મજ્ઞાન ઉત્પન્ન થવું તે. જે કબરમાંથી તેને ઉભાં થવાનું છે તે તો અજ્ઞાનતાની તથા ખુદા પ્રત્યેની બેપર્વાઈની કબર છે. તેની નિદ્રા તે તેના આત્માની ચેતનહીનતા છે....પુનરૂત્થાનનો દિવસ તે ચોવીશ કલાકનો દિવસ નહિ પણ હમણાં શરૂ થયેલો નવો યુગ. તેનો શુક્રનો તારો તે બાબ છે; તેનો સૂર્ય તે બહાઉલ્લાનું પ્રાગટય છે અને તેનો ચંદ્ર તે અબ્દુલ બહા છે....હમણાંની સંસ્કૃતિનો લોપ થઈ જશે તોય આધ્યાત્મિક આલમમાં એ ત્રણ સિતારાઓ ઝળકયાજ કરશે.

## ખ્રીસ્તનું પુનરાગમન.

ઘણી ખરી વાતચિતો દરમ્યાન ખ્રીસ્ત ખુદાના અવતાર માટે ત્રીજા પુરૂષમાં બોલે છે અને કોઈ કોઈવાર પહેલો પુરૂષ વાપરે છે. "હું તમારે માટે સ્થાન નક્કી કરવા જાઉં છું અને જો હું જાઉં અને સ્થાન નક્કી કરૂં તો તમને તેડવા હું પોતેજ પાછો આવીશ." (જોન ૧૪, ૨) પોતાના મહારોહણ વખતે તેમણે શિષ્યોને કહ્યું હતું કે "તમે આ ઇસુને જેવી રીતે સ્વર્ગારોહણ કરતો જુઓ છો, તેવી રીતે એજ ઇસુ પાછો અવતરશે." આ ઉપરથી ખ્રીસ્તીઓ એમ ધારે છે કે સ્વર્ગમાંથી જે મહિમાવંત ખ્રીસ્ત પાછો આવશે તે બે હજાર વર્ષ ઉપર જેરૂસલેમના મહોલ્લાઓમાં ફરતો હતો તેજ ઇસુ આવશે. તેના હાથ પગમાં તેઓ ખીલાના અને કુખમાં ભાલાનો ઘા પણ જોવા વકી રાખે છે. પણ ખ્રીસ્તના પોતાનાજ શબ્દો ઉપર વિચાર કરવામાં આવે તો એવી ધારણા ખોટી પડે છે. ખ્રીસ્તે પોતેજ સમજાવ્યું હતું કે "પહેલાં એલીયાસ પાછો અવતરશે" તે આગલો

એલીયાસ નહિ પણ "એલીયાસ જેવો આધ્યાત્મિક અને શકિતવાન" જોન બેપટીસ્ટ અવતર્યો હતો. "અને તમે તેનો સ્વીકાર કરજો કે જે એલીયાસ આવવાનો હતો તે આજ છે; જેને કાન હોય તે સાંભળજો." એજ પ્રમાણે ખ્રીસ્તનું પુનરાગમન એટલે તેના જેવા બીજાજ શકિતવાન મહાપુરૂષનું આગમન. બહાઉલ્લા એ વિષે કહે છે કે ખ્રિસ્તનું પુનરાગમન બાબ અને પોતાના આગમનથી સધાયું છે:—

"જો આજનો સૂર્ય કહે કે હું કાલનો સૂર્ય છું તો તે પણ ખરૂં અને એમ કહે કે કાલના કરતાં હું આજનો સૂર્ય જુદો છું તો તે પણ ખરૂં. બધાજ દિવસો સરખા છે એમ કહો તે પણ ખરૂં અને નામ પાડીને જુદા કહો તો તે પણ ખરૂં. તે પ્રમાણે પવિત્ર અવતારી પુરૂષોને તેઓના ગુણોની સમાનતાને લીધે અને ખુદા સાથે તેઓની એકતાને લીધે એકના એક માનો તો પણ ચાલે."

અબ્દુલ બહા કહે છે:—

"ખ્રીસ્તના પુનરાગમનનો અર્થ લોકો ધારે છે તે નથી. તે ખુદાની સર્વવ્યાપી શકિત સાથે આવશે. તેનું રાજ્ય લોકોનાં હૃદયમાં છે અને નહિ કે જડ ચીજો ઉપર. જડ ચીજો ગમે તેટલી મોટી હોય તો પણ તે એક જીવતી માખીની પાંખ બરાબર પણ નથી........."

માનવપુત્રના પુનરાગમન માટે ખ્રીસ્તે કહ્યું હતું કેઃ—

"જ્યારે તમે જેરૂસલેમને શત્રુઓથી ઘેરાયેલું જુઓ ત્યારે જાણજો કે તેનો નાશ નજદીક છે...કારણ કે વેરની વસુલાતના દિવસોમાં, ભવિષ્યવાણીઓ ખરી પડશે....દેશમાં મોટી આફત આવશે; પ્રજા બેજાર થશે; તરવારની ધારથી હેઠે પડશે;

કેદીઓ તરીકે પકડાઇ જશે, અને બિનયાહુદીઓ-જેન્ટાઇલો-જેરૂસલેમને કચડી નાખશે; જેન્ટાઇલોના દિવસો ભરાઇ જશે ત્યાં સુધી એ સ્થિતિ રહેશે"—લુક ૨૧, ૨૦-૨૪.

બીજે પ્રસંગે ખ્રીસ્તે કહ્યું હતું કે:—

"કોઇથી છેતરાશો નહિ; ઘણાઓ ખ્રીસ્તનું નામ ધારણ કરી લોકોને છેતરી જશે; તમે લડાઈઓ વિષે અથવા તેને લગતી અફવાઓ સાંભળશો, પણ તેથી ગભરાતા નહિ. એવું બધું થશે તો પણ અંત નજદીક આવશે નહિ. કારણ કે પ્રજા પ્રજા સામે, અને રાજ્ય રાજ્ય સામે લડવા ઉઠશે; રોગ ચાલશે, દુકાળો પડશે, ધરતીકંપો થશે; તમને આફતમાં નાંખીને મારી નાંખવામાં આવશે અથવા મારા નામને ખાતર બધી પ્રજાઓ તમને ધિક્કારશે. તેઓ એક બીજાનો દ્રોહ કરશે, એક બીજાને ધિક્કારશે, ઘણા ખોટા પયગામ્બરો ઉભા થશે અને ઘણાને છેતરશે; અન્યાય પ્રવર્તશે; ઘણાનો પ્રેમ ઠંડો પડી જશે. પણ જે ઠેઠ સુધી નભશે તે બચશે. આ ગોસ્પેલનો આખી દુનિયામાં પ્રચાર થશે ત્યાર પછી અંત આવશે."
—મેથ્યુ ૨૪, ૪-૧૪.

ખ્રીસ્તના બોલેલા બોલ ઉપર પ્રમાણે વાંચ્યા પછી જણાશે કે તેમના સ્વર્ગારોહણ પછી પસાર થયેલી સદીઓમાં તેવું બધું બન્યું છે યાહુદીઓ આખી દુનિયામાં ભટકતા પણ થઈ ગયા હતા અને તેઓ પાછા જેરૂસલેમમાં આવવા પણ લાગ્યા છે. ગોસ્પેલનો ફેલાવો પણ આખી દુનિયામાં થઇ ચુકયો છે. એ પ્રમાણે જોતાં આપણે હવે અંતના સમયમાં આવી રહ્યા છીએ.

હઝરત મહમદે કુરાનમાં લખ્યું છે કે:—

"જ્યારે ખુદાએ કહ્યું કે હે ઇસા, હું તને મારી નંખાવીશ

અને મારા જેટલી પ્રતિષ્ઠા અપાવીશ, તને નહિ માનનારાઓના આરોપમાંથી તને મુક્ત કરીશ અને કયામતના દિવસ સુધી ખ્રીસ્તીઓને યાહુદીઓ તથા બીજાઓથી ચઢીયાતી હાલતમાં મેલીશ; પછી પાછો તું મારી પાસે આવશે ત્યારે હું તારી અને તારી સાથે મતભેદ ધરાવનારાઓ વચ્ચેનો ચુકાદો આપીશ" —સુરત ૩, ૫૪.

"યાહુદીઓ કહે છે કે ખુદાનો હાથ બંધાઇ ગયો છે....અને તેના હાથ તો ખુલ્લાજ છે. પોતાની મુન્સફી પ્રમાણે તે બક્ષિસ આપે છે; તને જે બક્ષિસ આપવામાં આવશે તેથી બીજાઓમાં અશ્રધ્ધા અને બખેડા ઉભા થશે અને કયામતના દિવસ સુધી તેઓ લડયા કરશે. છેવટે ખુદા તે લડાઇ બંધ કરશે. —સુરત, ૫, ૬૯.

"ખ્રીસ્તીઓના કરાર-શરીયત આપણે સ્વીકાર્યાં છે; પણ તેઓ પોતાનું શિક્ષણ ભુલી ગયા છે, માટે અમે તેઓમાં દુશ્મનાવટ ઉભી કરી છે કે જેથી તેઓ કયામતના દિવસ સુધી લડયા કરે, પછી તેઓની ભુલ દેખાડશું. સુરત ૫, ૧૭.

એ આગાહી પણ ખરી પડી છે; યાહુદીઓ અને ખ્રીસ્તીઓ મુસલમાનોને તાબે થયા હતા અને પછી યાહુદીઓ અને ખ્રીસ્તીઓ બેઉમાં સંપ્રદાય પડયા અને સદીઓ સુધી લડયા, કે જે વિષે મહમદ બોલી ગયા છે. પણ બહાના યુગથી કયામત અથવા પુનરૂત્થાનના દિવસની શરૂઆત થઇ છે અને ભવિષ્ય માટે ભાખેલા તેવા સંજોગોનો અંત આવવાનાં ચિન્હો દેખાવા લાગ્યા છે.

## આકાશ અને પૃથ્વીમાં દેખાનાર ચિન્હો.

ભવિષ્ય ભાખેલા પયગામ્બરના આગમન વખતે દેખાનારાં ચિન્હોના હેવાલ હીન્રુ, ખ્રીસ્તી અને મહમદી વગેરે ધર્મશાસ્ત્રોમાં એક સરખા દેખાય છે.

જોએલના કિતાબમાં લખ્યું છે કેઃ—

"અને હું આકાશમાં તથા પૃથ્વીપર ચમત્કારો બતાવીશ; આગ અને લોહી અને ધુમાડાના થાંભલા. સૂર્ય અંધકારપ્રવર્તક થઇ જશે; ચંદ્રનું લોહી થઇ જશે. પ્રભુના આગમન પહેલાં આવું બનશે. તે દિવસોમાં જુડા અને જેરૂસલેમને હું બંધનમાં નાંખીશ; બધી પ્રજાને એકઠી કરીને હું જેહોશફાટની ખીણમાં લાવીને ત્યાં આગ્રહ કરીશ. ચંદ્ર, સૂર્ય, તારા બધા અંધકારમય થઇ જશે. ખુદા ઝાયનમાંથી ગર્જના કરશે; જેરૂસલેમમાંથી અવાજ કાઢશે અને આકાશ અને પૃથ્વી ધ્રુજી ઉઠશે. પણ લોકોનું બળ ખુદા ઉપરજ રહેશે."

ખ્રીસ્ત કહે છેઃ—

"તે દિવસોના ધડક ધ્રુજારા પછી સૂર્ય અને ચંદ્ર અંધાર મારી જશે. આકાશમાંથી તારાઓ ખરશે અને આકાશની શકિતઓ હાલી જશે પછી આકાશમાં માનવપુત્રનું ચિન્હ દેખાશે; પૃથ્વીના લોકો કલ્પાંત કરશે અને તેઓ માનવપુત્રને આકાશ અને વાદળાંઓમાંથી શકિત અને મહિમા સાથે અવતરતો જોશે."

કુરાનમાં લખ્યું છે કેઃ—

"સૂર્ય ઢંકાઇ જશે; તારાઓ ખરી પડશે, પર્વતો પડી જશે, કિતાબના પાનાં ખુલશે; સ્વર્ગ ખુલ્લું દેખાશે, અને

દોઝખની આગ ધીકવા લાગશે ત્યારે...." સુરત ૮૧.

"ઇકાન"ની કિતાબમાં બહાઉલ્લા સમજાવે છે કે સૂર્ય, ચંદ્ર અને તારાઓની પૃથ્વીપર પડવાની વાતનો અર્થ અક્ષરશઃ લેવાનો નથી પણ તે અમુક સંજ્ઞારૂપ છે. પયગમ્બરો આધ્યાત્મિક પ્રકાશ વિષે ઇસારો કરતા હતા અને નહિ કે જડ. સૂર્ય એટલે સદાચારનો સૂર્ય; જ્ઞાન મળવાનું સર્વોત્તમ સાધન તે એક પ્રકારનો સૂર્ય જેવા કે ઇસા, મુસા અને મહમદ. વળી કયામતને દિવસે સૂર્ય અંધકારમય થઇ જશે એનો અર્થ એ કે પયગમ્બર રૂપી સૂર્યો ગેરરજુઆત, ગેરસમજુતિ વિગેરે રૂપી વાદળાંઓથી ઢંકાઇ જશે અને લોકો આધ્યાત્મિક અંધકારમાં સબડશે. ચંદ્ર અને તારાઓ એટલે નાના ધર્મગુરૂઓ કે જેઓએ લોકોને રસ્તો બતાવવો જોઇએ અને તેમને ઇશ્વરી પ્રેરણા કરવી જોઇએ. જ્યારે એમ કહેવામાં આવ્યું છે કે ચંદ્ર પ્રકાશ આપશે નહિ, લોહીમાં ફેરવાઇ જશે અને તારાઓ આકાશમાંથી ખરી પડશે તેથી એમ બતાવવામાં આવ્યું છે કે ધર્મગુરૂઓ બગડશે; કજીયા બખેડા કરશે અને આધ્યાત્મિકને બદલે દુન્યવી ચીજો માટે લાલચુ અને સ્વાર્થપરાયણ થઇ જશે.

ભવિષ્યવાણીઓનો ચોકસ એકજ અર્થ થતો નથી. બહાઉલ્લા કહે છે કે સૂર્ય, ચંદ્ર અને તારાનો અર્થ દરેક ધર્મમાં કરવામાં આવેલાં ફરમાન, બોધ, શિક્ષણ, એ પણ થાય. દરેક પયગમ્બરના વચનો અને લખાણુમાં જમાનાને અનુસરતા ફેરફાર થાય તેને માટે અલંકારક ભાષામાં કહી શકાય કે સૂર્ય, ચંદ્ર અને તારાઓમાં ફેરફાર થાય.

બાકી, પયગમ્બરી આગાહીઓનો અક્ષરશઃ અર્થ કરવો તદ્દન અશક્ય છે. દાખલા તરીકે એકેક તારો પૃથ્વી કરતાં

અનેકગણો મોટો છે. જો એક તારો પડે તો પૃથ્વીનો તો એવો નાશ થાય કે બીજા તારાને પડવા માટે પૃથ્વીજ નહિ રહે. આગાહીમાંની કેટલીક બાબતોના સ્થુળ અર્થ પણ લેવાય. જેવો કે પાક ઝમીનનો દાખલો. સૈકાઓ સુધી પાલેસ્ટાઇન ઉજડ થઇ ગયું હતું પણ હવે અંતના દિવસોમાં તે પાછું ખીલવા લાગ્યું છે; આબાદ સંસ્થાનો સ્થપાવા લાગ્યાં છે, નહેરોથી જમીન ખેડાવા લાગી છે અને અડધી સદી ઉપર જ્યાં રેતીના રણ હતાં ત્યાં દ્રાક્ષની સુંદર વાડીઓ થઇ છે. આ રીતે જોઇએ તો નવી પૃથ્વી રચાતી કહેવાય.

### અવતાર થવાની રીત.

માનવ પુત્રના પાછા આવવાની બાબતમાં ઇસુએ જે કહ્યું હતું (મેથ્યુ ૨૪–૨૫) તે તથા તેવી બાબતો માટે બહાઉલ્લા "ઇકાન"માં લખે છે કેઃ—

"સ્વર્ગ એટલે મહાપુરૂષોની ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકા. એ પ્રાચીન મહાપુરૂષો જો કે માતાના ગર્ભમાંથી જન્મે છે પણ ખરેખર તેઓ સ્વર્ગમાંથી ઉતરી આવે છે. તેઓ પૃથ્વી પર રહે છે છતાં આધાર તો પરલોકનોજ રાખે છે; પૃથ્વીપર ફરતા છતાં તેઓ આધ્યાત્મિક પ્રદેશમાં વિચરે છે અને પાંખ વગર અદ્વૈતત્વના શિખર તરફ ઉડ્ડયન કરે છે....

"વાદળાં ઘેરાવાં એટલે એવી વૃત્તિ થવી કે પયગામ્બરોને સામાન્ય માણસોની પેઠે ખાતા પીતા, ઉંઘતા જાગતા અને પાર્થિવ વહેવાર કરતા જોઇ તેઓ માટે શંકા કરવી અને તેઓને સ્વીકારવા ના પાડવી. વળી ધાર્મિક ફરમાનોને બદલે રૂઢી તથા ક્રિયાવિધિઓ પ્રચલિત થાય તે પણ સદબોધ ઉપર વાદળાં ફરેલાં કહેવાય. હઝરત મહમદે કહ્યું છે કે 'તમારા

આત્માઓ ઇચ્છતા નહિ હોય એવા ફરમાન પયગામ્બરો આપે છે તો તેઓનો તમે અસ્વીકાર કરો છો તેઓ પર તોહમતો મુકો છો અથવા તો તેઓને મારી નાંખો છો.' (કુરાન, સુરત ૧૧)

"જેમ વાદળમાંથી સૂર્યનો પ્રકાશ અવરોધાય છે. તેમ ઉપર જણાવેલી હકીકત લોકોનો ઇશ્વરી સૂર્યને સમજવામાં અટકાવ કરે છે.......

પયગામ્બરોની બહારની ગરીબાઇ અને તેમના સંકટો તેમજ વળી તેમની કુદરતી અને શારીરીક જરૂરીયાતો, જેવી કે ભુખ, તરસ અને અનિયમિત બનાવોને લીધે લોકોમાં તેઓની મહત્તા વિષે શંકા ઉપસ્થિત થાય છે. તેઓ અજાયબ થાય છે કે ઇશ્વર તરફથી આવનાર, દુનિયામાં બધા કરતાં પ્રબળ હોવાનો દાવો કરનાર, ......... આવી નજીવી બાબતોથી કેવી રીતે દુઃખી થાય? કારણ કે સાંભળવામાં આવ્યું છે કે ગરીબાઇ, રોગ, અને તીરસ્કાર જેવી આફતો તેઓએ ભોગવી છે, તેમના શિષ્યોના માથાઓ શહેરોમાં ભેટ મોકલવામાં આવ્યાં છે, તેઓના દુશ્મનોના હાથે ગમે તેટલાં દુઃખ ભોગવ્યા છે.....પરમેશ્વરે આ બધી હકીકત કે જે અપવિત્ર આત્માઓથી વિરૂધ્ધ છે અને લોકોની ઇચ્છાની વિરૂધ્ધ છે તેને એક કસોટી અને પ્રમાણુ રૂપે બનાવ્યાં છે, કે જેનાથી તે પોતાના સેવકોની પરિક્ષા કરે છે અને પવિત્રને અપવિત્રથી જુદાં પાડે છે, તેને માનનારને તેનો ઇન્કાર કરનારથી જુદાં પાડે છે.....

"તેઓના રક્ષણાર્થે ખુદા પોતાના ફિરસ્તાઓને મોકલશે; વીગેરે" જે કહેવામાં આવ્યું છે એનો અર્થ એવો છે કે ખુદાએ તેઓમાં મહાન આધ્યાત્મિક પ્રેરણાઓ મૂકી કે જે વડે તેઓએ

માનુષી અથવા પાર્થિવ ગુણોને બાળી મેલ્યા-તેની પરવા ન કરી અને આધ્યાત્મિક ઉચ્ચ કક્ષાને પામ્યા.

"ઇસુના અનુયાયીઓ અને ખ્રીસ્તી ધર્મગુરૂઓ પણ આવો માયનો નહિ સમજ્યા એટલે આજ સુધી તેઓએ પવિત્ર અવતારોમાં માન્યતા દર્શાવી નથી; એટલે તેઓ આધ્યાત્મિકતાના આનંદથી પણ વંચિત રહ્યા છે. હમણાંના પુનરૂત્થાનના દિવસોમાં તેઓની આ સ્થિતિ છે. પણ તેઓ એટલું સમજતા નથી કે જો તેઓ ધારે તેવી ચમત્કારીક રીતે પયગામ્બરોના અવતાર થાય તો પછી ન્યાયી, અન્યાયી, નીતિમાન કે અનીતિમાન, વચ્ચે ભેદ કેમ દેખાય? અને તેવી રીતે જન્મનારા પયગામ્બરોનો કોઇ ઇન્કાર કરે નહિ, કોઇ વિરોધ કરે નહિ, ત્યારે સામાન્ય જનોની સરખામણીમાં તેઓની ઉચ્ચતાનું સમર્થન પણ કેમ થાય? ....."

(ભવિષ્યવાણીની પરિપૂર્ણતા સમજવા માટે બહાઇ સંપ્રદાયનાં કેટલાંક મૂળ પુસ્તકો જોવાં—અનુવાદક)



## પ્રકરણ ૧૪ મું.



### બહાઉલ્લા અને અબ્દુલ બહાની ભવિષ્યવાણી.

"અને જો તું તારાં દિલને પૂછે કે અમે કેમ જાણીએ કે અમુક શબ્દ ખુદા નથી બોલ્યો ? ખુદાને નામે કોઇ પયગામ્બર કંઇ બોલે અને તે પ્રમાણે કંઇ થાય નહિ તો જાણવું કે તે ખુદા બોલ્યો નથી પણ પયગામ્બર પોતાની મેળેજ બોલ્યો હશે, માટે તેથી ગભરાવું નહિ."—ડ્યુટ, ૧૮, ૨૨.

### ખુદાના શબ્દની સરજનશકિત.

ખુદાને એકલાનેજ તે ચાહે તે કરવાની શકિત છે. ખુદાના પયગામ્બરની એક સૌથી મોટી સાબિતિ એ છે કે તેના બોલમાં સરજકશકિત હોય છે—તેનામાં માણસજાતનો વિરોધ સહન કરીને મોટું પરિવર્તન કરવાની શકિત હોય છે. પયગામ્બરો માર્ફત ખુદા પોતાની ખાહેશ દર્શાવે છે, અને તે જો વહેલે મોડે પરિપૂર્ણ થાય તો સમજવું કે પયગામ્બરનો દાવો ખરો છે અને તેને પ્રેરણા ખરી થઈ છે.

"જેમ વરસાદ વરસે છે, આકાશમાંથી બરફ પડે છે તે પાછાં ફરતાં નથી પણ પાણી થઈ જમીનને તૃપ્ત કરે છે, બી ઉત્પન્ન કરે છે કે જે વાવીને ખાનાર રોટલો મેળવે છે તેમ મારા મુખમાંથી બહાર પડેલો બોલ પાછો મોંહમાં જશે નહિ પણ તે જે કામ કરવા બોલાયો હશે તે કામ પાર પાડશેજ."—આઇઝેયા ૫૫, ૧૦, ૧૧.

જ્યારે જોન બેપટીસ્ટના શિષ્યોએ ઇસુને પૂછ્યું કે જે અવતાર થવાનો હતો તે તું છે કે વળી અમે કોઇ બીજાની

રાહ જોઇએ? ત્યારે ઇસુએ નીચે પ્રમાણે જવાબ આપ્યો હતો:—

"તમે મારે વિષે જે જોયું અને સાંભળ્યું હોય તેનો હેવાલ જોનને આપો. આંધળા દેખતા થાય છે, પાંગળા ચાલતા થાય છે, કોઢીઆ સ્વચ્છ બને છે, બહેરા સાંભળતા થાય છે, મરેલા સજીવન થાય છે અને ગરીબોને ખુદાનો સંદેશો મળે છે; મને જોઇને જેને ઘૃણા નહિ છુટે તે ભાગ્યશાળી છે." -મેથ્યુ ૧૧, ૪-૬.

બહાઉલ્લાના શબ્દોમાં આવી સરજકશક્તિ છે કે નહિ તે જોઇએ. તેમણે દારૂ પીવો હરામ કર્યો પછી દારૂનિષેધની હિલચાલ આખી દુનિયામાં ચાલુ થઇ છે. દારૂનો વેપાર બહુ મજબુત હોવા છતાં પડી ભાંગવા લાગ્યો છે. બહાઉલ્લાએ પ્રતિનિધિત્વવાળાં રાજ્યતંત્રની હિમાયત કરી હતી ત્યાર પછી એક પછી એક દેશમાં લોકધારાસભા અને પ્રજાતંત્ર સ્થપાવા લાગ્યાં છે. લશ્કરી આપખુદ સત્તાઓ પડી ભાંગી છે અને તે પાછી ઉભી થવાનાં ચિન્હ રહ્યાં નથી. અતિશય ધન અને અતિશય ગરીબી ઉપર હદ મેલવા તેમણે ફરમાન કર્યું, ત્યાર પછી ગુજરાનપોષણની ઓછામાં ઓછી હદ નક્કી થઇ છે; અને ધન ઉપર ચઢઉતર વેરો નાખવાનો કાયદો પ્રચલિત થયો છે. ઘરમાં અને ઉદ્યોગમાં ગુલામો રાખવાની પ્રથા નાબુદ કરવા તેમણે ફરમાવ્યા પછી કામદારોની ગુલામીમાંથી મુક્તિ થવા લાગી છે અને ઉદ્યોગમાં તેઓને ભાગીદાર બનાવવાની ચળવળ પ્રગતિ કરતી જાય છે. સ્ત્રી અને પુરૂષના તેમણે સમાન હક દર્શાવ્યા પછી સ્ત્રી પોતાની હકની જગાઓ મેળવવા લાગી છે. તેમણે એક ભાષા બનાવવા ધાર્યું એટલે એસ્પેરેન્ટો ભાષા,

સ્થાઇ અને તેના ફેલાવો થવા લાગ્યો છે. તેમણે પ્રજાસંઘ સ્થાપવા ફરમાવેલું તો તે પણ અસ્તિત્વમાં આવ્યો છે અને તેની જરૂર સામાન્ય થઇ પડી છે. તેમણે આંતરરાષ્ટ્રિય લવાદી અદાલતની હિમાયત કરી હતી તો તે પણ થઇ અને પ્રગતિકારક કામ કરે છે. બળવાન રાજ્યોએ એકત્ર થઇ શસ્ત્રબંધી ઘટાડવા તેમણે કહેલું તે પણ થાય છે. તેમણે સર્વને શિક્ષણ આપવા ઉપદેશેલું તો તે પ્રમાણે એક પછી એક દેશ ફરજીઆત કેળવણી દાખલ કરવા લાગ્યો છે. એવા તો ઘણા દાખલા છે. સારાંશ કે બહાઉલ્લાનું એક પણ ફરમાન અમલમાં મેલાયા વગરનું રહ્યું નથી. માટે તેઓ ખરા પયગામ્બર અને ખુદાની સરજક ઇચ્છાશકિતના જાણકાર હતા. જુદી જુદી સરકારોના વડાઓને તેમણે લખેલા પત્રોમાં પુશ્કળ આગાહીઓ જોવામાં આવે છે "સુરત-ઉલ-હયકલ" નામની ચાલીસેક વર્ષ ઉપર મુંબઇમાંથી પ્રગટ થયેલી ચોપડીમાં પ્રગટ કરવામાં આવ્યા હતા. ત્યારબાદ તેની કેટલીક આવૃત્તિઓ બહાર પડી છે. અબ્દુલ બહાની આગાહીઓના પણ આપણે કેટલાક દાખલાઓ આપીશું.

## નેપોલીયન ત્રીજો.

ઈ. સ. ૧૮૬૯ માં નેપોલીયન ત્રીજાને બહાઉલ્લાએ પત્ર લખ્યો હતો અને તેને લડાઇની તૃષ્ણા માટે અને બહાઉલ્લાના આગલા પત્રનો તીરસ્કાર કરવા માટે ઠપકો આપ્યો હતો. તે પત્રમાં નીચે પ્રમાણે સખ્ત ચેતવણી આપી હતી:—

"તારાં કામથી તમારૂં રાજ્ય આફતમાં આવી પડશે. તારા હાથમાંથી સત્તા જતી રહેશે; તેથી તારાં કામનો તને બદલો મળેલો કહેવાશે. અને તું તને ગંભીર નુકશાન થયલું જોશે.

જો તું ખુદાના સીધા રાહે નહિ ચાલશે અને આ ધર્મમાં જાગૃત નહિ થશે તો તારા દેશમાં બધા લોકો ઉશ્કેરાઇ જશે. તારા દબદબાથી તું ફુલાઇ ગયો છે? પણ તે અભિમાન ટકશે નહિ... તારી અધોગતિ થવા લાગી છે છતાં તું ધ્યાન આપતો નથી."

અલબત્તાં; નેપોલીયન તે વખતે બળવાન હોવાથી તેણે એ ચેતવણી પર ધ્યાન નહિ આપ્યું. બીજે વરસે પ્રશીયા સાથે તે લડાઇ કરવા અને બર્લીન જીતવા ગયો પણ સારબ્રુક, વીઝનબર્ગ અને મેઝ ખાતે તે હાર્યો અને સેડનમાં તો તે છેકજ હાર્યો; તે કેદ પકડાઇને પ્રશીયામાં લઇ જવાયો અને પછી બે વરસે ઇંગ્લેંડમાં તેનો કરૂણજનક અંત આવ્યો.

## જર્મની.

નેપોલીયનના વિજેતાઓને પણ તેમણે તેવીજ ચેતવણી આપેલી. અક્કામાં બહાઉલ્લા શરૂઆતના વરસોમાં કેદી તરીકે હતા ત્યારે તેમણે જર્મન શહેનશાહને નીચે પ્રમાણે પત્ર લખ્યો હતોઃ—

"હે બર્લીનના રાજા....નેપોલીયન ત્રીજો એકવાર તારા કરતાં ચઢીઆતો હતો તે સમજ. પણ આજે તે અને તેનું રાજ્ય ક્યાં છે? તેણે ખુદાના નામની દરકાર કરી નહિ જો કે તેમાં હમારી ઉપર પડેલી આફતો હમે દરશાવી. માટે ચેત તેનો વિચાર કર અને તારા જેવા વિજેતા રાજાઓની પણ શું સ્થિતિ થઇ હતી તે યાદ કર. ખુદાએ તેઓને મહેલોમાંથી પછાડીને જમીનદોસ્ત કીધા હતા; માટે ચેત, સાવધ થા..

"હે, રહાઇન નદીના કાંઠાઓ, અમે તમને લોહીથી ખરડાયેલા જોયા છે અને તમારો ફરીથી વારો આવે છે. આજે..

બર્લીન ગમે તેવી કિર્તી ભોગવતું હશે તો પણ તેના હાય સુસ્કારા અમને અત્યારથી સંભળાવા લાગ્યા છે."

ઇ. સ. ૧૯૧૪-૧૮ની મહાન યુરોપીયન લડાઇ વખતે ૧૯૧૮ની વસંત ઋતુમાં જર્મનોએ જ્યારે સૌથી મોટો હલ્લો કર્યો ત્યારે બહાઉલ્લાને ખોટા પાડવા માટે ઇરાનમાં તેમના દુશ્મનોએ આ ભાવિષ્યવાણી ટાંકી બતાવી હતી પણ જર્મનોની જીત જ્યારે ઓચિંતી હાર અને મહાન આફતમાં ફેરવાઇ ગઇ ત્યારે બહાઇઓના દુશ્મનોની કોશિશ તેમનેજ ભારે પડી અને આ ભવિષ્યવાણી ખરી પડવાથી બહાઉલ્લાની કીર્તિમાં ઓર પણ વધારો થયો હતો.

ઇરાન.

ઇરાનમાં જ્યારે મુઝફ્ફર-ઉદ-દિન શાહ સૌથી બળવાન સ્થિતિમાં હતો તે વખતમાં બહાઉલ્લાએ પોતાની જન્મભૂમિ તેહરાન માટે નીચે પ્રમાણે લખ્યું હતું:—

"હે તેહરાન, બિલ્કુલ નાખુશ થા નહિ. ખુદાએ તને દુનિયાના સુખનું ઉદયસ્થાન બનાવ્યું છે. તારી તખ્ત પર ખુદા કોઇ ન્યાયી માણસને બેસાડશે કે જે દુષ્ટોએ વિખેરેલાં હરિજનોને પાછા એકત્ર કરી અત્રે લાવશે. બહાના લોકોને તે માનથી રાખશે.... તેહરાન ખુશ થા; કેમજે તું એક અવતારનું પ્રાગટયસ્થાન બન્યું છે.. તારો મામલો ફેરવાઇ જશે; તારા ઉપર પ્રજાસત્તાક રાજ્ય થશે....ખુદાનો ભરોસો રાખ, અંધાધુંધી દૂર થઇને શાંતિ ફેલાશે...ખુદાઇ કિતાબમાં એવું નિર્માણ થયું છે."

ત્યારપછી ઇરાનમાં ફેરફાર થયા છે. બંધારણપૂર્વકનું રાજ્યતંત્ર સ્થપાયું અને હજી પણ સારો વખત આવવાનાં ચિન્હ દેખાય છે.

## તુર્કસ્તાન.

ઇ. સ. ૧૮૬૮ માં જ્યારે બહાઉલ્લા કેદમાં હતા ત્યારે અક્કાથી તેમણે તુર્કસ્તાનના સુલતાન અને તે વખતના તેના વડા વઝીર અલીપાશાને ગંભીર ચેતવણીભર્યા પત્રો લખ્યા હતા.

સુલતાનને અક્કાના બરાકમાંથી નીચે પ્રમાણે લખ્યું હતું:—

"હે સુલતાન! તું તારી જાતને શ્રેષ્ઠ સમજે છે..પણ થોડા વખતમાં તું ભુલાઇ જશે અને તું મોટાં નુકશાનમાં આવી પડશે. તારા મનથી મારા જેવો જગતને જાગ્રત કરનાર અને તેમાં સુલેહ ફેલાવવા ઇચ્છનાર ગુન્હેગાર અને ફિતુરી છે. સ્ત્રીઓ અને ધાવણાં બાળકોએ તારૂં શું બગાડયું છે કે જેથી તું તેઓ ઉપર પણ જુલમ કરે છે? તારા દેશની સામે થયા નથી એવા સંખ્યાબંધ માણસો ઉપર તેં જુલમ ગુજાર્યા છે. તારા રાજ્ય સામે જેઓએ બળવો જગાડયો નથી, બલ્કે જેઓ ખુદાના નામથી સુલેહ શાંતિ ફેલાવવા રાત દિવસ જહેમત ઉઠાવતા હતા, તેઓને તેં રીબ્યા છે, તેઓની માલમતા તેં લુંટી લીધી છે....ખુદા આગળ, તારા રાજ્ય કરતાં એક મુઠીભર ધુલ વધારે કિંમતી છે. તે જો ચાહે તો તને પણ રેતીના કણુંની પેઠે વેરવિખેર કરી શકે, થોડા વખતમાં તેનો ખોફ તારી ઉપર ઉતરશે; તારા રાજ્યમાં બળવા જાગશે અને તારૂં રાજ્ય છિન્નભિન્ન થઇ જશે. પછી તું રડશે અને પસ્તાશે પણ કશેથી તને મદદ કે આશરો મળશે નહિ....માટે સાવધ થા. ખુદાની ખફગી ગમે ત્યારે ઉતરશે અને આ કલમથી લખાયેલું બધું તારી નજર આગળ બનશે."

અલી પાશાને તેમણે લખ્યું હતું કેઃ—

"હે રાઇસ, તેં તો એવાં કામ કર્યાં છે કે જેથી સ્વર્ગમાં

પયગામ્બર મહમદ પણ અફસોસ કરે છે. જેનામાંથી સ્વર્ગીય મંડળી પણ રોશણી મેળવે છે તેના તરફથી વિમુખ થવા જેટલો અભિમાની તું બની ગયો છે. તારો સત્તાનાશ પાસે આવ્યો છે. જો કે હું સર્વશકિતમાન પાસેથી આવું છું તો પણ ઇરાનના શાહ સાથે જોડાઇને તું મને દુખ દે છે....

"તું શું એમ સમજે છે કે ખુદાએ જગતમાં જે આગ સળગાવી છે તે તું બુઝાવી શકશે? જો તું સમજુ હતે તો

જાણતે, કે તારાં કામથી ઉલટી આગની જ્વાળા વધી છે. ટુંક વખતમાંજ એડ્રીયાનોપલ અને બીજાં મથકો તારા સુલતાનના હાથમાંથી જતાં રહેશે, ખળભળાટ થશે; રૂદનો થશે; બદીઓ ફેલાશે મને અને મારાં સોબતીઓને તેં જેવાં દુખ દીધાં છે તેવાં દુઃખો તને પડશે મામલો એવો પલટાઇ જશે કે પર્વતો પર પથ્થર રડશે; વૃક્ષો રડશે; બધી ચીજોમાંથી લોહી વહેશે અને મોટી આફત ફેલાશે...."

"ખુદાની એવી ખાહેશ છે જેમાં સુલતાનો પણ વચ્ચે પડી શકશે નહિ, જુલમગારોએ જેમ જેમ જુલમ ગુજાર્યા છે, તેમ તેમ ખુદાના એ ધર્મના આગમાં તેલ રેડાતું ગયું છે અને તેનાં કામનો વધારે અને વધારે પ્રચાર પણ થયો છે."

"અકદસ" ની કિતાબમાં તેમણે લખ્યું હતું —

"હુ બે દરિયાને કાંઠે વસેલાં ઇસ્તંબુલ! તારે ત્યાં અન્યાયનું તખ્ત સ્થપાયું છે. ખુદા પણ નારાજ થાય એવો ધિક્કારનો અગ્નિ તારામાં સળગ્યો છે. તારે ત્યા ડાહ્યાઓ ઉપર બેવકુફોનું રાજ્ય છે, અજવાળાં ઉપર અંધારાની સરજોરી છે;

શું તારી બાહ્ય ખુબસુરતીથી તું મગરૂર થાય છે? તો તારો જલદી નાશ થશે! તારી બેટીઓ અને વિધવાઓ તથા લોકો રૂદન કરશે. ખુદાની એવી આગાહી છે."

એક વખતની મહાન તુર્ક સલ્તનત ઉપર; ઉપલી ચેતવણીઓ અપાયા પછી બધું વીત્યું છે તે જગજાહેર છે.

અમેરિકા.

આજથી પચાસેક વરસ ઉપર "અકદસ" ની કિતાબમાં બહાઉલ્લાએ અમેરિકાને નીચે પ્રમાણે અરજ ગુજારી હતી:—

"અમેરિકાના રાજ્યકર્તાઓ, પ્રમુખો, હાકેમો વિગેરે... ખુદાઇ સંદેશો સાંભળો; મારા સિવાય બીજો ખુદા નથી; ભાંગેલા અવયવને ન્યાયનો પાટો બાંધો. ખુદાના ફરમાનથી જુલમગારના સાજા હાથ ભાંગી નાખો...."

તા. ૫ મી નવેમ્બર ૧૯૧૨ ને રોજ, સીનસીનાટી, ઓહિયો, અમેરિકા મધે અબ્દુલ બહાએ ભાષણ કરતાં જણાવ્યું હતું કે:—

"અમેરિકાની પ્રજા ઉદાર છે; દુનિયામાં સુલેહનો વાવટો ફરકાવનારી છે; બધા પ્રદેશો પર રોશણી ફેંકનારી છે. અમેરિકાની માફક બીજા દેશો ખટપટથી મોકળા નથી; તેઓ દુનિયામાં સુલેહ બરપા કરી શકે તેમ નથી. ખુદાના શુક્રાના કરો કે અમેરિકા આખી દુનિયા સાથે સુલેહ ધરાવે છે; આંતરરાષ્ટ્રિય શાંતિ અને ભ્રાતૃભાવનો વાવટો ફરકાવે છે. અને જગત તેને સ્વીકારશે. બધાં રાજ્યોની પાર્લામેંટોને તેમણે લખ્યું હતું કે આંતરરાષ્ટ્રિય પાર્લામેંટમાં તેઓએ પોતાના ડાહ્યાંમાં ડાહ્યા માણસો મોકલીને સુલેહ સ્થાપવી..... ત્યારેજ પયગામ્બરોની આગાહી પ્રમાણે માણસની પાર્લામેંટ થશે."

બહાઉલ્લા અને અબ્દુલ બહાની અરજીને અમેરિકાએ જવાબ આપ્યો છે. બહાઇ શિક્ષણનો ત્યાં સૌથી વધારે સ્વીકાર થયો છે. આંતરરાષ્ટ્રિય સુલેહ માટે અમેરિકાની આગેવાનીની બહાઇઓ રાહ જુએ છે.

મહા યુદ્ધ.

ઇ. સ. ૧૯૧૪–૧૮ ના મહાન યુદ્ધ માટે બહાઉલ્લા અને અબ્દુલ બહાએ અજબ થઇએ તેવી ખરી આગાહીઓ કરી હતી. તા. ૨૬ મી અકટોબર ૧૯૧૨ ને રોજ સેક્રામેન્ટો, કેલીફોર્નીઆ મધે અબ્દુલ બહા બોલ્યા હતા કેઃ—

"આજે યુરોપખંડ આગનું ધામ થઇ પડયો છે; તે દારૂગોળાનો ભંડાર થઇ પડયો છે જેમાં એકજ ચીણગારી પડતાં આખો યુરોપ સળગી ઉઠશે; ખાસ કરીને હમણાંના બાલ્કન સવાલને લીધે."

એજ અરસામાં કેલીફોર્નીઆમાં તેમણે કહ્યું હતું કેઃ—

"આગાહીના ૧૬ મા પ્રકરણમાં આર્મેગેડોનના યુદ્ધ માટે જે ઉલ્લેખ થયો છે, તેનો વખત આવી પહોંચ્યો છે. બે વરસમાં આખું યુરોપ એક ચીણગારી પડતાં સળગી ઉઠશે.

"આખી દુનિયામાં ફેલાયેલી સામાજીક અશાંતિ વિપ્લવ અંગમય ફેલાતો સંદેહવાદ વિગેરે ચિન્હોને લીધે ડેનીયેલ અને જોનનાં લખવા પ્રમાણે યુરોપમાં આગ સળગશે.

"૧૯૧૭ ની સાલ સુધીમાં રાજ્યો પડશે અને ધરતીકંપથી દુનિયા ડોલશે."

લડાઇ ફાટી નીકળવાના થોડા વખત અગાઉ તેમણે કહેલું કેઃ—

"સુધરેલી પ્રજાઓની સામાન્ય લડાઇના ચિન્હો નજીકમાં દેખાવા લાગ્યાં છે. દુનિયા બહુજ કરૂણજનક લડાઇને ઉમરે આવીને ઉભી છે....મોટાં મોટાં લશ્કરો, અને લાખો માણસો, જુદી જુદી સરહદો પર ગોઠવાવા લાગ્યાં છે. લડાઇની તૈયારી કરવા લાગ્યાં છે, જરાક બહાનું મળતાં અથડામણ ઉભી થશે, અને એવો દાવાનળ પ્રગટશે કે જેવો ઇન્સાન જાતની તવારીખમાં સાંભળવામાં આવ્યો નહિ હોય. (હૈફા, તા. ૩જી ઑગસ્ટ ૧૯૧૪)

## લડાઇ પછીની સંસારી આફતો.

જગતમાં ફેલાયેલા અધર્મ, અજ્ઞાન વહેમોને લીધે સામાજીક ઝગડા, દુઃખ અને પરિવર્તન થવાની આગાહી પણ બહાઉલ્લા અને અબ્દુલ બહાએ કરી હતી. લડાઇ તેનું એક પરિણામ હતું. ઇ. સ. ૧૯૧૮ ના નવેમ્બરના આ લખનારની હાજરીમાં એક પ્રસંગે અબ્દુલ બહા બોલ્યા હતા કેઃ—

"આ લડાઇ પછી આપણે આશા રાખીશું કે લોકો ચેતશે અને સમજશે કે ખુદાઇ શિક્ષણ વગર જગતનો રોગ મટશે નહિ. આ લડાઇએ અરસ પરસ ધિક્કાર ઉપજાવ્યો છે. દાખલા તરીકે જર્મનો, આસ્ટ્રીયનો, બલગેરીયનો અને તુર્કો (વેર), ભૂલવાના નથી. એક બાજુએ સમાજવાદીઓની અને બીજી બાજુએ બોલશેવીસ્ટોની ગરબડ થશે. એક બાજુએ કામદારોની માગણી ઉભી થશે, એક સ્થળે પ્રજાઓમાં વેર; બીજે સ્થળે ધાર્મિક વૈમનસ્ય; આમ બધે હોળી સળગશે. આ બધો દારૂગોળો છે. વિશ્વવ્યાપી શાંતિ નહિ થશે તો તેનો ધડાકો થશે. પણ સુલેહ તો ખુદાની શક્તિથી થશે. પવિત્ર આત્માની સહાયથી એકતા થવી જાઇએ. મુત્સદીઓ ગમે તેટલાં ફાંફાં મારશે તોય શાંતિ થશે નહિ. અસહાય મનુષ્યશકિત નિરર્થક છે.

સ—આ લડાઇ પછી સુલેહનો વાવટો ફરકશે ?

જ:—હમણાં નહિ. લડાઇથી લડાઇ નાબુદ થાય નહિ. તે તો લોહીથી લોહીનો ડાઘ કાઢવા જેવું છે. પ્રજાઓ લડકણા કુકડા જેવી છે. થાકશે ત્યાંસુધી તેઓ લડયાજ કરશે પછી સુલેહ કરશે; વળી આરામ લઇને પાછી લડશે.

સઃ—આખી દુનિયામાં ફેલાતી કામદારોની ગરબડનું શું !

જ—તે ઉલટી વધશે. મજુરી વધતાં અને કામના કલાક ઘટતા થોડી વાર તેઓ ટાઢા પડશે, પણ પછી મોટી માગણી કરશે. પછી કારખાનાંઓનો કબજો લેશે અને માલેકોને કહેશે કે દર વરસે અમે તમને અમુક-કહો કે ૧૦ ટકા જેટલો નફો આપીશું. વખત ખરાબ આવશે મુડીવાળા અને મજુરો બેઉ માટે. તથા માલની નીપજ કમી થશે”

થોડા દિવસ પછી તેમણે કહેલુ કે—

“બહાઉલ્લાએ વારંવાર આગાહી કરી હતી કે દુનિયામાં અમુક મુદત માટે તો અરાજકતા અને અધર્મ ફેલાશે, કારણ કે તૈયારી કે લાયકાત વગરના લોકોને વધારે પડતી છુટ મળશે. માટે લોકોના લાભ માટે અને અવ્યવસ્થા તથા અંધાધુધી અટકાવવા સારૂ થોડો વખત આપખુદ રાજ્યતંત્ર ચલાવવાં પડશે

“દરેક પ્રજાને આજે સ્વરાજ્ય અને કાર્યસ્વાતંત્ર્ય જોઇએ છે. જો કે તે માટે કેટલાકો તો લાયક પણ નથી. હમણા તો અધર્મ ફેલાયેલો હોવાથી તેનુ પરિણામ અરાજકતા અને અંધાધુધીભર્યુંજ આવશે. મેં હંમેશા કહ્યુ છે કે લડાઇ પછી થતી સુલેહની વાતો તે પ્રભાતના રંગ જેવી છે, ..”

## ખુદાની સત્તાની સ્થાપના.

એવા તોફાની વખતોમાં પણ ઇશ્વરનુ કામ તો આગળ વધશેજ. સ્વાર્થી લડાઈઓથી કંટાળ્યા પછી લોકો ખુદાઇ ઉપાયનો આધાર લેશે. જેમ આફત વધે તેમ લોકો ખરા ઇલાજનો આશરો શોધશે. શાહુને લખેલા પત્રમાં બહાઉલ્લા જણાવે છે કે:—

"આફત તો લીલાં વરસાદનાં ઝાપટાં જેવી છે. દુઃખ વખતે તેનું નુર ઝળક્યું છે, તેની સ્તુતિ વધારે થઇ છે. જમાનાઓથી તેની એ પદ્ધતિ ચાલી આવે છે."

જડવાદ ઉપર આધ્યાત્મિકવાદનો વિજય થવા વિષે અબ્દુલ બહાએ ઇ. સ. ૧૯૦૪ માં લખ્યું હતું કે:—

"જાણજો કે આફતો અને દુઃખો વધશે. લોકો બેજાર થઇ પડશે. સુખ કે આનંદ કશે દેખાશે નહિ. ભારે લડાઇઓ થશે. બધી બાજુએથી આશા તુટી પડશે ત્યાર પછી ખુદાને સંભારવામાં આવશે. તે વખતે બધી બાજુએથી 'યા બેહીઉલ આબ્હા'ના પોકારો થશે"

ઇ. સ. ૧૯૧૪ ના ફેબ્રુવારીમાં તેમને પૂછવામાં આવ્યું હતું કે કોઈ મોટું રાજ્ય (બહાઇ ધર્મનું) અનુયાયી થશે ત્યારે તેમણે કહ્યું હતું કે.—

"આખી દુનિયાના લોકો અનુયાયી થશે તમે સંપ્રદાયની શરૂઆતથી જુઓ માલમ પડશે કે હમણાં તેનો પ્રચાર આખી દુનિયામાં થઇ ગયો છે. તેના છાયડે બધાજ આવશે."

ઇ. સ. ૧૯૧૩ ના ફેબ્રુવારીમાં થીઓસોફીસ્ટો સમક્ષ ભીષણ કરતાં તેમણે કહેલું કે:—

"આ જમાનો સત્યરૂપી સૂર્યના પ્રકાશનો છે. તે દરમ્યાન પૃથ્વી ઉપર ખુદાનું રાજ્ય સ્થપાશે."

ડેનીયલે પોતાની કિતાબમાં ભાખ્યું છે કે ૧૩૩૫ દિવસ થોભશે તે ભાગ્યશાળી નિવડશે....

અબ્દુલ બહાએ એનો અર્થ એમ કર્યો છે કે "૧૩૩૫ દિવસો એટલે હીજરત પછીના ૧૩૩૫ સૌર વર્ષો. એટલે કે ઇ. સ. ૧૯૫૭ માં આખી દુનિયામાં પાકી શાંતિ સ્થપાશે, અને એકજ ભાષા બોલાતી થશે. ગેરસમજુતિઓ દૂર થશે. બહાઇ ધર્મ બધે ફેલાશે અને મનુષ્યજાતિની એકતા સ્થપાશે. તે એક મહિમાવંત યુગ ગણાશે."

અક્કા અને હૈફા.

તા૦ ૧૪ મી ફેબરવારી ૧૯૧૪ ને રોજ હૈફા મધે જાત્રાળુઓના ઉતારાની એક બારીએ બેસી અબ્દુલ બહા નીચે પ્રમાણે બોલ્યા હતા તે મીરઝા અહમદ સોરાબની ડાયરીમાંથી મળી આવે છેઃ—

"જાત્રાગૃહનો દેખાવ મજાનો છે કેમ જે તેની સામે બહાઉલ્લાની કબર આવેલી છે. ભવિષ્યમાં અક્કા અને હૈફા વચ્ચે મોટી ઇમારતો બંધાઇ જશે અને હમણાના એ બે શહેરો તે એક મહાન પાટનગરના બે છેડા થઇ પડશે આ અર્ધવર્તુલાકાર ઉપસાગર તે મોટું બારૂં થઇ પડશે જ્યાં દુનિયાના હજારો માણસોને લઇને તથા માલ ભરી ભરીને મોટા જહાજો આવશે મેદાનમાં અને ટેકરીઓ ઉપર સુંદર મહાલયો બંધાઇ જશે, ઉદ્યોગો ચાલુ રહેશે, સખાવતી ખાતાંઓ ચાલશે. દેશેદેશમાંથી વિદ્વાનો આવશે અને ભ્રાતૃભાવનો પ્રચાર કરશે બધી બાજુએ બાગ બગીચાઓ બનશે. રાત્રે વીજળીક રોશનીથી શહેર ઝળકી

રહેશે. અક્કાથી હૈફા સુધીનો આખો બંદરકાંઠો બત્તીઓથી શણગારાશે. જહાજોને નિશાન આપવા માટે કારમેલ પહાડની બેઉ બાજુએથી સર્ચલાઇટ ફેંકવામાં આવશે પહાડની આસપાસ અને ઉપર નીચે બધે બત્તી દેખાશે તેના શિખર પરથી જોનારને કંઇ ઉમદા નજર પડશે.

"પહાડના દરેક ભાગ પરથી 'યા બેહીઉલ આબ્હા'ના પોકારો સંભળાવશે. પ્રભાતમાં ખુદાની બંદગીના સંગીતમય સૂરો સંભળાવશે.

"ખુદાની રીતો ન્યારી અને અગમ્ય છે. શીરાઝ અને તેહરાન, બગદાદ અને ઇસતંબુલ એડ્રીયાનોપલ અને અક્કા અને હૈફા વચ્ચે બાહ્ય સંબંધ શો છે? ખુદા પોતાની રીતે કામ માપ્યા કરે છે. અને પયગામ્બરોએ કરેલી આગાહીઓ પરિપૂર્ણ થયા કરે છે વખત જતાં ખુદા એ બધું પાર ઉતારશે અને એક બોલ પણ અર્થ વગરનો કે અપૂર્ણ રહેશે નહિ."



# પ્રકરણ ૧૫મું.

## અવલોકન અને ઉપસંહાર.

"હે દોસ્તો, ખુદાની ઉદારતા સંપૂર્ણ છે; તેની વાણી સત્ય છે, તેના પુરાવા મોજુદ છે અને તેનો હું શાહેદ છું.... ખુદાંઇ રહેમ પરિપૂર્ણ થઇ છે, તેની સ્તુતિ અને મહિમા વધો"—બહાઉલ્લા.

## બહાઇ પ્રવૃત્તિની પ્રગતિ.

બહાઇ ચળવળ દુનિયામાં કેમ આગળ વધી છે તેનું વિગતે વર્ણન આપવા માટે પૂરતો અવકાશ નથી. તે માટે ઘણાં પ્રકરણો લખવાં પડે, ઘણી આવેશપૂર્ણ કથાઓ રજુ કરવી પડે પણ તેનો ટુંકસાર આપવામાં આવશે.

ઇરાનમાં બહાઇ સંપ્રદાયના શરૂઆતના અનુયાયીઓ સામે પુષ્કળ વિરોધ થયેલો; તેઓની રીબામણી સતામણી બહુ થયેલી પણ તેઓ ધીરજ, મક્કમતા અને બહાદુરીથી બધી અગ્નિ પરિક્ષામાંથી પસાર થયા હતા. તેઓએ પોતાનાં લોહી વહેવડાવી ને પુનર્જન્મ પ્રાપ્ત કર્યો. હજારો માણસો શહીદ થયા; હજારોએ માર ખાધો; હજારોએ કેદ ભોગવી, માલમતા ગુમાવ્યાં અને ઘરબાર ગુમાવી નિરાધાર થયા. સાઠ વરસ સુધી ઇરાનમાં કોઇ પણ માણસ બાબ અથવા બહાઉલ્લાનું નામ દેતો તો મીલ્કત ગુમાવી બેસતો, સ્વતંત્રતા ગુમાવતો અને જાન પણ ખોતો. છતાં જેમ ધુળનું એક રજકણ સૂર્યને ઢાંકી શકતું નથી તેમ બહાઇ ચળવળ આગળ વધી.

આજે ઇરાનના એક છેડેથી બીજા છેડા સુધી દરેક ગામ શહેર અને કસબામાં અને ભટકતી ટોળીઓમાં પણ બહાઇઓ જોઇએ તેટલા મળશે. બહાઇઓનાં કેટલાંક તો ગામોના ગામો છે અને મોટા કસ્બાઓમાં પણ તેઓનું પ્રમાણ મોટું છે. જુદા જુદા અને પરસ્પર વિરોધી સંપ્રદાયના માણસો બહાઇ થવાથી એક થયા છે અને આપસ આપસમાંજ નહિ પણ ગમે તેની સાથે ભાઇચારાના એખલાસથી રહે છે. તેઓ લડાઇનું બી બાળવા અને ઇન્સાન જાતને એક કરવાની ચળવળ ચલાવી રહ્યા છે કે જેથી દુનિયામાં ખુદાનું રાજ્ય સ્થપાય.

એના કરતાં મોટો ચમત્કાર કયો? એકજ ચમત્કાર તેનાથી મોટો ગણાય કે જ્યારે આખી દુનિયા એક થાય પણ તેનાં ચિન્હો સુધ્ધાં નજરે પડવા લાગ્યાં છે.

તુર્કસ્તાન, હિંદ, બર્મા અને અમેરિકામાં હજારો બહાઇઓ છે. જર્મની, ઇટલી, સ્વીટઝર્લેંડ અને ફ્રાન્સમાં બહાઇ મથકો પ્રચાર કામ કરે છે. ત્યાં તેઓ એકાદ માસિક ચલવે છે અને દર વરસે બહાઇઓની એકેક સભા ભરે છે. જાપાનમાં જાપાનીઝ અને એસ્પેરેન્ટો ભાષામાં એક બહાઈ માસિક નીકળે છે. દુનિયાની વસ્તિના પ્રમાણમાં બહાઇઓ ઘઉંમાં કાંકરા જેટલા છે પણ વસીલો વધારે ચલાવે છે.

બહાઇની ખરી કસોટી તેના નામમાં નહિ પણ આચારમાં છે. અને સંપ્રદાયની કસોટી તેના અનુયાયીઓની સંખ્યામાં નહિ પણ તેના સિધ્ધાંતોની અસરકારકતામાં છે. બહાઉલ્લાના અવતાર પછી દુનિયામાં જલદી ફેરફારો તો થવા લાગ્યાજ છે. અને તે પણ બહાઉલ્લાએ પચાસ વર્ષ ઉપર સુચવેલા રાહ ઉપર. માટે તેની સુચના કરનારમાં કંઇ વિશેષતા તો હોવીજ જોઇએ:

જેઓ માનસસંધાન અને બંદગીની અસરકારકતામાં માનતા હોય તેઓનાં મન પર બહાઉલ્લાની કંઇને કંઇ છાપ પડયા વગર રહેશે નહિ.

"ઇરાન અને તેના પ્રશ્નો"એ નામનાં પુસ્તકમાં લોર્ડ કર્ઝને ઈ. સ. ૧૮૯૨ માં લખ્યું હતું કે "ટુંકો અડસટ્ટો કાઢીએ તો પણ ઇરાનમાં પાંચ લાખ બાબી હોવા જોઇએ, જો કે હું તો ૧૦ લાખ ધારૂં છું. પ્રધાનોમાં, દરબારીઓમાં, ઘોડાવાળાઓમાં અને ઝાડુવાળાઓમાં, અને ખુદ મુસ્લીમ ઉલેમાઓમાં પણ બાબીઓ છે....જો બાબ સંપ્રદાય હમણાંની ગતિએ ફેલાશે તો એવો વખત આવશે કે ઇરાનમાં મહમદીય ધર્મ નહિ રહે. દુશ્મનના વાવટા હેઠળની જમીનપર આમ થઇ શકે તેવું લાગતું નથી પણ બાબીઓ તરીકે સર્વોત્તમ માણસો (મુસલમાનો) ભરાતા જાય છે એટલે કે દુશ્મનનું કિલ્લેબંધી લશ્કરજ ફોડવામાં આવ્યું છે માટે માનવા જોગ છે કે છેવટે આખું ઇરાન બહાઇ બને."

### બાબ અને બહાઉલ્લાની પયગામ્બરી.

બાબ અને બહાઉલ્લાના ઉપદેશો અને જીવન ચરિત્રો વાંચીને આપણે અજબ થઇએ છીએ કે તેઓમાં એટલી બધી મહત્તા યા દૈવીપ્રેરણા આવી કયાંથી? તેઓ ઝનુન અને અંધશ્રધ્ધાના વાતાવરણમાં ઉછર્યા હતા; કેળવણી નહિ જેવી મેળવેલી; પશ્ચિમની સંસ્કૃતિ સાથે સંબંધ નહિ. રાજ્યદ્વારી કે આર્થિક પીઠબળ નહિ; તેઓએ કોઇ પાસે કદી હાથ ધર્યો નહોતો અને હંમેશા અન્યાય અને જુલમજ સહ્યો હતો. દુનિયામાં મોટા મનાતા તેઓના વિરોધી હતા. તેઓને ચાબકે ફટકાર્યા, કેદનાં સંકટો નાંખ્યાં, કામમાં આફતો નાંખી; ખુદા સિવાય કોઇનો આધાર નહિ છતાં અંતે તેઓનો જય થયો.

તેઓના ઉમદા આદર્શ, જીવનના આત્મભોગ, દૃઢતા, શૌર્ય, ડહાપણ, જ્ઞાન, સર્વગ્રાહીપણું, સમજશકિત, ઉપદેશ, પ્રેરકશકિત, ઉત્સાહ, પારદર્શકતા, વિગેરે તેઓની પયગામ્બરીની ખાત્રીલાયક સહાદતો છે.

ઉજ્વળ ભવિષ્ય.

બહાઇ ધર્મનો સંદેશો એ છે કે ખુદાની બધા ઉપર રહેમ છે અને મનુષ્ય જાતની એકતાને પંથે પ્રગતિ થનારજ છે આ ખુશ ખબર અદ્વિતીય છે તેનો હેતુ નવું સ્વર્ગ અને નવી પૃથ્વી રચવાનો છે. ખ્રીસ્ત તથા બીજા પયગામ્બરોએ જે કામ કરવા જાન ગુમાવ્યા તેજ કામ એ છે; પયગામ્બરો વચ્ચે કદી હરિફાઇ હોતી નથી એક અમુક યા તમુક અવતારથી નહિ પણ બધા અવતારોના એકત્ર કામથીજ તે હેતુ સધાશે.

અબ્દુલ બહા કહે છે:—

"ઇસુને ચઢાવવા અબ્રાહમને અને બહાઉલ્લાને ચઢાવવા ઇસુને ઉતારી પાડવાની જરૂર નથી. ખુદાઈ સત્ય ગમે ત્યાંથી સ્વીકારવાનું છે. મૂળ મુદ્દો એ છે કે બધા પયગામ્બરો ખુદાઇ વાવટો ફરકાવવા આવ્યા હતા. તેઓ એક આકાશમાં ચળકતા તારા છે કે જે બધાજ દુનિયાને પ્રકાશ આપે છે."

એ કામ ખુદાનું છે. તે કરવા તે એકલા પયગામ્બરોનેજ નહિ પણ બધા માણસોને બોલાવે છે. જો આપણે ના પાડીશું તો તેથી તેનું કામ અટકી પડવાનું નથી. આપણે ના પાડીશું તો તે બીજાં પાત્રો ઉભાં કરી પોતાનું કામ આગળ ધપાવશે. નુકસાન આપણને થશે. તે એ કે આપણામાં ખુદાઇ નુર છે તેનો અનુભવ નહિ થશે.

પણ માણસ જાતમાં એક ખુબી છે. સત્ય જોયા પછી તે બેવકુફીભર્યા માર્ગે ચાલુ રહેશે નહિ. બહાઉલ્લાની તો ખાત્રી હતી કે થોડા વખતમાં બધાજ ખુદાનો સંદેશો ઝીલશે અને નીતિમાન તથા આજ્ઞાધારક થશે. દિલગીરી ખુશાલીમાં અને રોગ આરોગ્યમાં ફેરવાઇ જશે. આ દુનિયાનું રાજ્ય ખુદા અને તેના ખ્રીસ્તનું થશે કે જ્યાં તેઓ અનંત કાળ રાજ્ય કર્યાજ કરશે.

## ધર્મનું પુન: સંસ્થાપન.

હમણાં દુનિયાની એવી સ્થિતિ છે કે બધાજ ધર્મના લોકોને સૌ સૌના ધર્મનો ખરો અર્થ સમજાવી જાગૃત કરવાની જરૂર છે. બહાઉલ્લાનું એ પ્રકારનું કામ અગત્યનું છે. તેઓ ખ્રીસ્તીઓને વધુ સારા ખ્રીસ્તી, મુસલમાનોને વધુ સારા મુસલમાન બનાવે છે અને બધા માણસોને પયગામ્બરના સંદેશાથી નવચેતન આપે છે. પોતાની પયગામ્બરી પણ સાબિત કરે છે. આધ્યાત્મિક સત્યોનું સ્ફોટન તેઓ પોતાના પૂર્વકાલીનો કરતાં વધુ સારી રીતે કરે છે, અને વ્યકિતગત તથા સમારી જીવનના પ્રશ્નોમાં ખુદાની ખાહેશ શું છે તે દર્શાવે છે. તેમનું શિક્ષણ સર્વ સામાન્ય હોવાથી હમણાં શરૂ થયેલા નવયુગની જરૂરીઆતોને પ્હોંચી વળે તેવું છે. નવી સંસ્કૃતિ રચાવા માટે તેમનો પાયો મજબુત છે.

## નવાં જ્ઞાનની જરૂર.

માણસ જાતની એકતા કરવા, બધા ધર્મોમાંથી ભેદો દૂર કરવા, ધર્મ અને વિજ્ઞાનને પરસ્પર અનુકુળ કરવા, વિશ્વશાંતિ સ્થાપવા, આંતરરાષ્ટ્રિય અદાલત અને ભાષા રચવા, સ્ત્રીઓને મુકિત આપવા, આખી દુનિયામાં કેળવણી ફેલાવવા, ઘરમાંથી નહિ પણ કારખાનાંઓમાથી મુખ્યાં વેઠ અને ગુલામી ૨૬

કરવા અને બધાના હક સાચવવા વિગેરે સવાલો ભારે છે, અને મુશ્કેલ છે, કેમકે સૌ પોતપોતાનું પુછડુંજ પકડી રાખે છે પણ બહાઉલ્લાએ એવા વિચાર રજુ કર્યા છે કે તે જો બધાજ સ્વીકારે તો દુનિયા બેહેશ્ત સમાન થઇ પડે.

સત્ય તો બધાનેજ માટે હોય.

કેટલાકો એમ માને છે કે બહાઇ શિક્ષણ ઇરાન અને પૂર્વના દેશો માટે બરાબર છે પણ પશ્ચિમના દેશો માટે તેની જરૂર નથી; એવો ખ્યાલ ધરાવનાર એક જણને અબ્દુલ બહાએ જવાબ આપ્યો હતો કેઃ—

"બહાઇ સંપ્રદાય એટલે આખી દુનિયાના ભલા માટેનું જે કંઇ હોય તેનો સ્વીકાર; જે સત્ય હોય તે તો બધા માટેજ હોય. સત્ય નહિ હોય તે તો કોઇનેજ કામનું નથી. માટે તેવો સંપ્રદાય એકલા પૌર્વાત્ય કે પાશ્ચિમાત્ય દેશોમાંજ મર્યાદિત રહી શકે નહિ. જો સૂર્યનો પ્રકાશ અને ગરમી દશે દિશામાં જરૂરી હોય તો સત્યના પ્રકાશની પણ બધે સરખીજ જરૂર છે. ક્રીસ્તના અવતાર વખતે રોમનો અને ગ્રીકો ધારતા કે તે ફકત યાહુદીઓ માટે છે અને તેઓ માટે તેમાં કંઇ પણ શીખવા જેવું નહોતું. એવી ધારણાથી તેઓ ખુદાની રહેમથી વંચિત રહ્યા હતા. તેજ પ્રમાણે સમજો કે ખ્રીસ્તી અને બહાઇ સંપ્રદાયનાં શિક્ષણ અને માર્ગ એકજ છે. દરરોજ પ્રગતિ થાય છે. જ્ઞાન પહેલાં ગર્ભાવસ્થામાં, પછી બચપણમાં અને બાળપણમાં હતું; હવે તે સંપૂર્ણ બુદ્ધિ વૈભવરૂપી યુવાવસ્થામાં આવ્યું છે... સુખી તે છે કે જે ખરૂં રહસ્ય સમજીને બુદ્ધિવાનોના જગતમાં પોતાનું સ્થાન લઇ લે છે."

હશે અને તે બેઉને ચરણે મારૂં જીવન અર્પણ કરૂં છું . .

"વલી-એ-અમરની ફરજ છે કે પોતાનાં જીવતાં જીવત પોતાની પાછળનો વલી તેણે નીમી જવો કે જેથી તેમનાં ગુજર્યા પછી કંઇ મતભેદ ઉભા થાય નહિ. જેને નીમવામાં આવે તે સંસારી ચીજો પ્રત્યે વૈરાગી હોવો જોઇએ. પાક દિલનો હોવો જોઇએ, ખુદાનો ડર રાખતો હોવો જોઇએ, ડહાપણવાળો, વિદ્વાન જ્ઞાની હોવો જોઈએ. જો આ વંશનો જ્યેષ્ટ પુત્ર "વલી" થવાની આધ્યાત્મિક લાયકાતવાળો નહિ નીકળે તો ખાનદાનમાંથી કોઇ બીજાને પસંદ કરવો.

"વલી-એ-અમરની સાથે હંમેશાં કામ કરે એવા નવ ગૃહસ્થોને બહાઇઓએ પોતે ચુંટવા, અને એ નવ જણાએ અથવા તેઓની બહુમતીએ વલીના મદદગાર નીમવા અને વલી-એ-અમરના વારસ તરીકે જેનું નામ મુકરર થયું હોય તેને બહાલી આપવી. મત છુપી રીતે (બેલટથી) આપવા કે જેથી તર્ફેણુ કે વિરૂધ્ધમાં મત આપનારાઓનાં નામ બહાર આવે નહિ."

### સંપ્રદાયના કાર્યકર્તાઓ.

બહાઉલ્લાએ પોતાને મદદ કરવા સારૂ ચાર કસાયેલા દોસ્તોને પોતાની પાસે રાખ્યા હતા અને તેઓને અયાદિ ઇ-અમરૂલ્લા એ નામ આપ્યાં હતાં. તેમાંના ત્રણ જણ ગુજરી ગયા છે અને એક જીવે છે. એજ નામ હેઠળ એક કાયમનું મંડળ સ્થાપવા અબ્દુલ બહા વસીયતનામાંમાં નીચે પ્રમાણે જોગવાઇ કરે છે:—

"અયે દોસ્તો! એ કાર્યકર્તાઓને વલી-એ-અમરે નીમવા જોઇએ. તેઓએ બહાઇ સંપ્રદાયનો પ્રચાર કરવો અને ગમે તેવા સંજોગોમાં પણ પવિત્ર અને વૈરાગ્યશીલ જીવન ગુજારવું...."

"એ કાર્યકર્તાઓનું મંડળ વલીના નિર્દેશ પ્રમાણે ચાલે, અને વલી તેઓને સંપ્રદાયના પ્રચાર માટે ચાલુ ઉત્સાહ અને ઉત્તેજન આપે."

## ધર્મસભાઓ.

બહાઇ સંપ્રદાયની ધર્મસભાઓ દુનિયાના ઘણા ભાગોમાં કામ કરે છે. તે ઉપરાંત દેશીય અને સર્વદેશીય ધર્મસભાઓ સ્થાપવા અબ્દુલ બહાએ વસીયતનામામાં લખ્યું છે કેઃ—

"ધર્મસભા (બયતુલ-અદલ) ની ચુંટણી બધા અનુયાયીઓએ મળીને કરવી. એ સભાના સભાસદો ભલા, જ્ઞાની, ડાહ્યા, અને ખુદાથી ડરીને ચાલનારા ગૃહસ્થો હોવા જોઇએ. એક સૌથી મોટી ધર્મસભા હોવી જોઇએ કે જેના સભાસદોની ચુંટણી તેનાથી ઉતરતી ધર્મસભાના સભાસદોને હાથે થવી જોઇએ.

"સૌથી વડી ધર્મસભા આગળ હરેક ચીઝ રજુ કરવી જોઇએ; બધા કાયદા કાનુનો કે જે પવિત્ર શાસ્ત્રમાં મળતા નહિ હોય. એ સભાએ બધા સવાલોનો ફેંસલો કરવો જોઇએ. સંપ્રદાયના વલીને તેઓએ પોતાનો વડો ગણવો જોઇએ કે જે જો તેઓની સભામાં હાજરી નહિ આપે તો તેનો કોઇ પ્રતિનિધિ આવે...એ ધર્મસભા નિયમો ઘડશે અને અમલમાં મેલાવશે. ધારામંડળ અને કારોબારી મંડળ બેઉ સંપથી કામ કરે તો ન્યાયના પાયા મજબુત થાય અને આ દુનિયા બેહેસ્ત જેવી થઇ જાય....આવી ધર્મસભા જે કરશે તે ખુદાની ખાહેશ પ્રમાણેજ

હશે. તેના ચુકાદાને નહિ માનનારા તે કજીયા કંકાસના કાલબુતો હશે કે જેઓ શરીયતના ખુદાથી વિમુખ થશે...

"વડી ધર્મસભાની ફરજ છે કે તેણે ચોકસ સ્થાને એકત્ર થઇને મતભેદ ઉભા થયા હોય તેની તથા પવિત્ર શાસ્ત્રમાં નહિ લખેલી હોય તેવી બાબતો પર વિચાર કરવો. પવિત્ર શાસ્ત્રમાં સ્પષ્ટ નહિ જણાવ્યા હશે તેવા કાયદા કરવા અથવા રદ કરવાની તેને સત્તા છે. દાખલા તરીકે આજે કરેલો કાયદો સંજોગો ફરવાતાં સો વરસે નકામો થઇ જાય તો તે વખતની ધર્મસભા તેને બદલી શકે યા રદ કરી શકે. તેવા કાયદા પવિત્ર શાસ્ત્રના ભાગ નહિ હોવાથી રચાઇ કે તોડી શકાય."

અબ્દુલ બહાનાં વસીયતનામાં ઉપર ટીકા કરવાનો અવકાશ નથી પણ આપણે તેનો એક એવો અગત્યનો ભાગ લઇશું કે જેથી બહાઇ સંપ્રદાયના મૂળ સિદ્ધાંતો પણ જણાય અને આ પુસ્તકનું છેવટ પણ શુભ લાગે:—

"અરે, ખુદાનાં પ્યારાંઓ! આ પવિત્ર સૃષ્ટમાં લડાઇ કજીયા બીલકુલ કરવા ઘટતા નથી. દરેક લડાયક વ્યકિત ખુદાની રહેમ ગુમાવી બેસે છે. જગત માત્રના જીવો પ્રત્યે પ્રેમ, દયા અને માયા રાખવાની જરૂર છે; પછી તેઓ દોસ્તો હોય કે અજાણ્યાં હોય. એવો માયાભાવ બતાવવો કે અજાણ્યો પણ દોસ્ત બને અને દુશ્મન પણ દોસ્ત બને. કારણ કે ખુદાએ સર્વને સમાન બનાવ્યા છે. ભેદ પડેલા છે તે દુન્યવી છે.

"માટે પ્યારા દોસ્તો! બધી જાત અને બધા ધર્મના લોકો સાથે સચ્ચાઇ, પ્રમાણિકતા, વફાદારી, માયાકુળતા અને ભલી લાગણીથી રહો કે જેથી આખી દુનિયા બહાની રહેમથી ભરાઇ

જાય અને અદાવત, ધિક્કાર, અજ્ઞાન વિગેરેના નાશ થાય અને સર્વત્ર એકસરખો પ્રકાશ પડે. બીજા લોકો કે બીજી પ્રજાઓ તમારી સાથે અપ્રમાણિકતા વાપરે તો પણ તમે તો પ્રમાણિકજ રહો; તેઓ તમારાથી દૂર રહે તો તમે તેઓને તમારા તરફ આકર્ષો; તેઓ અદાવત કરે તો તમે દોસ્તીનો હાથ લંબાવો. તેઓ તમારી જીંદગીમાં ઝેર રેડે તો તમે અમૃત રેડો; તેઓ તમને ઘા કરે તો પણ તેઓના દિલના ઘા તમે રૂઝાવો. સાચા માણસોના આવા આચાર અને આવા ગુણ હોય છે!"

"રે, ખુદાનાં પ્યારાંઓ; ન્યાયી રાજાઓને આધીન અને નીતિવાન રાજાઓને વફાદાર રહો. દુનિયાના રાજાઓની સચાઇ અને વફાદારીથી સેવા બજાવો, તેઓના હુકમ માનો અને તેઓનું ભલું ઇચ્છો; તેઓની રજા પરવાનગી વગર રાજ્યદ્વારી બાબતોમાં માથાં મારતા નહિ, કારણ કે ન્યાયી રાજાને બેવફા થવું તે ખુદાને બેવફા થયા બરાબર છે. તમારી સમક્ષ એ હું ખુદાનું ફરમાન બતાવું છું. તે સમજીને ઘટતી વર્તણુક રાખવી."

"હે ખુદા, બધી (જડ) ચીજો મને રડે છે જ્યારે મારા જાતભાઇઓ મારી આફત જોઇ ખુશી થાય છે. હે ખુદા, તારા ચમત્કારથી મારા કેટલાક દુશ્મનોના દિલ પણ મારી આફત જોઇને પીગળ્યાં છે; મારી અદેખાઇ કરનારાઓએ પણ મારી દેશનિકાલી, ચિંતા અને મારાં દુઃખ જોઇ આંસું પાડયાં છે, મારામાં તેઓએ પ્રેમ, દયા અને રહેમ સિવાય બીજું કંઇ જોયું નહિ ત્યારે તેઓએ તેમ કર્યું", તેઓ ખુદ બોલ્યા કે 'ખુદા અમારો શાહેદ છે; એનામાં અમે સચ્ચાઇ, ખાનદાની અને રહેમ સિવાય બીજું કંઇ જોયું નથી.' શરીયતનો ભંગ કરનારાઓ મારા ઉપર જેમ જેમ વધારે દુઃખ પડતાં જતાં

હતાં તેમ વધારે ઘાતકી થતા હતા અને મારી કરૂણાજનક હાલત જોઇ ખુશ થતા હતા."

"હે ખુદા ! હું મારાં દિલથી તારી બંદગી ગુજારૂં છું; તેઓના અનાચાર અને ઘાતકીપણાં માટે મારે તેઓ સામે વેર લેવું નથી. તેઓ તો અજ્ઞાન અને મૂર્ખ છે એટલે પોતે શું કરે છે તે તેઓ જાણતા નથી. તેઓને ખરાં ખોટાંનું કે ન્યાય અન્યાયનું ભાન નથી. તેઓ પોતાની મરજી પડે તેમ અને બેવકુફીનું અનુકરણ કરે છે. હે ખુદા ! તેઓ પર તું રહેમ કર ! આફતો અને દુઃખોથી તેઓને બચાવ ! અને તેઓના વતીની સજા જોઇએ તો મને કર, તેઓનાં દુઃખ મારી ઉપર નાંખ, તારાં પ્યારાંઓ વાસ્તે આ બંદાનો જોઇએ તો ભોગ લે ! હે ખુદા ! મારો આત્મા, મારી જીંદગી, બધું હું તેઓને માટે સમર્પણ કરવા ચાહું છું. હે ખુદા ! હું દીનભાવે તારી સ્તુતિ કરૂં છું કે મને જેઓએ હેરાન કર્યાં હોય, મારી સામે જેઓએ કાવત્રાં કીધાં હોય, મને જેઓએ અન્યાય કર્યો હોય તે બધાંઓને તું દરગુજર કર, રહેમ કર, ખુશી કર, દુઃખમાંથી છોડ, સુખી કર અને આબાદ કર. તું સર્વ શકિતવાન, રહીમ, અને કરીમ છે."

"ખ્રીસ્તના શિષ્યોએ દુન્યવી ચીજોનો મોહ છોડી દીધો હતો. પોતાની જાતનો તેઓ વિચાર કરતા નહોતા; સ્વાર્થ અને માયાનો તેઓએ ત્યાગ કર્યો હતો અને દુનિયાને ખુદાની રાહબરીનો ઉપદેશ આપ્યો હતો. તેઓએ દુનિયાને બદલી અને છેલ્લી ઘડી સુધી ખુદાને માર્ગે ચાલતાં, કોઇપણ જાતનો આત્મભોગ આપતાં ડરતા નહોતા; બીજા દેશોમાં તેવા માણસો

શહીદ થયા હતા. જેઓને કામ કરવું હોય તેઓ તેઓનો દાખલો લે."

"હે ખુદા ! હું તને, તારા પયગામ્બરોને, તારા સંતોને, અને તારા પવિત્ર આત્માઓની સાક્ષે જાહેર કરૂં છું કે તારાં પ્યારાંઓ આગળ મેં તારે લગતી શહાદતો તો રજુ કરી છે, બધી બાબતો તેઓને સ્પષ્ટ રીતે સમજાવી છે કે જેથી તેઓ તારો ધર્મ સંભાળે, તારા સીધા રાહ પર રહે, અને તારો ઉજળો કાયદો પાળે. ખરેખર તુંજ સર્વજ્ઞ છે! તુંજ સર્વ ડહાપણનો ભંડાર છે!"



# READING LIST

*Baha'u'llah and the New Era*, by J.E. Esslemont. An authoritative and comprehensive survey of Baha'i history and the teachings as related to present religious, scientific and social conditions in Europe and America, with many quotations from the writings, 308 pp. Post 8vo.; 5+7 Bound in paper ... Rs. 2 0 0

*Some Answered Questions*, edited by Laura Clifford Barney. An Exposition of fundamental spiritual and philosophic problems. 350 pp. Royal 8vo.; 6½x9½. Bound in black cloth ... ... ... Rs. 8 0 0

*Promulgation of Universal Peace*, edited by Howard MacNutt. Public addresses delivered throughout the United States in 1912. This work contains 'Abdu'l-Baha's spiritual message to the American people, whom He summoned to establish the "Most Great Peace," which is the consummation of the ideals of all religionists, scientists and humanitarians, 232 pp. Imperial 8vo.; 6½x9¾. Bound in black cloth. In two volumes, Per vol. ... ... ... .. ... Rs. 10 0 0

*The Wisdom of 'Abdu'l-Baha*, Edited by Lady Blomfield. Previously published under the title of "Paris Talks," a brief but comprehensive presentation of His message. 172 pp. Post 8 vo.; 5x7½. Bound in paper ... Rs. 2 0 0

*Three Tablets of Baha'u'llah* (Tablet of the Branch, Kitab-i-'Ahd, Lawh-i-Aqdas), the appointment of 'Abdu'l Baha as the interpreter of the teachings of Baha'u'llah, the Testament of Baha'u'llah, and His message to the Christians. Post 8vo.; 5½x7½. Bound in paper ... ... ... Rs. 1 0 0

*Tablets of Baha'u'llah* (Tarazat, The Tablet of the World, Kalimat, Tajalliyat, Bisharat, Ishraqat) social and spiritual principles of the new age. 138 pp. 6¾ x 10. Bound in blue cloth ... ... ... Rs. 8 0 0

*Epistle to the son of the Wolf*, translated by Julie Chanler. A work written by Baha'u'llah in His last years, addressed to the son of a prominent Persian who had been a savage enemy of the Cause. This Tablet recapitulates many teachings Baha'u'llah had revealed in earlier works. 140 pp. Royal 8vo.; 6¼x9¼. Bound in blue cloth and white parchment ... ... ... Rs. 10 0 0

*Hidden Words,* translated by Soghi Effendi. The essence of the teachings of all the Prophets. 54 pp. 16mo.; 4¼x6¼. Blue cloth ... Rs. 1 6 0

Bonnd in paper ... ... „ 0 10 0

*Kitab-I-Iqan.* (The Book of Certitude), translated by Shoghi Effendi, explaining the oneness of all the Prophets and their significance as the expressions of the Will of God. 283 pp. Post 8vo.; 6×8¾. Bound in blue cloth ...Rs. 10 0 0

*Bahai Scriptures,* edited by Horace Holley, Selected from all available writings of Baha'u'llah] and Abdu'l-Baha and arranged in nine chapters according to subject; with Glossary and Index 576 pp. Crown 8vo; 5¾ x 8½. Bound in blue cloth ...Rs. 10 0 0

*The Baha'i World* (April, 1928-April, 1930). A biennial international record giving a comprehensive account of the activities of the Baha'i Cause throughout the world. Contains many interesting illustrations showing the universal growth of this movement. 377 pp. 7x10. Bound in red cloth ...Rs. 10 0 0

**The Dawn Brekers,** Nabil's thrilling Narrative of the early days of the Baha'i Revelation, translated from the Original Persian and

edited by Shoghi Effendi. 685 pages. 200 photographic Illustrations. Frontispiece in full color. Facsimile reproduction of 20 Tablets written and sealed by 'Ali Muhammad, known to history as the Bab. Introduction and epilogue by Shoghi Effendi, Voluminious notes on conditions in Persia during the Nineteenth Century. Bibliography Map ... ... ... ... Rs 30 0 0

## The Baha'i Movement

A compilation giving a comprehensive history and purpose of the Baha'i Faith and showing its needs to-day as the foundation of a world order and world religion. (Containing excerpts from Baha'i World Vol. 3.) A valuable teaching book. Bound in green paper. 4½x6¾........................... 0 0 7

## The Wisdom of 'Abdu'l-Baha

A brief but comprehensive presentation of the *Baha'i Message as given by 'Abdu'l-*Baha Himself. 172 pp. 5x7½ Bound in

green cloth ... ... ... ... ... 4 0

paper ... ... ... ... ... ... 2 0 0

**The Baha'i Peace Program**

Containing letters from 'Abdu'l-Baha including the one to Dr. Forel pertaining to a solution in working out this plan of peace $9\frac{1}{2}$x$6\frac{1}{2}$ 47 pp. Bound in green paper ... 2·0 0

**The Baha'i World Vol. 3**

A biennial record giving an account of the activities of the Baha'i Cause throughout the world. It contains many interesting illustrations showing the universal growth of the movement. 378 pp. 7 x 10. Bound in red cloth ... ... ... ... ... 10 0 0

**Whence comes the Light**

This little book gives a clear understanding in a brief outline of the approach to the Baha'i Cause and the noble grandeur of its founders. The quotations from Baha'i writings throw light upon every phase of life. 5 x 6. 84 pp. Bound in green paper 1 0 0

**The Baha'i Revelation**

A most excellent compilation of the teachings of Baha'u'llah, gathered from various translations and arranged so as to be consecutive as to subject. Showing the evolution

of spiritual consciousness and the oneness of purpose of all great religions of the world, and culminating to-day in the fulfillment of all religions of the past. 182 pp. 5½x8. Bound in green cloth ... ... 4 0 0

---

Published by the

BAHA'I PUBLISHING COMMITTEE

P. O. Box 348 Central Station

New York City

Obtainable from the

| | |
|---|---|
| POONA | Baha'i *Book Stall, National Hotel,* Post Box No. 8. |
| BOMBAY | Krishna Building, Bori Bunder, P. O. *Box 470.* |
| CALCUTTA | Post Box 8940. |
| DAIDANAW | Kalazoo, P. O. Kunjangoon, Distt. Hathiwadi, |
| KARACHI | 1059 Elphinstone Street. |
| KUNGYAN | 115 84th Street, |
| MANDALAY | 9 34th Street. |
| RANGOON | P. O. Box 299. |

| | |
|---|---|
| DELHI | Syed M. H Ilmi, Carol Baug. |
| LAHORE | Prof Pritamsingh, 50, Temple Road. |
| SURAT | Mr N. R. Vakil, Havadia Chakla |

This book can be obtained from P.O Box 470 Bombay.

Complete Catalogue of Baha'i literature sent free on request

